श्रीमद् उपेन्द्रभगवान्स्मारकग्रंथावलिः

ग्रंथांकः ४

# श्री उपेन्द्रगिरामृत.

## द्वितीय परिवाह.

प्रथमावृत्ति

रचनार :

श्रीमद् उपेन्द्राचार्यजी.

---

સુધારેલું मूल्य : रु. ~~१-८-०~~ ६-००
(છ રૂપિયા)

संवत १९९५ — વ્યવસ્થાપક — इ. स. १९३८

[illegible]

(શ્રી ઉ. ભ. સ્મા. [illegible])

श्रीमती जयन्तीदेवीनी आज्ञाथी

प्रसिद्धकरनार :

श्रेयस्साधको.










પ્રકાશક :—ગોવિન્દલાલ ત્ર્યં૦ ત્રિવેદી.
મુદ્રણસ્થાન :—ધી લુહાણામિત્ર પ્રિં. પ્રેસ.
મુદ્રક :—અંબાલાલ વિઠ્ઠલભાઈ ઠક્કર.
રાવપુરા, વડોદરા. તા. ૮ : ૧૧ : '૨૮.

—ॐ श्री—

## मङ्गलम्

स्नपयन्तीशहृद्देशं प्रार्थनामृतयन्त्रतः ।
जयत्यविरतं पुण्या उपेन्द्रप्रतिभाऽद्भुता ॥

स्तोत्रस्तोमांकुशाधीनं प्रसादं कुर्वती प्रभोः ।
जित्वरी सत्वरं नूनं उपेन्द्रप्रतिभा परा ॥

व्योमशैलवनोद्यानसरित्सिन्धुविहारिणी ।
सततं जयति प्रभ्वी उपेन्द्रप्रतिभाऽमरी ॥

अर्पयन्ती स्वभक्तेभ्यः प्रबोधानिलयानतः ।
दिव्यानन्दं जयत्याशु उपेन्द्रप्रतिभाऽतुला ॥

वर्धयन्स्वकलापूरैर्गौर्जरं वाङ्मयाम्बुधिम् ।
जिष्णुर्नां पञ्चमो विष्णुर्भ्राजते कीर्तिभाभरैः ॥

महेतायटंकः विघ्नहररामतनुज कौशिकरामः

પ્રાર્થનારૂપ ફુવારાથી (" શાવર-બાથ "થી) પ્રભુના હૃદય-પ્રદેશને સ્નાન કરાવતી, પવિત્ર અને અદ્‌ભુત શ્રીઉપેન્દ્રની પ્રતિભાનો નિરંતર જય છે.

ઈશ્વરાનુગ્રહને સ્તુતિપદ્યોના સમુદાયરૂપ અંકુશને વશ કરતી શ્રીઉપેન્દ્રની શ્રેષ્ઠ પ્રતિભા નિશ્ચયપૂર્વક સત્વર જયશાલી છે.

આકાશ, પર્વત, વન, ઉપવન, નદી, સમુદ્રમાં (વિવિધ રસપ્રદેશોમાં) વિહાર કરતી, ઐશ્વર્યશાલી શ્રીઉપેન્દ્રની પ્રતિભારૂપ દેવીનો નિરંતર જય છે.

ઉપદેશરૂપ વાયુયાન (" એરોપ્લેન ") દ્વારા પોતાના ભક્તોને દિવ્ય આનંદ આપનાર શ્રીઉપેન્દ્રની અનુપમ પ્રતિભાનો સત્વર જય થાય છે.

પોતાની કલાની રેલથી ગુજરાતી સાહિત્યરૂપ સમુદ્રની વૃદ્ધિ કરનાર, પાંચમા વિષ્ણુ-અવતાર (વામન-ઉપેન્દ્ર)નું નામ ધારણ કરનાર જયશાલી પુરુષવર પોતાની કીર્તિના પ્રકાશમંડલથી દીપે છે.

**કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા.**



—ૐ શ્રીઁ—

# પ્રસ્તાવના.

પરમપૂજ્ય શ્રીમદ્ ઉપેન્દ્રભગવાન્નાં કાવ્યોનો પ્રથમ સંગ્રહ "શ્રી उपेन्द्रगिरामृत-प्रथम परिवाह" એ સંજ્ઞાથી સને ૧૯૧૦ માં, એટલે ૨૮ વર્ષ પૂર્વે, પ્રકટ થયો હતો. એ પુણ્ય ગ્રંથમાં આસરે ૪૦૦ પદ્યોનો સમાવેશ થાય છે. ત્યાર પછી, શ્રી ભગવાન્ના અતિશોચનીય સ્વરૂપાવસ્થાનપર્યંત, વિવિધ પ્રસંગોએ એઓશ્રીનાં એકંદર આસરે ૧૨૦૦ પદ્યો પ્રકટ થયાં છે, જેમાંનો આસરે ત્રિજોભાગ **श्रीउपेन्द्रगिरामृत-द्वितीय परिवाह** એ પવિત્ર નામથી આજે સંગ્રહરૂપે પ્રસિદ્ધિમાં મુકાય છે.

આ પ્રમાણે પૂજ્યશ્રીએ ગુજરાતી સાહિત્યને કાવ્યના ક્ષેત્રમાં જ ૬૦૦ પદ્યોનો ફાળો આપ્યો છે. એ ફાળો કેવો સુંદર છે, કેવો મૂલ્યવાન્ છે એની અંકના તેના અભ્યાસવિના થઇ શકે નહિ એ તો દિનકરકિરણજેવું સ્પષ્ટ છે. એ વિપુલ પદ્યસાહિત્ય-પ્રતિ જેમને રુચિ નથી, તેમ જ એનો અભ્યાસ કરવાની જેમને આવશ્યકતા નથી તેમના સંબંધમાં કંઇ પણ કહેવું એ અઘટિત છે. પરંતુ ગુજરાતી સાહિત્યની સમીક્ષા કરવાનું જેમણે માથે લીધું હોય, અથવા તેમ કરવાનો જેમને પ્રસંગ પ્રાપ્ત થયો હોય,. તેઓ જો એ સાહિત્યની ઉપેક્ષા કરે તો તેઓ દોષમુક્ત રહી શકતા નથી. **बोद्धारो मत्सरग्रस्ताः** "વિદ્વાનો દ્વેષગ્રસ્ત હોય છે" એ વચન રાજર્ષિ કવિ ભર્તૃહરિએ ઉચ્ચાર્યાંને અનેક શતાબ્દીઓ વીતી ગઇ, પરંતુ જાણે આજે જ તે ઉચ્ચરાયું હોય એવું તેનું સત્ય જાગરૂક છે. શ્રેયઃસાધકઅધિકારિવર્ગે એવું તે શું પાપ કર્યું હશે કે જેથી અનેક સાહિત્યસમીક્ષકો તેણે પ્રસિદ્ધ કરેલા હજારો પૃષ્ઠના સાહિત્યપ્રતિ દૃષ્ટિ ફેંકવાની કૃપા કરતા નથી? એ તે દ્વેષ હશે, કે અદેખાઇ હશે, કે આળસ હશે, કે બેદરકારી હશે! એનો ન્યાય કરવાનું કાર્ય ભાવિ ઇતિહાસકારોને સોંપવામાં આવે છે. અપવાદ-રૂપે, બેશક ગુજરાતી સાહિત્યપરિષદ્ના એક કરતાં વધારે પ્રમુખોએ એ સાહિત્યનો ઉલ્લેખ કર્યો છે. તાજેતર તો પ્રસિદ્ધ સાક્ષરવર

શ્રી રમણલાલ વસંતલાલ દેસાઈ જે ઉદાર વિશાલ ભાવથી એ સાહિત્યનો નિર્દેશ તથા પ્રશંસા કરી રહ્યા છે તેપ્રતિ દૃષ્ટિ કરતાં કહ્યા વિના ચાલતું નથી કે એ ઉદારતા તથા વિશાલતાનો અલ્પ અંશ પણ બીજા સાહિત્યકારો દર્શાવશે તો તે તેમને પોતાને જ શોભાસ્પદ થઇ પડશે; બાકી ઉક્ત વર્ગના પૂજ્ય આચાર્યો તથા એ વર્ગના અંગભૂતો તો પોતાની કૃતિ અંતર્યામી પ્રભુના ચરણમાં અર્પીને જ તેની સાર્થકતા માનતા હતા અને માને છે, અને પર-સંતોષને તથા લૌકિક યશને તો તેઓ અવાંતર અનાવશ્યક ફલરૂપે જ ગણતા હતા અને ગણે છે.

પૂ૦ શ્રી ઉપેન્દ્રભગવાન્‌ના સ્વરૂપાવસ્થાનથી એકલા સાધક-વર્ગને જ નહિ પરંતુ ગુજરાતી સાહિત્યને કેવી ગંભીર ખોટ પડી છે તેનું માપ કાઢવાની યોગ્યતા તો તેમના નિકટવર્તી હોવાનું જેમણે સદ્‌ભાગ્ય ભોગવ્યું હતું એવા સાધકોમાં જ છે.

પ્રત્યેક યુગમાં પ્રતિભાશાલીઓ પ્રકટે છે, પરંતુ પૂજ્યશ્રીની પ્રતિભા તો પ્રતિભાશાલીઓને પણ આશ્ચર્યચકિત કરે એવી હતી. સાહિત્યપરિષદ્‌ના પ્રમુખના તેમ જ સભ્યોના માનમાં સ્નેહસંમેલન બપોરે ગોઠવવાનું હોય તો આગલી રાતસુધી કશી તૈયારી ન હોય, અને યોગ્ય સમયે સંમેલનનાં ચક્રો એવી યાંત્રિક સુદક્ષતાથી ચાલી રહ્યાં હોય કે સમાપ્તિએ બધાનો જ ઉદ્‌ગાર નીકળે કે "આવું સંમેલન જોયું નથી!" વર્ગના ઉત્સવનો આરંભ પ્રાતઃકાલે થવાનો હોય તો આગલી રાતસુધી ૫–૧૦ કીર્તનપદ્યો લખવાના બાકી હોય, મધરાતે કે પાછલી રાતે તે તૈયાર થાય, તે ગાવાની તાલિમ અપાય, સવારે તેની કાચી છાપ ("પ્રૂફ") તપાસાઇ રહી હોય, બપોરે પુસ્તક બહાર પડે, અને રાતે સંગાતૃમંડળ સંપૂર્ણ રીતે સજ્જ હોઇ શ્રોતૃમંડળપાસે વાહવાહ કહેવડાવે! રસદર્શનનો એટલે નાટ્યપ્રયોગનો સમય રાતનો રાખવામાં આવ્યો હોય, બપોરસુધી પૂજ્યશ્રી લખી રહ્યા હોય અને વિવિધ પાત્રોને પાઠ આપી રહ્યા હોય, યોગ્ય સમયે ગરબા, નૃત્ય, સંવાદો, વ્યક્તિગત પાઠો–બધું જ સાંગોપાંગ સુવ્યવસ્થિત હોય, અને સેંકડો શ્રોતાઓ આંખ ફટારી સુંદર દૃશ્ય નિહાળી રહ્યા હોય, તેમ જ પૂર્ણ તલ્લીનતાથી મધુર શ્રવ્ય શ્રવણ કરી રહ્યા હોય...

આવા ચમત્કારિક વ્યતિકરોનું સર્જન કરવાની શક્તિ અસાધારણ પ્રતિભાશાલી પુરુષવરોને જ વરેલી હોય છે. આથી પૂજ્યશ્રીનો ભક્તવર્ગ એમ કહેવાની ધૃષ્ટતા ધરાવે છે કે તેઓશ્રીનું આયુષ્ જો લંબાયું હોત તો બીજાં ૨૦૦૦–૩૦૦૦ કાવ્યો રચવાં એ તેઓશ્રીના મનને તો બાલક્રીડન જેવું જ સરલ હતું.

પૂજ્યશ્રીનાં કાવ્યો મુખ્યત્વે કરીને પ્રભુસ્તુતિ, પ્રાર્થના, તત્ત્વજ્ઞાન, ભક્તિ, યોગ, સ્વાનુભવ તથા ઉપદેશ એ વિષયોને ઉદ્દેશીને રચાયલાં છે. ગિરામૃતના બંને પરિવાહનું અવલોકન કરનારને સમજાયાવિના રહેશે નહિ કે તેઓશ્રીની કલ્પના સદા સૌભાગ્યવતી અમરાંગનાની માફક નૂતન વિવિધ વસ્ત્રાલંકારથી વિભૂષિત થયલી હોય છે.

પરમાત્માની સ્તુતિ પરત્વે

" પરબ્રહ્મ જય જય પરમેશ્વર, નમો નમો માયેશ મહેશ્વર. "

એ પંક્તિથી શરૂ થતા પદ્યમાં ( પરિવાહ ૨–૨૮૪ ) કર્તાશ્રીએ ઉપનિષદોની મર્મમય સરલ વચનાવલિને કેવા ભવ્ય પોશાકથી શણગારી છે !

" તું હિ રૂપ મહામોહક ધર કર, તું હિ ખચિત સબકા લે ચિત્ત હર;
તું હિ રૂપ જબ ધરત ભયંકર, અખિલ વિશ્વ કંપત થર થર થર; પરબ્રહ્મ૦"

અઘટિતઘટનાપટીયસી માયાની મોહકતા દર્શાવવામાં કર્તાશ્રીની કલ્પનાની સચોટ સફલતા જોવામાં આવે છે, ઉપરાંત વિવિધ પદ્યોમાં વિનોદનું તત્ત્વ ઠાંસી ઠાંસીને ભરેલું દૃષ્ટિગોચર થાય છે.

" આ તો ભુલભુલામણીની વાડી રે,
કોઇ અટકચાળે, સઉને બનાવવા ઉગાડી.

... ... ...

ઉપરનું રૂપ જોઈ નારીને ધારીરે,
પટને ઉપાડી જોવા કરતાં તૈયારી રે,
મુખ જોવા જતાં આવે હાથમાંહિ દાઢી રે; કોઈ૦
સાંભળી કંઇ કંઇનાં પુરુષનાં નામો રે,
કરાવવા જાય કોઇ પુરુષનાં કામો રે,
ધોતી પકડતાં આવે હાથમાંહિ સાડી રે; કોઇ૦

... ... ...

રબરનાં પૈડાની, હલકી આ ગાડી રે,
જોઈ ધારે ઝટ લઇ જાશે, બગીચે ને વાડી રે,
ચલાવી જોતાં જુએ તેને જોડી બે બિલાડી રે; કોઇ૦
( ૨-૨૩ )

હાસ્યભક્તિ કેવી છૂટ લઈ પ્રભુસમક્ષ પોતાનો દાવો રજુ કરે છે તેનાં વિનોદમય ચિત્રો કર્તાશ્રીની તેજસ્વી પ્રતિભાએ આલેખ્યાં છે.

" શિરજોરી શાના ઉપર આવડી, કહોને શ્યામ, શિરજોરી શાના ઉપર આવડી.
મહેનત કરી મારી મેળે હું આવી છું, કંઇ પકડી આણી નથી બાવડી.

... ... ...

સુખના સાગર તમને કહે પણ મુજને, દેખાડી ન સુખની તલાવડી.
રાચરચીલાં ઘરે મેં છે વસાવ્યાં, આપે તો આણી નથી તાવડી.
મારા રોકયા ક્ષણ રોકાતા છો ન જ્યાં, સ્મરે કો ત્યાં ચાલ્યા ચઢી પાવડી.

... ... ...

જેના પર જોર કરો ઓળખો જરા તો તેને, એ તે છે આખલો કે ગાવડી."
( પરિવાહ ૧-૩૪૮ )

**નેતિ નેતિ** કહી વેદાંતે વર્ણવેલા પરમાત્માને ઉપાસ્ય કોટિમાં આણી ઉપાસક ભકત કેવાં લાડ લડાવી અવર્ણનીય સિદ્ધ કરે છે !

" શું કહીને હું બોલાવું રે, મારા 'એ'ને તો, શું કહીને હું બોલાવું રે ?
નામ ના દેવાય તાણી, લજવાઇ જાય વાણી,
ત્યારે શી દેવી એંધાણી રે ?

... ... ...

બીજું નહિ ગમે એકે, બીજાને છો ફાવે તે કે',
હું તો મારે કે'વાની 'એ' રે,
મારા ' એ ' ને તો, ' એ ' કહીને હું બોલાવું રે. "
( ૨-૨૧૧ )

પ્રભુને ઉપાલંભનો બીજો પ્રકાર ઓછો મીઠો અને રસીલો નથી.

" હાડે છેક શું જતો, કાંઇક દોરી તો ઢીલી મેલ.
પીલી પીલીને પુરો કર્યો છે,
હવે કહે કયાં સુધી કાઢીશ તેલ.

... ... ...

સહસાક્ષિ તું થયો પણ તુજને,
જણાયું ન હું તે થાર કે કેળ ?

... ... ...

લોકો પણ તેને આર ન મારે,
સરલતાથી જે ચાલે બેલ.

... ... ...

આગગાડીસમ કયાંથી ચાલે,
કહે આ દુબળા બળદની વહેલ ? " ( ૨-૩૦૯ )

સિંહના સામર્થ્યની કસોટી જેમ સિંહ કરી શકે છે, અને સમશેરવીરના શૌર્યનું તારતમ્ય જેમ સમશેરવીર કાઢી શકે છે તેમ આ રમતિયાળ રચનાઓની વાસ્તવિક તુલના તો દયારામજેવા કવિઓ જ કરી શકે. ગુરુને જેમ શિષ્યની, અને પિતાને જેમ પુત્રની, અધિકતાના દર્શનથી રોમાંચ થાય છે તેમ સાચો કવિ બીજા અધિક-પ્રતિભાસંપન્ન કવિની કૃતિથી અસૂયાને વશ ન થતાં ઉલટો પુલકિત થાય છે.

વિરહની તીવ્ર વેદના વ્યકત કરવામાં શબ્દપ્રતિભા કેવી સમર્થ બને છે તેના અપૂર્વ નમુના गिरामृतना બંને પરિવાહો પુરા પાડે છે.

" ઘાવ જે લાગ્યો હૃદય, કોને કહેવો ?
પ્રભુ ! કોને ન દેશો એવો.—ઘાવ૦
અણુઅણુમાં બાણેથી વીંધાવાનો, માર લાગે સહેલો સહેવો;
બળતા અંગારા ગળવા કઠિન નથી, જાણીને મીઠો મેવો રે.—ઘાવ૦

... ... ...

અંતરપ્યાલો વિરહના ઘાવથી, ભાંગે છે કોણ જાણે કેવો;
સંધાઈ તે મદિ આખો યતો નથી, ગમે તેનાથી યે રેવો રે—ઘાવ૦ "
( ૧-૩૫૨ )

" તેડાવું કોને પ્રેમથી જ્યાં આવનાર જતા રહ્યા ?
બોલાવું કોને બોલ દઇ જ્યાં બોલનાર મૂગા થયા ?

... ... ...

મેરુસમા મેં નિત્ય નિશ્ચલરૂપ જેને તો ગણ્યાં;
તે દષ્ટિમાંથી હાય ! આજે, જોતજોતામાં વહ્યા.

વાણી છતાં પણ મૂક છું. આંખો છતાં પણ અંધ છું;
જીવવા છતાં નિર્જીવ છું, જ્યાં પ્રાણ મારા ના લહ્યાં."

( ૨-૧૪૯ )

પ્રભુને વિરહની વ્યથા નિવેદન કરવાનું, અને સુકુમાર નિમંત્રણ કરવાનું બેવડું કાર્ય નીચેનું કાવ્ય કેટલી સફળતાથી કરે છે।

" મારા હૃદયના વાસી ! વ્હેલા આવો, રૂડી આ વેળ જાયે વહી;
વ્હાલા ! ચરણો તમારા ઠમકાવો, વાટ હું તો જોઈ રહી.
વિવિધ દૈવી સંપત્તિરૂપી તારક કરે પ્રકાશ;
પણ મુજ પ્રિયતમ ચંદ્રવિના આ, ઝાંખું હૃદયાકાશ - રૂડી૦

... ... ...

રાત દળ્યું બધું વ્યર્થ ન નીકળ્યો, લોટ પ્રભાતે શેર;
વ્યર્થ બધાં સાધન આ સેવ્યાં, આપ ન આવ્યા ઘેર - રૂડી૦
ઉત્તમ કુળ કન્યા જન્મી પણ, ઉત્તમ જો નથી નાથ;
ગૌર અને કોમલ તેથી શું, કંકણ જો નથી હાથ ?

( ૧-૨૫૩ )

પ્રેમભક્તિની પરિપકવતા કેવાં મીઠાંમીઠાં સ્વપ્નો આણે છે તેનું કેવું મધુરું મનહર ચિત્ર પૂજ્યશ્રીએ ચિતર્યું છે !

" મુજ પ્રિયતમની સોડમાં આજે ભરાઇશ હું;
આજે ભરાઇશ હું, અખંડ જ ત્યાં શમાઇશ હું.

... — ...

આરોગ્ય અને ઐશ્વર્યમાંહિ રગદોળાઇશ હું;
પિયુસંગ અનુભવકુંડમાંહિ ઝબકોળાઇશ હું.

... ... ...

આલિંગવા પ્રભુને પ્રભુકંઠે જ ..ટંગાઇશ હું;
પિયુઐકયના સુખરંગમાં સર્વાંગ રંગાઇશ હું. ( ૧-૩૬૨ )

માનસશાસ્ત્રના માર્મિક સિદ્ધાન્તોનો ઉપયોગ અધ્યાત્મક્ષેત્રમાં કરવામાં પૂજ્યશ્રીની લેખિની પછાત પડી નથી.

સૃષ્ટિ આ હસતાની સાથે હસે છે.
સુનાર સાથે સુતી આ સૃષ્ટિ, બેસનાર સાથે બેસે છે;
મંદ ચાલનાર સાથે મંદમંદ ચાલે, ધસનાર સાથે ધસે છે.

... ... ...

યત્ન કરનારની સાથે એ હોંસે, યત્નકાજ કેડને કસે છે;
આનંદ સેવનાર આનંદ લેતો, સૃષ્ટિતણી નસેનસે છે." (૨-૭)

વળી—

" પેલું કમલ જોઈ તમને સાંભર્યા, કહો કમલનયન કે કમલનયના ?
પેલો ચંદ્ર નિહાળીને શું સાંભર્યું કહો ચંદ્રશેખર કે ચંદ્રાનના ?

... ... ...

જળમાં ખેલતાં મત્સ્ય ભાળી શું સાંભર્યા, મત્સ્યાવતારી કે મત્સ્યનયના ?
પેલું પદ્મરાગ જોઇ સાંભરિયા ઓષ્ઠ કૃષ્ણકેશ કે કામિનીના ? "

( ૨–૩૦૫ )

વેદાન્તની મસ્ત ભાવનાનું નીચેનું કાવ્ય વાંચનાર કોઈક જ એવો મન્દભાગી હશે કે જેનું હૃદય વિકસિત નહિ થાય, અને જે ટટાર ચાલવા નહિ પ્રેરાય.

" અમને લાગી સ્વરૂપશું તાળી, રહીએ અમે બ્રહ્મમાં મહાલી.
બ્રહ્મવિના આ સચરાચરમાં, કશું ન શકતા ભાળી;
દૃષ્ટિગોચર અને અગોચર, બ્રહ્મવિના નથી ઠાલી—અમને૦

... ... ...

સ્વરૂપપુષ્ટિની તનમનઉપર, છવાઈ રહી છે લાલી;
બ્રહ્મભુવનમાં અમો વસું જ્યાં, સદાય જાહોજલાલી.—અમને૦

... ... ...

ચિતિવિહંગ બની સ્વરૂપાકારે, ઉડીએ ફરરર ફાલી;
અખંડ વાસ ગગનમાં કરીએ, શકે ન કોઇ નિહાળી.—અમને૦

( ૧–૩૫૩ )

પ્રથમ પરિવાહમાં પ્રકટ થયલાં કાવ્યોમાં તે ગ્રંથની પ્રસ્તાવનાના પૂજ્ય લેખકે નીચેનું અનુભવ–કાવ્ય સર્વોપરિ ગણ્યું છે.

" ન્યારી ન્યારી, દેની અગમ્ય ભૂમિકા અમારી, સ્થિતિ શી ! મહતી જણાતી.

... ... ...

અનુભવના થતા અખંડ ઝળકારા જેમાં,
ન શંકાતણી દૃષ્ટિતણા પલકારા તેમાં,
મહાનિશ્ચિંત અને અચિંત્ય સ્થિતિના શિખરે,
થઇ જ રહીએ નિરંજન ને નિરાકાર એમાં.

... ... ...

સર્વરૂપ છતાં સર્વાંતરે પ્રતીત અમે,
સુપ્રસન્ન અને પૂર્ણપદે સ્થિત અમે,
ગુણાતીત, કાલાતીત, પરાતીત અમે. " ( ૧–૪૭૩ )

એ જ અનુભવ કવિની કલ્પનાપ્રધાન દૃષ્ટિથી કેવું રમણીય રૂપ ધારણ કરે છે !

વાણી છતાં પણ મૂક છું, આંખો છતાં પણ અંધ છું;
જીવવા છતાં નિર્જીવ છું, જ્યાં પ્રાણ મારા ના લહ્યાં."

( ૨-૧૪૯ )

પ્રભુને વિરહની વ્યથા નિવેદન કરવાનું, અને સુકુમાર નિમંત્રણ કરવાનું બેવડું કાર્ય નીચેનું કાવ્ય કેટલી સફળતાથી કરે છે!

" મારા હ્રદયના વાસી! વ્હેલા આવો, રૂડી આ વેળ જાયે વહી;
વ્હાલા! ચરણો તમારા ઠમકાવો, વાટ હું તો જોઈ રહી.
વિવિધ દૈવી સંપત્તિરૂપી તારક કરે પ્રકાશ;
પણ મુજ પ્રિયતમ ચંદ્રવિના આ, ઝાંખું હ્રદયાકાશ. રૂડી૦

... ... ...

રાત દહ્યું બધું વ્યર્થ ન નીકળ્યો, લોટ પ્રભાતે શેર;
વ્યર્થ બધાં સાધન આ સેવ્યાં, આપ ન આવ્યા ઘેર. રૂડી૦
ઉત્તમ કુળ કન્યા જન્મી પણ, ઉત્તમ જો નથી નાથ;
ગૌર અને કોમલ તેથી શું, કંકણ જો નથી હાથ?

( ૧-૨૫૩ )

પ્રેમભક્તિની પરિપકવતા કેવાં મીઠાંમીઠાં સ્વપ્નો આણે છે તેનું કેવું મધુરું મનહર ચિત્ર પૂજ્યશ્રીએ ચિતર્યું છે!

" મુજ પ્રિયતમની સોડમાં આજે ભરાઇશ હું;
આજે ભરાઇશ હું, અખંડ જ ત્યાં શમાઇશ હું.

... — ...

આરોગ્ય અને ઐશ્વર્યમાંહિ રગદોળાઇશ હું;
પિયુસંગ અનુભવકુંડમાંહિ ઝબકોળાઇશ હું.

... ... ...

આલિંગવા પ્રભુને પ્રભુકંઠે જ ટંગાઇશ હું;
પિયુઐક્યના સુખરંગમાં સર્વાંગ રંગાઇશ હું. ( ૧-૩૬૨ )

માનસશાસ્ત્રના માર્મિક સિદ્ધાન્તોનો ઉપયોગ અધ્યાત્મક્ષેત્રમાં કરવામાં પૂજ્યશ્રીની લેખિની પછાત પડી નથી.

સૃષ્ટિ આ હસતાની સાથે હસે છે.
સુનાર સાથે સુતી આ સૃષ્ટિ, બેસનાર સાથે બેસે છે;
મંદ ચાલનાર સાથે મંદમંદ ચાલે, ધસનાર સાથે ધસે છે.

... ... ...

યત્ન કરનારની સાથે એ હોંસે, યત્નકાજ કેડને કસે છે;
આનંદ સેવનાર આનંદ જોતાં, સૃષ્ટિતણી નસેનસે છે." (૨-૭)

વળી—

" પેલું કમલ જોઈ તમને સાંભર્યાં, કહો કમલનયન કે કમલનયના ?
પેલો ચંદ્ર નિહાળીને શું સાંભર્યું કહો ચંદ્રશેખર કે ચંદ્રાનના ?

... ... ...

જળમાં ખેલતાં મત્સ્ય ભાળી શું સાંભર્યાં, મત્સ્યાવતારી કે મત્સ્યનયના ?
પેલું પદ્મરાગ જોઇ સાંભરિયા ઓષ્ઠ કૃષ્ણકેરા કે કામિનીના ? "

( ૨–૩૦૫ )

વેદાન્તની મસ્ત ભાવનાનું નીચેનું કાવ્ય વાંચનાર કોઈક જ એવો મન્દભાગી હશે કે જેનું હૃદય વિકસિત નહિ થાય, અને જે ટટાર ચાલવા નહિ પ્રેરાય.

" અમને લાગી સ્વરૂપશું તાળી, રહીએ અમે બ્રહ્મમાં મહાલી.
બ્રહ્મવિના આ સચરાચરમાં, કશું ન શકતા ભાળી;
દૃષ્ટિગોચર અને અગોચર, બ્રહ્મવિના નથી ઠાલી–અમને૦

... ... ...

સ્વરૂપપુષ્ટિની તનમનઉપર, છવાઈ રહી છે લાલી;
બ્રહ્મભુવનમાં અમો વસું જ્યાં, સદાય જાહોજલાલી.—અમને૦

... ... ...

ચિતિવિહંગ બની સ્વરૂપાકારે, ઉડીએ ફરરર ફાલી;
અખંડ વાસ ગગનમાં કરીએ, શકે ન કોઇ નિહાળી.—અમને૦

( ૧–૩૫૩ )

પ્રથમ પરિવાહમાં પ્રકટ થયલાં કાવ્યોમાં તે ગ્રંથની પ્રસ્તાવનાના પૂજ્ય લેખકે નીચેનું અનુભવ–કાવ્ય સર્વોપરિ ગણ્યું છે.

" ન્યારી ન્યારી, દેવી અગમ્ય ભૂમિકા અમારી, સ્થિતિ શી ! મહતી જણાતી.

... ... ...

અનુભવના થતા અખંડ ઝળકારા જેમાં,
ન શંકાતણી દૃષ્ટિતણા પલકારા તેમાં,
મહાનિશ્ચિંત અને અચિંત્ય સ્થિતિના શિખરે,
થઇ જ રહીએ નિરંજન ને નિરાકાર એમાં.

... ... ...

સર્વરૂપ છતાં સર્વાંતરે પ્રતીત અમે,
સુપ્રસન્ન અને પૂર્ણપદે સ્થિત અમે,
ગુણાતીત, કાલાતીત, પરાતીત અમે. " ( ૧–૩૭૩ )

એ જ અનુભવ કવિની કલ્પનાપ્રધાન દૃષ્ટિથી કેવું રમણીય રૂપ ધારણ કરે છે !

" મૂઠીમાં મારી, વિશ્વ માય.
કોઇ એ અજબ કૃતિ ન્યાળો.
... ... ...
પાયા જેના આકારો ને, છાપરૂં ભૂતલમાંહ્ય;
અદ્ધર જેની સીડી એવું, ઘર તો હુંથી ચણાય.
... ... ...
જ્યોતિકેરા પ્રકાશમાં સુજને ન વિશેષ જણાય;
જ્યોતિવિણ પણ પ્રકાશ જ્યાં ત્યાં હુંથી ઉપજાવાય.
... ... ...
સૃષ્ટિનો વૃદ્ધિક્રમ અચરજ ઉપજાવે ન જરાય;
એકવિના પણ અનેક જ્યારે હુંથી ઉપજાવાય." (૧-૧૯)

ઉપરાંત—

" રમ્યમૂર્તિ નાથની શી દૃષ્ટિએ તરી રહી !" (૧-૨૧૩)

" અંતર રે અહાહા ! કરે ચાંદલિયો ચમકાર." (૧-૨૩૭)

" સરવ સિરતાજ, સુખો કે સાજ, અનુપ દિવ્ય રાજ, અમેરા હૈ."
(૧-૧૩૮)

" હું થનગન નાચ્યું નિહાળી ઘનશ્યામ." (૧-૩૨૭)

" ઝળહળ હૃદયે ઝબકે ચિતિજ્યોતિ. (૧-૩૩૭)

" રસિયાની રીસ ટાળી રે." (૨-૧૩૩)

એ કાવ્યો વિવિધ ચમત્કારભરી શૈલિમાં દિવ્ય અનુભવ રસની લ્હાણ કરે છે, જેમાં નીચેની પંક્તિઓ ભક્તિશાસ્ત્રના શરણાગતિ અંગનું વેધક વર્ણન કરનાર હોવાથી ભક્તહૃદયને રોમાંચ ઉપજાવ્યા વિના રહેશે નહિ.

" થઇને કદિ સુખસ્વરૂપ, થઇને કદિ દુઃખરૂપ,
સર્વ સ્થિતિમાંહિ એ જ, આલિંગી મને રહી.
રમ્યમૂર્તિ નાથની શી દૃષ્ટિએ તરી રહી !"

ઉપદેશપરત્વે પુષ્પના કોમલ સ્પર્શ સાથે કોઈ કોઇ વાર ચાબખાના ચમકારાનો સુભગ સંયોગ જોવામાં આવે છે.

" ક્ષુદ્ર ઝુંપડીમાં વસનારા દે, સહુ મહાલય શોધી કાઢ તારા."
(૧-૨૧)

" કેમ ન હસતા ? કેમ ન હસતા ? જુઓ બધું આ જગત્ હસે;
મહાનન્દઅમૃતરસ રેડી, જીવન પસારો નસે નસે." (૨-૩૬)

" મઢુલી ન તારી પેસે તીરે, સાધુ સાચા !
નિકટ છે તારી જો ! સગીર. " ( ૨-૧૭૬ )
" કયા કિયા કહો યહાં આઇ, આશ્રમમેં આનેવાલે: " (૨-૩૨૭)

" ઝુમક ઝુમક પાય ઠેકવનારી,
હવે જરી સ્થિર થઇ રહે ઓ વૃત્તિનારી !
બહિર્ બહિર્ બહિર્ વહેનારી !
ઘર તારે બેઠો છે તારો વિહારી. " ( ૨-૩૫૩ )

વિસ્તારથી લખાયલા શુકજનકાખ્યાનમાં ( ૨-૩૨૩ ) વાંચનારને કાવ્યના આનંદસહિત અધ્યાત્મશાસ્ત્રનાં અનેક મૌક્તિક સાંપડશે.

શ્રીરૂપે દ્રગિરામૃતનાં આકર્ષક તત્ત્વોનો નિર્દેશ કરવા અત્રે આટલું દિગ્દર્શન પૂરતું છે. ત્રીજા પરિચ્છેદમાં પ્રસિદ્ધ થનાર કાવ્યોની આકર્ષકતાનું સૂચન તે સમયે કરાવવામાં આવશે.

પૂજ્યશ્રીનાં ગરબાવગેરે કાવ્યો કેવાં મોહક છે તેનો જે અપૂર્વ અનુભવ મુંબઇની સંભાવિત જનતાને તા. ૮-૧૦-૧૯૩૮ ને દિવસે ત્યાંની વિશાળ સભામાં થયો હતો તેવો જ પ્રત્યેક રાગદ્વેષરહિત વિદ્વાન્ તથા વિદ્યાવિલાસીને ગિરામૃતના આસ્વાદથી થયાવિના રહેશે નહિ.

સંવત ૧૯૯૫; કાર્તિક
કૃષ્ણ પ્રતિપદા
મંગળવાર
તા. ૮-૧૧-૧૯૩૮.
શ્રી વિશ્વવંદ્ય-ઉદ્યાન
વડોદરા.

श्री सद्गुरु परमात्माना
स्वरूप कं्द्रमां आकर्षाता
श्रेयस्साधका.

# पद्योनी अनुक्रमणिका.

---

## જે જે શ્રેણીમાંથી જે જે પદ્યો લેવામાં આવ્યાં છે તે પદ્યોની અનુક્રમણિકા.

| શ્રેણી | પદાંક |
|---|---|
| २४. | ૧ થી ૨૧. |
| २५. | ૨૨ થી ૪૩. |
| २६. | ૬૫ થી ૭૮. |
| २७. | ૧૧૨ થી ૧૨૭. |
| २८. | ૧૨૮ થી ૧૪૪. |
| २९. | ૧૫૫ થી ૧૭૭. |
| ३०. | ૧૮૨ થી ૧૯૬. |
| ३१. | ૨૧૬ થી ૨૪૦. |
| ३२. | ૨૪૧ થી ૨૫૫. |
| ३३: | ૨૮૪ થી ૩૧૯ |
| ३४. | ૩૨૦ થી ૩૩૮. |
| ३५. | ૩૫૫ થી ૩:૯. |
| ३७. | ૩૭૮ થી ૩૮૮. |
| ३८. | ૩૮૯ થી ૪૦૨. |
| ३९. | ૪૧૭ થી ૪૪૦. |

---

## સાધનસમારંભના પુસ્તકોમાંથી જે જે પદ્યો લેવામાં આવ્યાં છે તે પદ્યોની અનુક્રમણિકા.

| સાધનસમારંભ | પદાંક |
|---|---|
| १२. | ૪૪ થી ૬૪. |
| १३.. | ૭૯ થી ૯૯. |
| १४. | ૧૦૨ થી ૧૧૧. |
| १५. | ૧૪૫ થી ૧૫૪. |
| १६. | ૧૯૦ થી ૨૧૫. |
| १७. | ૨૫૬ થી ૨૮૩. |
| १८. | ૩૩૯ થી ૩૫૪. |
| १९. | ૩૭૦ થી ૩૭૭. |
| २०. | ૪૦૩ થીં ૪૧૬. |

---

ચિતિપ્રદીપપ્રકટીકરણોત્સવના પદ્યોમાંથી જે પદ્યો લેવામાં આવ્યાં છે, તેની અનુક્રમણિકા.



---

સાહિત્ય-ચંદ્રિકામાંથી લેવામાં આવેલા પદ્યોની અનુક્રમણિકા.



---





सद्गुरु परमात्मा

श्रीमद् उपेन्द्राचार्यजी.



सद्गुरु परमात्मा
श्रीमद् उपेन्द्राचार्यजी.

॥ ॐ ॥

॥ तत् सत् ॥

॥ श्री सद्गुरवे परमात्मने नमः ॥

# श्रीउपेन्द्रगिरामृत.

## द्वितीय परिवाह.

### प्रभुस्मितप्रति वन्दन.

પદ ૧. આષ્ટપદી લય (જય જય દેવ હરે, એ લય.)

વન્દન—મંગલ પ્રભુસ્મિતને.
મધુર પ્રભામય, મોહક, શાન્તિ અમિત થતી,
જે એ પ્રભામાં ન્હોતા;—
સૂર્ય શશિ પણ લજ્જિત થાતાં,
સૌમ્ય પ્રભાપર મ્હોતા;—
પ્રભુભક્તો નિજ દુરિત સકલને,
નિશ્ચલ જેમાં ધોતા;—
ઇન્દુકલાસમ, (એ) અધરઉપર કંઇ,
પ્રાણ પસારે જોતાં;—
એહ પ્રકાશે, સાધક, નિજ મનમોતી.
પ્રભુસૂત્રે ઝટ પ્રોતા;—

## અસાવધાનતામાં સામાન્યસરખી જણાતી ક્રિયા પણ જીવનબળનો નાશ કરે છે.

### પદ ૨. લાવણી.

નિજ બળને હરનાર ક્રિયાનું, સ્વરૂપ આ હું કહું છું,
પ્રતિજનમાં એ વ્યાપક લાગે, જ્યાં જ્યાં હું જોઉં છું.
જીવનકેરું બળ આપણમાં, જે સ્થિરતાથી વધે,
તે સ્થિરતાનો નાશ કરંતા, જીવ હું જોઉં બધે.
સત્ત્વતણો સંચય તનુમાંથી, જેમ જેમ નિત્ય ઘટે,
શરીર મન ને આત્માનું બળ, તેમ તેમ નિત્ય હટે.
નવરો બેઠો મનુષ્ય તોએ, નિજ બળક્ષીણ કરે,
કંઇ ન જડે તો છેવટે નખ કે દાંત કાન ખોતરે.
પલાંઠી વાળે તોએ હલાવે, પગ ન જરી સ્થિર રે',
હાથને કંઇ ન સૂઝે તો મિથ્યા, મુછો મરડ્યા કરે.
કંઇ ચશ્માને નાકની ઉપર, ઘડીએ પલકે અડે,
રમત કર્યા કંઇ કરે ઘાસના, એક તણખલાવડે.
જમીનપર કંઇ તો આંગળીથી, ટકોરી માર્યા કરે,
હોય ગળામાં કંઇ નહિં તો પણ, ખું ખું કરીને મરે,
કંઇ તો કાગળ મળતાં તેની, વાળ્યા કરતા ગડી,
પેટની ઉપર હાથ ફેરવે, કેટલાક હરઘડી.
અંગરખાની કસને કંઇ ફોકટ આમળીયા દે,
વિનાપ્રયોજન શરીરને કંઇ, અમથા મરડ્યા કરે.
આવી આવી હેતુવિનાની, ખોટી ક્રિયાઓ થતી,
જે અંતરના સંચિત બળની, કરતી મોટી ક્ષતિ.[1]
હલકી હલકી બાબત આવી, પણ બળક્ષય કરતી,
અજાણતાં પણ વૃત્તિમાં એ ચંચળતા ભરતી.
આવા લક્ષણ વૃત્તિની અસ્થિરતા પણ સૂચવે,
સાવધ સ્થિર જન એ અપલક્ષણ–થી નિજને સાચવે.
જરૂરવિનાના વ્યાપારોમાં, શરીરમન જેટલું—
જાય વેગથી વ્યર્થ તેનું બળ ક્ષીણ થાય તેટલું.
સાવધ સાધક પુરુષે આવી, પ્રવૃત્તિ ત્યજવી,
બલનો સંચય કરી તનમનની, સ્થિરતાને સજવી.

---
૧ ક્ષય.

તન સ્થિર થતાં પ્રાણ થતો સ્થિર, પ્રાણથી મન સ્થિર થતું,
મન સ્થિર થાતાં અંતરકેરું, બલ ન નકામું જતું.
માટે વિવેકી પુરુષે હેતુ-વિણ નવ કરવી ક્રિયા,
બલવર્ધક છે ઉપરની એક પ્રકારની પ્રક્રિયા.

---

## विश्वमां विश्वपति सर्वदा ओतप्रोत ज रहे छे.

પદ ૩. (મોહનજીને મળવા, તલપે છે—એ લય.)

પ્રભુ કહેઃ 'મુજ વિશ્વે, વિધવિધ રૂપે હું થાઉં રે.'
પ્રેમનો અગ્નિ જ્યાં પ્રકટે ત્યાં,
કાષ્ઠ બની હું જાઉં રે; પ્રભુ૦
દીપક જ્ઞાનનો જોતાં તેમાં,
પતંગ બની ઝંપલાઉં રે; પ્રભુ૦
ભક્તિતણી જ્યાં સરિતા વહેતી,
માછલું થઇ ત્યાં ન્હાઉં રે; પ્રભુ૦
સ્નેહતણું ફળ જ્યાં લટકે ત્યાં,
પક્ષી બની તે ખાઉં રે; પ્રભુ૦
શુભદૃષ્ટિમય નયનવિષે તો,
કાજળ થઇ અંજાઉં રે; પ્રભુ૦
હિતકેરી વાણીમાં તો હું,
સ્વરરૂપે જ પૂરાઉં રે; પ્રભુ૦
અનન્યભક્તિ જો બેડી તો,
હું કેદીજ ગણાઉં રે; પ્રભુ૦
જે જે મારું ધ્યાન કરે છે,
નિત્ય હું તેમને ધ્યાઉં રે; પ્રભુ૦
જ્યાં જે રૂપ અનકૂળ ભાસે,
ત્યાં તેવો કહેવાઉં રે; પ્રભુ૦

---

## चारे शरीरनी शुद्धिना परिणामे इष्टश्रीने तेमां पधारवा निमंत्रण.

પદ ૪. (તારું ગોકુલ જોવાને આવ રે—એ લય.)

તારું મન્દિર જોવા આવ રે, હે નરહરિ સ્વામિ!
વાસ્તવ રીતે આપનું જે; મન્દિર મારા નાથ!

સુન્દર કરવા ને વાપરવા, દીધું મારે હાથ રે; હે૦
કંઇ કંઇ તેમાં ભૂલ કરીને, માને (એ) "મન્દિર મુજ,"
એમ લહીને અવિવેકી જન, તેની ન કરતા બુઝ રે; હે૦
ઉભો આજ હું વાટ જોઇને, આંગણીયાની માંહ્ય,
કરુણા કરીને તેમાં ધરજે, તુજ કુંકુમના પાય રે; હે૦
મન્દિર મારું જાણીને કંઇ, કહે: 'એ નરકનું દ્વાર,'
તેવા મૂર્ખ જનોપ્રતિ મુજને, ઉપજે છે ધિક્કાર રે; હે૦
કહેવા આવે કંઇ 'મન્દિર નથી, પણ એ લોહની હેડ,'
મહાલયમધ્યનું સુખ શું જાણે, જાજરૂ જોનારા ઢેડ રે; હે૦
કહે: 'ભયદુ:ખમૃત્યુથી ભરેલું, છે તારું મન્દિર,'
મૂત્ર પીનાર અઘોરી ન જાણે, શી વસ્તુ છે ખીર રે; હે૦
"ભોંયના પાયામાં દુબળું છે, તુજ મન્દિર નાશવન્ત,"
પાયા પણ જેના આકાશે, શું જાણે એ અંધ રે; હે૦
મન્દિરકેરો મેલ મેં હોમ્યો, જ્ઞાનાગ્નિની માંહ્ય,
કાશીકેરો સઘળો કચરો, જેમ ગંગામાં જાય રે; હે૦
મન્દિર આ બાહ્યાંતર આજે, સ્વચ્છ થયું છે અધિક,
ભલે પધારો મલપંતા નિજ, મન્દિરના માલિક રે; હે૦
અંદરના ભાગોને લીધે તનુ—મન્દિર પણ છે પવિત્ર,
કાગળ જેમ પૂજાતો અંદર, હોય જો દેવનું ચિત્ર રે; હે૦
મન્દિરના સઘળા ખંડોમાં, ચરણો કરજો ઇશ!
આપ સભર વ્યાપી રહેજો વિભુ! ચરણથકી તે શીષ રે; હે૦
આપતણા સેવક રૂપે છે, મારો પણ ત્યાં વાસ,
અધિક શુદ્ધ કહેશો તેવું કરું, રહીને આપની પાસ રે; હે૦

---

## સર્વમાં શુભદૃષ્ટિ કરવાનો ઉપદેશ.

પદ ૫. (ધરો કાંઇ હિતશિખામણ ધ્યાન,—એ લય.)

ભાઇ! શુભદૃષ્ટિ કરતાં શીખ, થાય તો તારું હિત અધિક.
શુભદૃષ્ટિ કરવાનું હું કંઇ એક ન શીખવનાર,
શુણ, તુજ પૂર્વજ શિખવે તેનાં, દૃષ્ટાન્તો એ ચાર; ભાઇ!૦
ઢળતી ક્યાંહિ શાહી તરત તો, કહે શુકન છે સારા,
શુભદૃષ્ટિને કરાવનારા, બાંધ્યા કેવા! ધારા; ભાઇ!૦

મુડદાના પણ શુકન ગણ્યા જો! શુભદૃષ્ટિને આણી,
એ શુભદૃષ્ટિ ધરી પશુ મટી તું,–પણ થા માનવ પ્રાણી; ભાઇ !૦
કાપી નાંખે તેને પણ શુભ નામ દીધું છે 'પાળી',
તુજ વૃદ્ધોએ શુભદૃષ્ટિને, કહેને કયાં છે ટાળી ? ભાઇ !૦
મકાન કરતાં (કોઇ) પડે આખડે, તેને પણ ગણ્યું સારું,
એ વૃદ્ધોનું વર્તન નથી શું; શુભને પ્રસારનારું ? ભાઇ !૦
કાષ્ટ અને પાષાણવિષે, ભાવના કરી ઇશ્વરની,
વૃદ્ધોની જો ! કેવી છે, એ શુભદૃષ્ટિ અંતરની; ભાઇ !૦
જડમાં પણ જગદીશ્વર પ્રભુને, માને પૂર્વજ તારો,
માનવમાં તો પ્રભુના રૂપને, થા તું જરી જોનારો; ભાઇ !૦
પ્રકટ ખોટું જ્યાં જણાય ત્યાં પણ, લાભ સદા છે સૂચવ્યો.
વૃદ્ધોનો એ પ્રસાદમય પી–લે શુભનો રસ અચવ્યો; ભાઇ !૦

---

## प्रभुमय थवा इच्छनारे प्रभुमय थवुं जोईए.

પદ ૬ (સખિ ! જો આ શોભે કેવાં રે–એ લય.)

'પ્રભુનો હું પુત્ર' વદીને રે, શીદને જીભને લજવે છે,
કંઇ કમાણી થાતી ન તોએ રે, શીદને નાટક ભજવે છે.
તુજ વાણી ને કૃતિમાંહિ રે, કરોડ ગાઉનું અંતર છે,
વાણીમાં વાઘ જણાતો રે, પણ કૃતિમાં તું કબુતર છે.
જેને 'કૃતિ' સુજ્ઞો નથી કહેતા રે, તેમાં તો તું કુશળ ઘણો,
અવ્યાપારે તો ફાલે રે, તું પાણીમાં જેમ ચણો.
પીઠ થાબડતાં નવ આવડી રે, (કોઇની) વિપત્તિમાં આગળ પડીને,
જગમાં જન્મી તેં જાણ્યું રે, એક કંસાર જ થાબડીને.
લવરી કરવામાં રહેતી ન રે, (તને) ખબર રાત કે દહાડાની,
તુજ જીભ નથી પણ એ તો રે, ઇસ્પીતાલ છે ગાંડાની.
વાણી તો તારી જાણે રે, હોયે ધાર કુહાડાની,
તુજ મ્હોડું બખોલ જાણે રે, હોયે રાની બિલાડાની.
મુખપરની રેષાઓમાં રે, પ્રભુની છાયા નથી આવી,
પ્રભુ ભજ્યાવિના પ્રભુસરખી રે, મુખાકૃતિ કયાંથી થાવી.
અમૃતકિરણોને કાઢે રે, એવી તારી નથી આંખો,
વિષનો મહાદંશ ચખાડે રે, એવી એ તો મધમાખો.
પ્રભુનાં કાર્યો કરવાને રે, પાય નથી તેં રાખેલા,
છડવા વ્યવહારના કુશકા રે, તેં વળગાડ્યાં સાંબેલાં.

તેં ક્યા દ્વારથી કહેને રે, પ્રભુની સાથે સંબન્ધ રાખ્યો,
મ્હોડાને બંધ કરીને રે, કોઇએ રસ શું છે ચાખ્યો?
તું વિચારમાં તો પ્રભુથી રે, કોટિ ગાઉને છેટે છે,
સમ અંતરે જાતી લીટી રે, કહેને ક્યારે ભેટે છે?
પ્રભુજી તો વિચાર શુભના રે, નિત્યે અષ્ટ પ્રહર કરે,
તું અંતર્બહિર નિરન્તર રે, અશુભ વિચારે ડુબી રે.
પ્રભુતો નિજ સંપત્તિમાં રે, સદા સર્વદાએ મહાલે,
તને વિપત્તિ જોયાવિણ તો રે, ઘડી એક પણ ના ચાલે.
પ્રભુકેરા વિચારકોષે રે, નિષ્ફળતા એ શબ્દ નથી,
તુજ કોષે નિષ્ફળતા તો રે, ભરી છે 'જ્ઞ' સુધી ઠેઠ 'અ' થી.
જે પ્રભુને દેતા ગાળો રે, પ્રભુ વધાવતા તેને ફુલે,
(તને) ચીનગારી ભુલથી ચાંપે રે, તેને તું ચઢાવે છે ચૂલે.
પ્રભુને કિંમત નથી ધનની રે, ધર્મ એમનો દાતાનો,
તું તો તુજ મનથી માને રે, ધનને મુકુટ જ માથાનો.
નથી કાંઇ ક્યાંહિ જણાતી રે, પ્રભુમાં પ્રેમતણી સીમા,
તુજમાં નથી પ્રેમ જણાતો રે, જેમ ગૌદુધ ન ચરબીમાં.
પ્રભુ તો મનવાણીકૃતિમાં રે, નિત્યે ઉચ્ચવિષે જ રમે,
હલકી કૃતિ ને વાણીમાં રે, તુજ ધારણની દાંડી નમે.
પ્રભુ તો અખંડ મસ્તીમાં રે, ખેલે છે નિજ આનન્દે,
તું વિનાપ્રયોજન આખું રે, જગ ગજવે છે આક્રંદે.
પ્રભુને આ આખા વિશ્વે રે, મિત્રવિના નથી દેખાતું,
દેખાતું વિશ્વ તને તો રે, શત્રુઓથી ઉભરાતું.
પ્રભુને તારી વચ્ચેના રે, શા શા ગણાવું હું ભેદો,
ક્યાં રાખોડીનો ઢગલો રે, ને ક્યાં છે ઘઉનો મેંદો.
કઇ ક્રિયા વિચાર કરીને રે, પ્રભુની સાથે તું રહે છે,
જે 'પ્રભુ છે મારી સાથે' રે, છાતી કાઢી એમ કહે છે.
જપ કરાવી બીજા પાસે રે, તું જાણે હું પુણ્ય રળું,
બીજાને મ્હોડે ખાધે રે, સમજે સ્વાદ શું તારું ગળું?
જો એમજ બનતું હોયે રે, ધાણી તો રાણી થાતી,
ઉપર એકેલી તે તો રે, ધાંચણ ભુખે શેકાતી.
પણ સમજી કીધાવિણ જાતે રે, કોઇ જન નવ કાંઇ રળે,
પ્રભુ તુજને આવી મળતા રે, જો પ્રભુમાં તું જઇને ભળે.
ઇચ્છે પ્રભુપુત્ર ગણાવા રે, તો પ્રભુમય કર મનવાણી,

જે પરણે ભીખારીને રે, તેને કહો કો શેઠાણી.
તું અંગે અંગે સજજે રે, તુજમાં પ્રભુના ગુણધર્મો,
તું સમજી નિત્યે કરજે રે, પ્રભુસરખાં ઉંચા કર્મો.
પ્રભુ તો તુજને સુત કહેવા રે, તત્પરતા ધરીને બેઠા,
પણ તારા દોષે કરીને રે, પ્રભુના હાથ પડ્યા હેઠા.
તુજ દોષરોગપર ચોપડ રે, લેપ પ્રભુધન્વન્તરીનો,
તું ઉપેન્દ્ર પ્રભુસમ થઇને રે, પ્રકટ પુત્ર થા નરહરિનો.

---

## જેવાની સાથે સૃષ્ટિ તેવું વર્તન કરે છે.

પદ ૭. (વૈષ્ણવ પ્રાણથકી મને પ્યારા—એ લય.)

સૃષ્ટિ આ, હસતાની સાથે હસે છે,
એ તો ક્રુદ્ધની* સાથે ગુસ્સે છે; સૃષ્ટિ આ૦
સુનારસાથે સૂતી આ સૃષ્ટિ, બેસનાર સાથે બેસે છે,
મન્દ ચાલનારસાથે મન્દમન્દ ચાલે, ધસનારસાથે ધસે છે;—
દુ:ખના ઉદ્ગાર કાઢનારઉપર એ, દુ:ખવરસાદે વરસે છે,
(જેમ) શેરીનું કૂતરૂં ભસતાં તેની સાથે, પાંચસાતકુતરાં ભસે છે;—
વૈર ધારનારપ્રતિ વેરભાવે સૃષ્ટિ સાપસમી થઇને ડસે છે,
હાથ ઘસનારસાથે સૃષ્ટિ આ સઘળી, મિથ્યા જ હાથને ઘસે છે;—
યત્ન કરનારની સાથે એ હોંસે, યત્નકાજ કેડને કસે છે,
આનન્દ સેવનાર આનન્દ જોતો, સૃષ્ટિતણી નસે નસે છે;—
આળસુ જનની સાથે હમેશાં, સૃષ્ટિ સકળ આળસે છે,
વીરની સાથે સૃષ્ટિ આ સઘળી, વીરત્વથી ન ચસે છે;—
બે મીંડાંપર બગડો ધરતાં, સંખ્યાંક તેનો બસેં છે,
મીંડાં તો એના એ, આગળ છગડો ધર્યે, સંખ્યા તો તેની છસેં છે;—
જેવી રીતે જનસૃષ્ટિવિષે આ, રાત્રિદિવસ વિલસે છે,
આખી આ સૃષ્ટિ અખંડ તેની સાથે, તેવી રીતે નિવસે છે;—
સારાને માટે તો એક ચિત્તે, સૃષ્ટિ સદા તલસે છે,
સૃષ્ટિ સુધારનાર વિરલો કો તેને, શુભના રસેથી રસે છે;—

---

* ક્રોધવાળાની.

તેં ક્યા દ્વારથી કહેને રે, પ્રભુની સાથે સંબન્ધ રાખ્યો,
મ્હોડાને બંધ કરીને રે, કોઇએ રસ શું છે ચાખ્યો?
તું વિચારમાં તો પ્રભુથી રે, કોટિ ગાઉને છેટે છે,
સમ અંતરે જાતી લીટી રે, કહેને ક્યારે ભેટે છે?
પ્રભુજી તો વિચાર શુભના રે, નિત્યે અષ્ટ પ્રહર કરે,
તું અંતર્બહિર નિરન્તર રે, અશુભ વિચારે ડુબી રે'.
પ્રભુતો નિજ સંપત્તિમાં રે, સદા સર્વદાએ મહાલે,
તને વિપત્તિ જોયાવિણ તો રે, ઘડી એક પણ ના ચાલે.
પ્રભુકેરા વિચારકોષે રે, નિષ્ફળતા એ શબ્દ નથી,
તુજ કોષે નિષ્ફળતા તો રે, ભરી છે 'જ્ઞ' સુધી ઠેઠ 'અ' થી.
જે પ્રભુને દેતા ગાળો રે, પ્રભુ વધાવતા તેને ફુલે,
(તને) ચીનગારી ભુલથી ચાંપે રે, તેને તું ચઢાવે છે ચૂલે.
પ્રભુને કિંમત નથી ધનની રે, ધર્મ એમનો દાતાનો,
તું તો તુજ મનથી માને રે, ધનને મુકુટ જ માથાનો.
નથી કાંઇ ક્યાંહિ જણાતી રે, પ્રભુમાં પ્રેમતણી સીમા,
તુજમાં નથી પ્રેમ જણાતો રે, જેમ ગૌદુધ ન ચરબીમાં.
પ્રભુ તો મનવાણીકૃતિમાં રે, નિત્યે ઉચ્ચવિષે જ રમે,
હલકી કૃતિ ને વાણીમાં રે, તુજ ધારણની દાંડી નમે.
પ્રભુ તો અખંડ મસ્તીમાં રે, ખેલે છે નિજ આનન્દે,
તું વિનાપ્રયોજન આખું રે, જગ ગજવે છે આક્રંદે.
પ્રભુને આ આખા વિશ્વે રે, મિત્રવિના નથી દેખાતું,
દેખાતું વિશ્વ તને તો રે, શત્રુઓથી ઉભરાતું.
પ્રભુને તારી વચ્ચેના રે, શા શા ગણાવું હું ભેદો,
ક્યાં રાખોડીનો ઢગલો રે, ને ક્યાં છે ઘઉંનો મેંદો.
કઇ ક્રિયા વિચાર કરીને રે, પ્રભુની સાથે તું રહે છે,
જે 'પ્રભુ છે મારી સાથે' રે, છાતી કાઢી એમ કહે છે.
જપ કરાવી બીજા પાસે રે, તું જાણે હું પુણ્ય રળું,
બીજાને મ્હોડે ખાધે રે, સમજે સ્વાદ શું તારું ગળું?
જો એમજ બનતું હોયે રે, ધાણી તો રાણી થાતી,
ઉપર બેઠેલી તે તો રે, ધાંચણ ભુખે શેકાતી.
પણ સમજી કીધાવિણ જાતે રે, કોઇ જન નવ કાંઇ રળે,
પ્રભુ તુજને આવી મળતા રે, જો પ્રભુમાં તું જઇને ભળે.
ઇચ્છે પ્રભુપુત્ર ગણાવા રે, તો પ્રભુમય કર મનવાણી,

જે પરણે ભીખારીને રે, તેને કહો કો શેઠાણી.
તું અંગે અંગે સજજે રે, તુજમાં પ્રભુના ગુણધર્મો,
તું સમજી નિત્યે કરજે રે, પ્રભુસરખાં ઉંચા કર્મો.
પ્રભુ તો તુજને સુત કહેવા રે, તત્પરતા ધરીને બેઠા,
પણ તારા દોષે કરીને રે, પ્રભુના હાથ પડ્યા હેઠા.
તુજ દોષરોગપર ચોપડ રે, લેપ પ્રભુધન્વન્તરીનો,
તું ઉપેન્દ્ર પ્રભુસમ થઇને રે, પ્રકટ પુત્ર થા નરહરિનો.

---

## જેવાની સાથે સૃષ્ટિ તેવું વર્તન કરે છે.

પદ ૭. (વૈષ્ણવ પ્રાણથકી મને પ્યારા—એ લય.)

સૃષ્ટિ આ, હસતાની સાથે હસે છે,
એ તો ક્રુદ્ધની* સાથે ગુસ્સે છે; સૃષ્ટિ આ૦
સુનારસાથે સૂતી આ સૃષ્ટિ, બેસનાર સાથે બેસે છે,
મન્દ ચાલનારસાથે મન્દમન્દ ચાલે, ધસનારસાથે ધસે છે;—
દુઃખના ઉદ્ગાર કાઢનારઉપર એ, દુઃખવરસાદે વરસે છે,
(જેમ) શેરીનું કૂતરૂં ભસતાં તેની સાથે, પાંચસાતકુતરાં ભસે છે;—
વૈર ધારનારપ્રતિ વૈરભાવે સૃષ્ટિ સાપસમી થઇને ડસે છે,
હાથ ઘસનારસાથે સૃષ્ટિ આ સઘળી, મિથ્યા જ હાથને ઘસે છે;—
યત્ન કરનારની સાથે એ હોંસે, યત્નકાજ કેડને કસે છે,
આનન્દ સેવનાર આનન્દ જોતો, સૃષ્ટિતણી નસે નસે છે;—
આળસુ જનની સાથે હમેશાં, સૃષ્ટિ સકળ આળસે છે,
વીરની સાથે સૃષ્ટિ આ સઘળી, વીરત્વથી ન ચસે છે;—
બે મીંડાંપર બગડો ધરતાં, સંખ્યાંક તેનો બસેં છે,
મીંડાં તો એના એ, આગળ છગડો ધર્યે, સંખ્યા તો તેની છસેં છે;—
જેવી રીતે જનસૃષ્ટિવિષે આ, રાત્રિદિવસ વિલસે છે,
આખી આ સૃષ્ટિ અખંડ તેની સાથે, તેવી રીતે નિવસે છે;—
સારાને માટે તો એક ચિત્તે, સૃષ્ટિ સદા તલસે છે,
સૃષ્ટિ સુધારનાર વિરલો કો તેને, શુભના રસેથી રસે છે;—

---

* ક્રોધવાળાની.

## इष्टश्रीनां वचनश्रवणथी भक्तना हृदयना आह्लादोद्‌गार.

પદ ૮. (આ તારાં વચનો સારાં સ્નેહે–એ લય.)

આ કેવાં વચનો બોલે મારો લાડીલો.
એના બોલેબોલઉપર જાઉં વારી હું આજે; આ૦
કહે મને, કોઇ વાતે ડરીશ નહિ તું; હાં......
સદાય રહું છું પાસ તારી, હું આજે; આ૦
લોકોની નિંદાથી ઓસાઇશ તું મા,
મારી સ્તુતિ પામવા કર તૈયારી, તું આજે; આ૦
તુજને દુર્બલ ધારીને, કરે હાંસી તારી,
તેની નિર્બળતાઉપર હસું ભારી; હું આજે; આ૦
અનન્યભાવે તું મુજને શરણ થયો છે,
તારી પરથી મેં બલા દૂર ઉતારી; આજે; આ૦
મારો પોતાનો તુજને, કરી મેં લીધો છે,
જગને સુખે કહે: પ્રભુએ બાંહ્ય છે ધારી; આજે; આ૦
તારાપર આંખ મિથ્યા કરડી જે રાખે,
તેના પર જાણજે છે વક્રદૃષ્ટિ મારી; આજે: આ૦
મારામાં એકચિત્ત રાખી રહેજે,
ઇચ્છા પૂરીશ તારી, ચિન્તા નિવારી: આજે; આ૦
નરહરિ નાથ! મારો સબળો તું સ્વામિ,
તારી કરુણાની બલિહારી બલિહારી; આજે; આ૦

---

## सर्वत्र मंगलस्वरूप तत्त्वनुं विलोकन करनार वृत्तिनां वचनो.

પદ ૯ (અરે રંગ જે લાગ્યો તે લાગ્યો, એ લય.)

હું તો મહામંગલ જ્યાં ત્યાં ભાળું,
ગ્રહી મંગલનું અજવાળું, હું તો૦
વ્યાપી રહ્યાં આ વિશ્વવિષે, આન્દોલન મંગલકારી,
વાતાવરણવિષે ચઢી, જોઉં, મહામંગલની સ્વારી;—
શુભ ને સુન્દરતાની જેમાં, મર્યાદા ન જણાતી,
મહાગૌરવવાળી એ સ્વારી, મુજ પ્રાંગણથી જાતી:—
સુખ સંપત્તિની જ્યાં જોતો, થાતી રેલંછેલા,

મંગલમય તનુએ ઓઢયાં, મહા આનન્દજરકશી શેલાં;—
એ સ્વારીમાં ભળતાં મુજમાં, મંગલની ધૂન જાગે,
મુજ મનમધુકર મસ્ત બને ચુગી, મંગલકુસુમપરાગે;—
હું મધ્યે ને મંગલમારી, આસપાસ લહું વ્યાપ્યું,
યાચના કોઇ કરે મંગળની,માગે તેટલું આપું:—
મંગળમાં હું વાસ કરું ને, મંગળમાં જઉં—આવું,
મંગલને હું મોકલું જ્યાં ત્યાં, મંગલને હું વધાવું:—

---

## आंतर शांतिमां लीन थवा साधकने सुबोध.

પદ ૧૦ (અંતર રે, આહાહા—એ લય.)

અંતરની, શાન્તિમાં, વીરા થઇ રહીએ તલ્લીન,
સાચું સુખ નથી જેના વિણ, જે છે જીવનકેરી ખીણ રે; અંતરની૦
આનંદમય તેને વિશ્વ આ, જે છે, શાન્તિ ધરવામાં પ્રવીણ,
એક સ્વરે જેની સ્તુતિ કરે પ્રજા, પ્રાચીન અર્વાચીન રે; અંતરની૦
પ્રતિકૂલતામાંહિ પણ આ શાન્તિ, ધૈર્ય દેતી અવિચ્છિન્ન,
વિરહતણો હેતુ પણ તેનું અંતર, કરી શકતો નહિ ખિન્ન રે; અંતરની૦
અખંડ સ્થિર થતાં જેમાં કદીએ, ઉપજે ન શોભ મલિન,
પ્રસાદમય ચિત્ત રહેતું, નિરન્તર, થાતાં શાન્તિમાં વિલીન રે; અંતરની૦
વિશ્વતણાં દૈવી સામર્થ્યો, છે જેને આધીન,
સહજે હસ્તક તે કરી લેતો, થાતો જે તેથી અભિન્ન રે; અંતરની૦
શાન્તિથી પૂર્ણ છે નેત્ર ને વાણી, તે જ છે સાચો કુલીન,
સાધુહૃદય તેને જાણવો નિશ્ચય, શાન્તિનું જે ઉર ચિહ્ન રે; અંતરની૦
મગજ અને જ્ઞાનતન્તુઓ શાન્તિથી, પુષ્ટિ પામે સંગીન,
અંતર્દૃષ્ટિ પ્રકાશિત થાતી, થાતાં શાન્તિમાં લીન રે; અંતરની૦
અચલ ખુમારી ચઢે અંતરની, રહે ન કશાથી દીન,
તત્ત્વવિષે મસ્ત ખેલે મતિ તેની, જેમ જળમાંહિ મીન રે; અંતરની
બ્રહ્મચારી તેહ આસન જેનું છે, શાન્તિ રૂપી કૃષ્ણાજિન
તે જ છે સંન્યાસી જેણે ધર્યું સાચું, શાન્તિતણું કૌપીન રે; અંતરની૦
દિવ્યસુગુણવસ્ત્રો ધરજે અલૌકિક, જે તુજને સમીચીન,
મસ્તકપર તુજ પાઘડી રાખજે, શાન્તિકસુંબે રંગીન રે: અંતરની૦

જ્યોતિર્મય આપે હું છું, અનુભવ (એ) ઉઠતાં રે,
શિવ હું, તનુ આ કૈલાસ; ઝગીહુળી૦

## दिव्य दर्शननुं प्रकाशन.

પદ ૧૪. (રાખી સ્વપ્નમહિં મનમોહનને—એ લય.)

મુજ વાત ચમત્કૃતિની શી કહું, જેનું સુખ હું મનમાંહિ લહું,
ઉપરથી અતિ મલકાઇ રહું, શો ચમત્કૃતિનો આનન્દ અહા!
હું અચાનક રાત્રિમાં જાગી ગયો, શશિ સુન્દર નભમાં ઉદય થયો,
સ્વપ્રકાશ ગૃહે મુજ નાંખી રહ્યો, વળી સાથ સમીર સુગન્ધ અહા!
તે પ્રકાશે શયનગૃહ છાઇ રહ્યું, તેની મધ્યે સુન્દર રૂપ લહ્યું,
જેનું સૌમ્ય સ્વરૂપ ન જાય કહ્યું, દીસતું ઐશ્વર્ય અનન્ત અહા!
કોઇ દેવતણો દૂત એહ હતો, સ્વર્ણાક્ષરથી એ કંઇ લખતો,
પૂછ્યું મેં: વિધિ એ શું હતો કરતો, તે વદ્યો કરતાં સ્મિતમન્દ અહા!
"પ્રભુને બહુ પ્રેમથી જે ચહાતા, પ્રભુભક્તિસરે જે સદા નહાતા,
લખું નામ હું તેનાં હે ભ્રાતા! છે ધન્ય તે સુકૃતિવન્ત અહા!
દૂતને આતુર થઇ પૂછ્યું મેં: તુજ 'ગ્રન્થે નામ લખ્યું મુજ તેં?'
સંજ્ઞાથી નકાર જ સૂચવીને, કરતો નિજ ગ્રન્થ એ બંધ અહા!
કહ્યું મેં તવ નમ્ર અધિક થઇ: "પ્રભુભક્ત તણા ચહાનારમહિ,
લખજે મુજ નામ દયા ધરી કંઇ," કહી 'ઠીક' ગયો એ મહંત અહા!
બીજી રાત્રિવિષે ફરી એ આવ્યો, એણે ગ્રન્થ મને એ બતલાવ્યો,
હતાં, પ્રભુને જેહ અધિક ભાવ્યો, તેનાં નામ તેમાં પુણ્યવંત અહા!"
બતાલાવી પ્રથમ તેમાંહી મને—મુજ નામ, કહેઃ 'પ્રભુ કા'વે તને,
મુજને તું પ્રિય અધિક અને—રહેશે તુજ નામ જીવંત' અહા!*

## निज जनने दुर्बल राखी रहेता इष्टप्रति उपालंभनां वचनो.

પદ ૧૫ (ભાઇ નામ સમજીને બેસી રહીએ—એ લય.)

નાથ! તમે મનના દીસો છો મેલા, ઠીક શીખ્યા આ કાઢતાં થેલાં; નાથ૦
મૂઠી ન ધાનની દેખાડતા કદી, ઘરમાં ભર્યાં છે થેલા,
એકસૂકો રોટલો અમને ન ખાવા, અને તમે ઉડાવો ઘીકળાં; નાથ૦

*એક પાશ્ચાત્ય કાવ્યઉપરથી

દેખાડવામાં છો શૂરા તમે ઘણા ધનના કોઠારો ભરેલા,
હાથમાં હોતા નથી આપવાના સમયે આપ—પાસે એક બે અધેલા નાથ૦
અમથી ન થાય એવા કામમાંહિ, જ્યાં ત્યાં અમને તમે સૌથી પહેલા—
આગળ કરીને પછી ટીખળ કરાવો, અને ઉભા હસો તમે છેલા; નાથ૦
માથું કુટીને મરે, પ્રાણ જાય તોય પણ, જો હો કદી જાણીને પોઢેલા,
પહોર વારે પણ કદી બહાર નવ નીસરો, કોના તમે છો રાખેલા; નાથ૦
"નિષ્કિંચન આપણી સાધુની પાસે, ધનની ક્યાંથી રેલંછેલા,"
એમ કહી વાતને ઉડાવો પણ ક્યાં ગયા, ભોંયમાં દાટેલા પેલા* નાથ૦
ઘીનું પકવાન્ન પ્રભુ આપ તો આરોગો, ને અમને કરાવો છો તેલાં,
ધણીપણું રાખવામાં પૂરા, પણ દેવામાં, છવના નર્યા છો બળેલા; નાથ૦
લાગો છો અમને તો પૂરેપૂરા તમે, કાળી ચૌદશના આંજેલા,
કહેતાં અમને મુખે લાજ ઘણી આવે, કોઇના તમે આંકેલા; નાથ૦
વાતો મીઠી મીઠી કરવા મ્હોડાની, રાખો તમે અમને ભેળા,
માગ્યું દેવાને સમે ગણતા પોબારા, લાગો, સંતાકુકડીના રમેલા; નાથ૦
યાદ મારા નાથ તમે રાખજો ખચીત જે, આવશે એવી એક વેળા,
તમને અમારી આગળ ઉભેલા રાખશું, અમે પણ આપતણા ચેલા; નાથ૦

---

## ઇષ્ટવિરહિણી વૃત્તિની ઈશપ્રતિ નમ્ર વિજ્ઞપ્તિ.

પદ ૧૬ (શામળીયાજી કરજો મારી વહાર રે—એ લય.)

કામણગારા કોડીલા મુજ કંથ રે,
કંઇ વ્હાલ આણી વ્હાલા ! વ્હેલા વિદેશથી આવજો જી.
હું અબળા નવ જાણું તમારા પંથ રે,
જયાં ત્યાંથી પનોતાં પગલાં ઘરમાં લાવજો જી.
હસે મને પોયણી પેલી, હસે પેલી વૃક્ષની વેલી,
હસે નદી સિન્ધુમાં રેલી, કહું કોને (જે) વીતે—વીતેલી,
હૈયાહાર હૃદયશું લેઈ મુજને હસાવજો જી; જ્યાંથી૦
(તમે) રસિક કરુણાવાન્ છો એવું સખીને કહ્યું,
મારી મર્મનું બાણ, પૂછે તુજ કરુણાલુ ક્યાં?
કહે કરી હાંસી રે, ગયા હશે કાશી૧ રે.

---

* દેવી સંપત્તિઓ.
૧ સંન્યાસી થવા, જેથી પાછા વળવાનો સંભવ નથી.

વિયોગની બાજી સમેટો, હવે મન દૂર ન ફજેટો,
કદી હોય દેશ છેટો, હોયે વાર થાતાં ભેટો,
કંઇ મનગમતા ને મીઠા સન્દેશા કહાવજો જી; જ્યાંથી૦
ત્યજશો મારો હાથ, 'પ્રાણ' પછી કો નહિ કહે,
પ્રાણવિનાના નાથ! થાવું શું તમને ગમે?
શાને ના'વો રે, હજી શીદ તાવો રે,
પ્રભુ સદ્ય મળશો આવી, સખીને અંગુઠો હલાવી,
કહીશ કંથ આવો તું લાવી? મારા મનની હોંસ પૂરાવી,
મારી સખિઓના મુખમાં, આંગળી નાથ! ઘલાવજો જી; જ્યાંથી૦

---

## મને શાથી આશ્ચર્ય નથી થતું અને શાથી થાય છે.

પદ ૧૭ (શુદ્ધ પ્રેમ જાણતા હોય તે જાણે—એ લય.)

આશ્ચર્ય મને, થાય ન કોઇ રીતિથી.
વિશ્વ સમગ્ર આ ચાલતું જોઉં પણ, ન થાય આશ્ચર્યપ્રતીતિ,
જાણું જે એના સિદ્ધ નિયમવડે, ચાલે બધું પ્રકૃતિથી;૧ આ૦
આશ્ચર્ય થાય નહિ અદ્ધર રહેલી, આકાશકેરી સ્થિતિથી,
આશ્ચર્ય જોતાં ન, સાધનવિના થતી, સૂર્યાદિકેરી ગતિથી; આ૦
આશ્ચર્ય ના મને ઉપજે કદાપિ, દેવાદિકેરી કૃતિથી,
આશ્ચર્ય ઉપજે ન જોતાં આ કોઈની, સ્તંભ, ક્ષતિર કે પ્રગતિથી૩ આ૦
આશ્ચર્ય આ બધું નવ ઉપજાવે પણ, આશ્ચર્ય ઉપજે વૃત્તિથી—
જ્યારે હું જોઉં મિથ્યા દોષો જણાતા, બીજાના, સારી મતિથી૪
આશ્ચર્ય મને, થાય છે એવી રીતિથી.
આશ્ચર્ય થાય જોતાં ગુરુના સમીપે, શિષ્યોની ખોટી પ્રણતિથી૫,
આશ્ચર્ય! સાચા સદ્‌ગુરુ મળ્યા છતાં, સુધરે ન તેની સંગતિથી; આ૦
આશ્ચર્ય થાય મહદ્, કારણવિના પણ, કોઇ કોઇની સંમતિથી—
બીજાના વ્યવહારે મુડચું માથું ઘાલનાર, નિજ ધર્મદ્રોહી યતિથી: આ૦
આશ્ચર્ય થાય નહિ, થયેલી ક્રિયાથી—કશ્યપની પત્નિ દીતિથી,
આશ્ચર્ય થાય મને, ભક્ત કા'વતાં છતાં, બ્હીતો જે જગની ભાતિથી; આ૦
આશ્ચર્ય થાય જોઇ શ્રદ્ધાલુકેરી, શ્રદ્ધા જતી જગપતિથી,
આશ્ચર્ય! જો શિરે સદ્‌ગુરુ ઉપેન્દ્ર છતાં, સાધક તરે ન સંસૃતિથી; આ૦

---

૧ માયા. ૨ ક્ષય. ૩ વધવું તે. ૪ સારી બુદ્ધિવાળા પુરુષોથી. ૫ સાષ્ટાંગ નમસ્કાર. ૬ સંસારથી.

## सज्ञानवृत्तिवाळा अभिमानीनी वृत्तिनुं अज्ञान टाळवा इष्टने स्तुति.

પદ ૧૮ (ભૂરખો ગાંડી દેખી મલકાયે—એ લય)

આપજી! ગાંડી મળી ઘરવાળી, કે જેણે ઘરની બધી લોથ વાળી.
ઘરને શોભાવવાને શીખી નથી ને, જાણે કરું રખવાળી.
જ્યાં ત્યાંથી લાવીને કચરા ભરે એ, જેમ તેમ કાઢું હું વાળી રે; બા૦
જ્યારે જ્યારે કહું શુભદૃષ્ટિરૂપી, ઓઢવાને સાડી રૂપાળી,
ત્યારે ત્યારે એ તો ઓઢીને ચોટતી, અશુભદૃષ્ટિકામળી કાળી રે; બા૦
'થોડું જે હોય તે મૂલ્યવાન છે, માટે તેને ન દેવું ટાળી,'
એવું કહેવું, ત્યારે ધણીને લજી દઈ, કાંકરાને રાખે સંભાળી રે; બા૦
સારી વસ્તુ આપું તેને તે રીસથી, ફેંકી દે દોઢ ગાઉ ઉછાળી,
હાથે કરીને ફાકે અજમાને હોંસથી, જાણીને એ વરીયાળી રે; બા૦
મારે ન સાંભળવું હોય તે બરાડે, કાનમાં ગોતો ઘાલી,
સાચી મારી વાત તોડી દેવામાં, કુશ એની તો જાણે પાળી રે; બા૦
એમ તો એનામાંએ ડહાપણુ છે થોડું, પણ છે જરી અટકચાળી,
જો હું કહું કે જરા શાંતિથી બેસવું તો, નાસે એ ગાઉ છેંતાળી રે; બા૦
ડાહી ડમરી થઇ બેસે, ન સમજે તોએ, ગીતાને હાથમાં ઝાલી,
કોઇ કોઇ વાર તો વળતી સુમાર્ગે, જાણે દોશી 'દ્વારકા' ચાલી રે; બા૦
ગાંડી ઘેલી તોએ અંતરથી એ તો, મારામાં છે પ્રેમવાળી,
માટે સુધારો એને સત્વર પ્રભુ જેથી, નિત્યાની આ કરમકપાળી રે; બા૦

---

## अगम्य वर्णन.

પદ ૧૯ (નાવમેં નદીયાં ડૂબી જાય,—એ લય.)

મૂઠીમાં મારી, વિશ્વ માય,
કોઇ એ અજબ કૃતિ ન્યાળો; મુઠીમાં૦
વિશ્વતણી કહેવાતી ચમત્કૃતિ જોઇ આશ્ચર્ય ન થાય,
કાં જે મુજ લૌકિક સત્તાના, એ તો ખેલ ભણાય; મુઠીમાં૦
ગગનચુંબિ મહાલય જોઉં તેથી, ચકિત ન હુંથી થવાય;
આધારે ટકી રહેતું એમાં, છે આશ્ચર્ય ન કાંય; મુઠીમાં૦

પાયા જેના આકાશે ને, છાપરૂં ભૂતલમાંહ્ય,
અદ્ધર જેની સીડી એવું, ઘર તો હુંથી ચણાય; મુઠીમાં૦
તારતણાં યંત્રો જોઈ મારું, ચિત્ત ન બહુ હરખાય,
અગમ્યમાં પણ યંત્રવિના, હુંથી શબ્દો કહેવાય; મુઠીમાં૦
જ્યોતિકેરા પ્રકાશમાં મુજને ન વિશેષ જણાય,
જ્યોતિવિણ પણ પ્રકાશ જ્યાં ત્યાં, હુંથી ઉપજાવાય; મુઠીમાં૦
ધરીપર વિશ્વતણી ગતિ જોઇ, મન ન અધિક મલકાય,
કાં જે એની ધરી પણ અન્તે, ધારણ હુંથી કરાય; મુઠીમાં૦
પોલું કે ધન દ્રવ્ય જોઇને, મારું ન મન ઉભરાય,
પોલું કે ધન જે નથી એવા–માં હું રહું સદાય; મુઠીમાં૦
સૃષ્ટિનો વૃદ્ધિક્રમ અચરજ ઉપજાવે ન જરાય,
એકવિના પણ અનેક જ્યારે, હુંથી ઉપજાવાય; મુઠીમાં૦
મુજ સત્તાની અગમ્ય લીલા, વિશ્વવિષે ન લહાય,
જેથી કહેતો અવર્ણ્ય મુજને, આ જગનો સમુદાય; મુઠીમાં૦

---

## इष्टसंयोगिनी वृत्तिनो, इष्टविमुखवृत्तिने व्यंग्यमां पोताना सुखने सूचवतो वृत्तान्त.

**પદ ૨૦ (ઓ કનૈયાજી રે, અમને મોહન.)—એ લય**

હાં રે સખિ! આજે મને, કાચી ઉંઘેથી જગાડી એ કાનુડે.
મારાથી યુક્તિ લગાડી, એ કાનુડે; હાં રે સખિ!૦
ઢંઢોળી મુજને ધીમે, અડકી મારે અંગ,
જાગી ઉઠતાં મેં પૂછ્યુ, શું છે કાંઇ પ્રસંગ,
પાસે આવીને મને સમજાવે જી રે,
કહેવી છે મારે છાની વાત તને જી રે, મારા અંતરની.
મેં જાણ્યું કરવી હશે, વાત મારી સંગાથ,
કાન ધર્યો તો ગાલથી, એણે કીધી વાત,
(એ કહે) મારા હૃદયે વાત કહાવી છે, કંઇ કંઇ, તારા હૃદયને
વાત કહાવી.

રીસ નહિ આણ મને એટલું કહેવા દે,
રમત કરું ન પછી આવી રે; કંઇ કંઇ.

કરવી વાત હશે કંઇ, મારા હૃદયની સાથ,
ધર્યું હૃદય તો છાતીથી, છાની કીધી વાત,
એમ મને ભોળીને ઠગી બહુ રીતથી,
હું ન કાંઇ સમજી અબળા તણી જાત,
જોર ત્યાં શું ચાલે વળી આપડું;
કરી મને કાયર પણ ઠીક થયું એટલું,
હતો મને અંતરમાં જ્યાં જ્યાં રોગ,
મને માફક ઓષધ ત્યાં ચોપડ્યું:—

## अमारा सिद्धान्तनुं आरोपण.

પદ ૨૧ (અમારું અમૂલ્ય જોબન લૂંટાય.)—એ લય

અમારો સિદ્ધાન્ત કહીએ નિર્દોષ, કરીને આઘોષ,
કડકડકડ કરતી પડતી ભીતિવીજળી,
પણ નવ ત્યજીએ ખામોશ, (૪) ઉડતા ધરીએ હોશ; અ૦
મિત્ર કે શત્રુ કે સ્નેહી કે સજ્જન,
જોઇએ ન કોઇના દોષ, છો હોય સદોષ; અ૦
ખરખરખર થાય રૂવાં ખડાં એવો,
યત્ન ન થાય અદોષ, (તો) ધરીએ ન સંતોષ: અ૦
ખડખડખડખડખડખડ હાસ્ય કરો ભલે,
કંઠે પડતો સુખશોષ, ન બનશો બેહોશ; અ૦
ગણગણગણગણગણો, દુઃખ ન અંતર,
પામી રહો આત્મતોષ,૧ બનીને બાહોશ; અ૦
આનંદે આવીને ભેળા વસીશું, નિત્યે નિજાનન્દકોષ૨
બોલો આણી જોશ, સાધકજયઘોષ;— અ૦

## मंगल.

પદ ૨૨ (ગજબ શી આ ઉપવનની બહાર, એ લય.)

અહા! આ, અતુલ શું બળ ઉભરાય.
સ્થળે સ્થળ દિવ્ય પ્રવાહો ભળાય; અહા!

૧ આત્મારૂપી તૃપ્તિ. ૨ પોતાના આનંદમય કોશમાં

અગમ્ય કોઇ પ્રદેશથી નિસરી, ચૌદ ભુવનમાં ઓ ! જાય; અહા !
જેનું શાન્ત જીવનમય ઓજસ્, અણુઅણુમાં પથરાય; અહા !
સૌમ્ય પ્રભામય એ સામર્થ્યે, દૃશ્ય સકલ આ છવાય; અહા !
ગગનથી પૃથ્વીપાર સકલ સ્થળ, રસરૂપ થઇ રેલાય; અહા !
કરતાં એ બળમાંહિ નિમજ્જન, બળનું પ્રતીક* થવાય; અહા !
ગળીતાં ગળતાં એ બળમાં જ્યાં, પૂર્ણપણે જ ગળાય; અહા !
મધ્યબિન્દુ એ બળનું ફરી ફરી, (જ્યારે) તે પર શરીર રચાય; અહા !
અદ્ભુત ભાન થતું તે કાળે, કથન શું વાણીથી થાય, અહા !
સમગ્ર આ બળ નિજ બળ માની, નમીએ આજે પાય; અહા !

---

## जगत्रूपी वाडीमां बाह्यरूपसाथे आंतर स्वरूपमां प्रतीत थतो विरोधाभास.

પદ ૨૩ (આવ્યું આ વધામણીનું ટાણું રે.)—એ લય

આ તો ભુલભુલામણીની વાડી રે, કોઇ અટકચાળે,
સઉને બનાવવા૧ ઉગાડી.
ઉપરથી જૂદું દીસે, અંતરે જૂદું રે,
ઉપરથી ગરુડ દીસે અંતરે ફુદું રે,
અટપટી એવી આ તે રમત કેવી માંડીરે; કોઇ૦
ઉપરનું રૂપ જોઈ નારીને ધારીરે,
પટને ઉપાડી જોવા કરતાં તૈયારી રે,
મુખ જોવા જાતાં આવે હાથમાંહિ દાઢી રે; કોઇ૦
સાંભળી કંઇ કંઇનાં પુરુષનાં નામો રે,
કરાવવા જાય કોઈ પુરુષનાં કામો રે,
ધોતી પકડતાં આવે હાથમાંહિ સાડી રે; કોઇ૦
કઠણ જમીન આ તો, એ પર ચલાશે રે,
જોયા કે જાણ્યાવિના, જાવાની આશે રે,
પગ મૂકતાં ત્યાં લાગે મોટી ઉંડી ખાડી રે; કોઇ૦
જુવાનીઉપરથી જોઇ, બળવાન્ ધારી રે,
કામ કરવાનું કહેવા, જવ જુવે ધારી રે,
(તેના) પ્રાણ કંઠે ને હોય, છટકેલી નાડી રે; કોઇ૦

---

* મૂર્તિ. ૧ મશ્કરી કરવા.

રબરનાં પૈડાની, હલકી આ ગાડી રે,
જોઈ ધારે ઝટ લઈ જાશે, બગીચે ને વાડી રે,
ચલાવી જોતાં જુએ (કે) તેને જોડી એ બિલાડી રે: કોઈ૦
પૂઠેથી જોતાં જાતાં ધારી પરનારી રે,
ધારે એકાન્તે આવી ઠીક મળવા વારી રે,
સામે આવી જુએ તો પોતાની જ માડી રે; કોઈ૦
રૂપાનો જાણે આ તો સુન્દર પ્યાલો રે,
દુધભરેલો એ તો મળીયો છે ચાલો રે,
મોએ માંડે ત્યાં બોલે: પીધી આપણે તાડી રે: કોઈ૦
કોયલાજેવી મેલી વસ્તુની ખાણે રે,
કચરાવિના શું બીજું, હોય એમ જાણે રે,
તેમાંથી તો એ વળી રત્ન આપે કહાડી રે; કોઈ૦
ઉપરના રૂપને જો, જોઇ લોભાશો રે,
સુન્દર ગુમાવી કંટક ખોટાને સ્હાશો રે,
અટપટી રીતે વસ્તુ કંઇ કંઇ છે સંતાડી રે; કોઈ૦
ભૂલ થાતાં ન થાય, મશ્કરી માટે રે,
ફરીઓ જે હોય ઘાટે, હાટે ને વાટે રે,
આગળ એને કરીને, જાજો તમે પછાડી રે; કોઈ૦

---

## पशुत्वादि लक्षणने धारण करनार जीवप्रति इष्टस्मरण करवा उपालंभपूर्वक प्रबोध.

પદ ૨૪ (હાથે કરી મેં કર્યું મુખ શ્યામ, એ લય.)

ભાવવડે તું ભજ ભગવાન, કાચી કાયાનું કરી લે કલ્યાણ.
પશુને પ્રાપ્ત છે જેહ અજ્ઞાન, (તે) નરદેહમાં ક્યાંથી લાવ્યો નાદાન,
તું એ લાગે યુધિષ્ઠિરસમાન (!) સ્વર્ગવિષે લઇ જાય છે શ્વાન;—
પથ્થરમાં રહ્યું જે છે અભાન, તારી સાથે દેહે લાવ્યો નિદાન,
અહલ્યાવાળો તું હઇશ પાષાણ (!) જેથી તેનું હશે તને ગુમાન;—
નિન્દે તેં જેનું કર્યું સ્તુતિગાન, કરડીને ફુંકવાજેવું એ જાણ,
તારામાં એ ક્યાંથી ? કરું અનુમાન ! ઉંદરડીના જન્મનું હશે ભાન(!)—
પક્ષી બુદ્ધિનું જેવું બારદાન, નર છતાં તેવો તું એ અજાણ,

કાગઋષિતણો હઇશ તું પ્રાણ (!) તેનું તેં રાખ્યું હશે એ નિશાન;—
કેમ નથી હજી આવતી સાન, નર થયો તું મટીને હેવાન,
દોષની ખોડમાં હવે ભરા ન, શ્વાન મટી થયો હાવે સુજાણ;—
નરદેહનું ધરી શુભ અભિમાન, ઉચ્ચ કર્તવ્યમાં દે ખૂબ ધ્યાન,
ક્યારે આવી પ્હોંચશે અવસાન, નિશ્ચય તેનો તું કાંઇ ન માન:—
માયામાંહિ ન રે'તાં ગુલતાન, થઇને સત્વર તું સાવધાન,
નર! નરહરિરૂપ થા તું મહાન, મટી જશે તારું જાવું શ્મશાન:—

---

## अध्यात्मव्रतविधि.

### પદ ૨૫.

તું કરજે રે, હું કહું તેવાં વ્રત આજ, તારું હિત ઇચ્છે જો જી,
જે વ્રતને આચરતા મોટા, આજ સકળ સ્થળ જેના ટોટા,
જડે ન શોધ્યા ક્યાંય; તારું૦
જે વ્રતનું ફળ કોટિગણું છે, કલિયુગમાં શાસ્ત્રે જે ભણ્યું છે,
કર, જો એવું થાય; તારું૦
ભયનો ભાત ન ખવાય જેમાં, દુ:ખની દાળ ન પીવાય એમાં,
એકાદશી તો જ ગણાય; તારું૦
પ્રભુસ્મરણપયપાન તું કરજે, એ વિધિ તું ભૂખ તારી હરજે,
જવ જવ ભૂખ જણાય; તારું૦
શિવરાત્રિ કરી તો જ હું જાણું, (જો) અનર્થરૂપી અન્નનું ભાણું,
જરી ન તુંથી ખવાય; તારું૦
લોભરૂપી તું લોટ ન ખાતો, નિંદાકેરી જમીશ ન ન્યાતો,
તો તે વ્રત કહેવાય; તારું૦
કરૂણારૂપી કંદ તું ખાજે, તીર્થતિતિક્ષામાંહિ તું ન્હાજે,
તો નહિ તું અકળાય; તારું૦
નિરાશાની નિદ્રાંમાં જો તું, ક્ષણ પણ એક ન ઉંઘી ગયો તું,
વ્રત જાગરણ લહાય; તારું૦
પાપક્રિયાનું પીશ ન પાણી, નિર્જલાતણું વ્રત પ્રમાણી,
તો એ સિદ્ધ કરાય; તારું૦
'આ આવો ને આવી ફલાણી,' દોષભરેલી વદીશ ન વાણી,
તે વ્રત મૌન ગણાય; તારું૦

જપના જવને સૂક્ષ્મ દળી લે, તેનાથી નિજ પેટ ભરી દે,
અસ્વવણવ્રત જો ચ્હાય; તારું૦
લક્ષણાથી વ્રતનો વિધિ સમજી, આચરજે પ્રભુને નિત્ય ત્યજી,
સઘળો વ્રતસમુદાય; તારું૦
અલ્પ કાળમાં અનલ્પ ફળને, પ્રકટાવે વળી દૈવી બળને,
વ્રત જો આવું સધાય; તારું૦

---

## अनुभवरूपी जीवनजल पीनार ज धन्य छे.

પદ ૨૬ (અહો ભાગ્ય જગમાં તે નરનું.)—એ લય.

અહો ધન્ય જગમાં તે જનને, જેણે પીધું જીવનમય વારિ.
ફરી જનિમૃતિ નવ ધરનારી, એ દૈવી પુરુષ કે નારી; અહો!
એ જીવનધારાકેરું બિન્દુ, પાપીને પાવન કરે,
વળી આધિ વ્યાધિ ઉપાધિ હરી, જડતા જીવત્વતણી હરે;
એની ભરી, સ્થળે સ્થળ ઝારી, પણ લહે કોઇ મતિ ન્યારી; અહો!
મૃતજલ જીવો જેને કહે છે, તે અમરજલ છે ખરું,
ધારણ ભીતરમાં[1] કરી રહ્યું, જેને સકળ માનવતરુ;[2]
એને બહિર્ પ્રકટ કરનારી, કોઇ શોધી શક્યું નથી બારી;[3] અહો!
એ વારિ સૂક્ષ્મશરીરકેરી,[4] કો વિધિ શુદ્ધિ કરે,
ક્યાંથી નિસરી, ક્યાંથી જઇને, કોણ સ્થાનવિષે ઠરે,
જે પામ્યો ન એ ફળ ભારી, તેની જીતી બાજી હારી; અહો!
એ જીવનજલકેરી નદીમાં, જે જીવો તરવા પડે,
તે ઉપર પુષ્પની વૃષ્ટિ થાતાં, દેવદુંદુભિ ગડગડે;
(એ) જેણે જોઇ નથી ધારી ધારી, તેને મીઠી છતાં પણ ખારી; અહો!
એ બહિર્મુખ કદી ના પીએ, એ પીએ અંતર્મુખ જે,
ગુરુની કૃપા થાતા સહજમાં, જુએ જીવનમયૂખ[5] તે;
એ છે અગ્નિની ચિણગારી, દુષ્કર્મકોપ દહનારી; અહો!
માંહિં પડ્યા તે મહાસુખ પામે, દેવસરીખા તે થતા,
ભવભય ન નડતો તેમને, પામી રહે કૃતકૃત્યતા,
તમે પ્રયત્ન કરી સહકારી, પીઓ બંધુ! ભગિનિ! અમારી; અહો!

---

૧ હૃદયમાં, ૨ મનુષ્યરૂપી વૃક્ષ. ૩ માર્ગ. ૪ લિંગ દેહ કારણદેહ વગેરે.
૫ જીવનરૂપી કિરણ.

કાગઋષિતણો હઈશ તું પ્રાણ (!) તેનું તેં રાખ્યું હશે એ નિશાન;—
કેમ નથી હજી આવતી સાન, નર થયો તું મટીને હેવાન,
દોષની ખોડમાં હવે ભરા ન, શ્વાન મટી થયો હાવે સુજાણ;—
નરદેહનું ધરી શુભ અભિમાન, ઉચ્ચ કર્તવ્યમાં દે ખૂબ ધ્યાન,
ક્યારે આવી પ્હોંચશે અવસાન, નિશ્ચય તેનો તું કાંઈ ન માન;—
માયામાંહિ ન રે'તાં ગુલતાન, થઈને સત્વર તું સાવધાન,
નર! નરહરિરૂપ થા તું મહાન, મટી જશે તારું જાવું શ્મશાન:—

---

## अध्यात्मव्रतविधि.

### પદ ૨૫.

તું કરજે રે, હું કહું તેવાં વ્રત આજ, તારું હિત ઇચ્છે જો જી,
જે વ્રતને આચરતા મોટા, આજ સકળ સ્થળ જેના ટોટા,
જડે ન શોધ્યા ક્યાંય; તારું૦
જે વ્રતનું ફળ કોટિગણું છે, કલિયુગમાં શાસ્ત્રે જે ભણ્યું છે,
કર, જો એવું થાય; તારું૦
ભયનો ભાત ન ખવાય જેમાં, દુઃખની દાળ ન પીવાય એમાં,
એકાદશી તો જ ગણાય; તારું૦
પ્રભુસ્મરણપયપાન તું કરજે, એ વિધિ તું ભૂખ તારી હરજે,
જવ જવ ભૂખ જણાય: તારું૦
શિવરાત્રિ કરી તો જ હું જાણું, (જો) અનર્થરૂપી અન્નનું ભાણું,
જરી ન તુંથી ખવાય; તારું૦
લોભરૂપી તું લોટ ન ખાતો, નિંદાકેરી જમીશ ન ન્યાતો,
તો તે વ્રત કહેવાય; તારું૦
કરુણારૂપી કંદ તું ખાજે, તીર્થતિતિક્ષામાંહિ તું ન્હાજે,
તો નહિ તું અકળાય; તારું૦
નિરાશાની નિદ્રામાં જો તું, ક્ષણ પણ એક ન ઉંઘી ગયો તું,
વ્રત જાગરણ લહાય; તારું૦
પાપક્રિયાનું પીશ ન પાણી, નિર્જલાતણું વ્રત પ્રમાણી,
તો એ સિદ્ધ કરાય; તારું૦
'આ આવો ને આવી ફૂલાણી,' દોષભરેલી વદીશ ન વાણી,
તે વ્રત મૌન ગણાય; તારું૦

જપના જવને સૂક્ષ્મ દળી લે, તેનાથી તુજ પેટ ભરી દે,
અલવણવ્રત જો ચ્હાય; તારું૦
લક્ષણાથી વ્રતનો વિધિ સમજી, આચરજે પ્રભુને નિત્ય ત્યજી,
સઘળો વ્રતસમુદાય: તારું૦
અલ્પ કાળમાં અનલ્પ ફળને, પ્રકટાવે વળી દૈવી બળને,
વ્રત જો આવું સધાય; તારું૦

---

## अनुभवरूपी जीवनजल पीनार ज धन्य छे.

પદ ૨૬ (અહો ભાગ્ય જગમાં તે નરનું.)—એ લય.

અહો ધન્ય જગમાં તે જનને, જેણે પીધું જીવનમય વારિ.
ફરી જનિમૃતિ નવ ધરનારી, એ દૈવી પુરુષ કે નારી; અહો!
એ જીવનધારાકેરું બિન્દુ, પાપીને પાવન કરે,
વળી આધિ વ્યાધિ ઉપાધિ હરી, જડતા જીવત્વતણી હરે;
એની ભરી, સ્થળે સ્થળ ઝારી, પણ લહે કોઇ મતિ ન્યારી; અહો!
મૃતજલ જીવો જેને કહે છે, તે અમરજલ છે ખરું,
ધારણ ભીતરમાં[૧] કરી રહ્યું, જેને સકળ માનવતરુ;[૨]
એને બહિર્ પ્રકટ કરનારી, કોઇ શોધી શક્યું નથી બારી;[૩] અહો!
એ વારિ સૂક્ષ્મશરીરકેરી,[૪] કો વિધિ શુદ્ધિ કરે,
ક્યાંથી નિસરી, ક્યાંથી જઇને, કોણ સ્થાનવિષે ઠરે,
જે પામ્યો ન એ ફળ ભારી, તેની જીતી બાજી હારી; અહો!
એ જીવનજલકેરી નદીમાં, જે જીવો તરવા પડે,
તે ઉપર પુષ્પની વૃષ્ટિ થાતાં, દેવદુંદુભિ ગડગડે;
(એ) જેણે જોઇ નથી ધારી ધારી, તેને મીઠી છતાં પણ ખારી; અહો!
એ બહિર્મુખ કદી ના પીએ, એ પીએ અંતર્મુખ જે,
ગુરુની કૃપા થાતા સહજમાં, જુએ જીવનમયૂખ[૫] તે;
એ છે અગ્નિની ચિણગારી, દુષ્કર્મકોપ દહનારી; અહો!
માહિં પડ્યા તે મહાસુખ પામે, દેવસરીખા તે થતા,
ભવભય ન નડતો તેમને, પામી રહે કૃતકૃત્યતા,
તમે પ્રયત્ન કરી સહકારી, પીઓ બંધુ! ભગિનિ! અમારી; અહો!

---

૧ હૃદયમાં, ૨ મનુષ્યરૂપી વૃક્ષ. ૩ માર્ગ. ૪ લિંગ દેહ કારણદેહ વગેરે.
૫ જીવનરૂપી કિરણ.

## अजरामररूप मनायेला ब्रह्मलोकमां शुद्धसात्त्विकी वृत्तिसहित प्रवेश इष्ट मनायो छे.

પદ ૨૭ (હવે રહ્યું બની, હતું જે બનાવવું—એ લય.)

અમે અનુભવ્યું, ગગનપર ચઢતાં ચઢતાં, એક કૌતુક વળી આજ,
અવનવું અને [1]ચમત્કૃતિરાજ, (૨)
પૂર્ણ રહસ્યભરિત અતિ સાચ; અમે૦
દિવ્ય લોકલોકાંતરમાંહિ, વિહાર કરી આવવાનું ચાહી,
થયા આરૂઢ એક ઝાઝ; અવનવું અને ચમત્કૃતિરાજ; અમે૦—
માર્ગ ખેડતું વિમાન ચાલ્યું, અન્ય કોથી ના શકાય ઝાલ્યું,
લાગી કશી નહિ આંચ; અવનવું૦
એકપછી એક જોતા લોકો, વેગ જવાનો અમે ન રોક્યો,
કરવા સફળ અમ કાજ; અવનવું૦
પછી ઇચ્છા થઈ કે હવે ચાલો, અજરામર લોકને નિહાળો,
જુઓ ત્યાંનો સુખસાજ; અવનવું૦
વાહન અમારું તે પ્રતિ ખેડયું, ગગશિખર જાણ્યું જે ભેટયું,
પણ ગયું અટકી ત્યાં જ; અવનવું૦
ઉભું એકાએક ગગનમાં, જાણ્યું એથી અમે જ મનમાં,
નિશ્ચય નડી કોઈ ધાંચ; અવનવું૦
એટલામાં કોઈ દૈવી સત્તા, આવી પૂછે અમારા પત્તા,
જવું તમારે ક્યાં જ; અવનવું૦
'અજરામર જે લોક ગણાયે, ત્યાં જાવા ઇચ્છા અમ થાયે',
બોલી, સુણી એ વાચ: અવનવું૦
"દૈવી પત્ની છે તમસાથે? જેણે, પૂજ્યા પ્રભુ નિજ હાથે,
"તો (તમે) દંપતિ! ગ્રહો રાજ્ય; અવનવું૦
"જે ઉભયે પ્રભુ પ્રસન્ન કીધા, તે આ પંથે જનાર સીધા,
"ઇતરથી જવાય ના જ; અવનવું૦
"સાત્વિકવૃત્તિપત્નીસંગે, રહીને પૂજી પ્રભુ નિજ અંગે,
"અનો રાજ્યશિરતાજ;" અવનવું૦
અહો કેવું દૈવી પત્નીવ્રત!, ધારે, જેણે કર્યું મહાસુકૃત,
શિર અજરામરતાજ; અવનવું૦

[1] શ્રેષ્ઠ ચમત્કૃતિરૂપ.

અત્તાને અમે પાયે લાગી, પાછા વળતાં ઉઠ્યા જાગી,
(તો) હતા પથારીમાં જ; અવનવું૦

---

## કરુણાજલનું અભિષિંચન કરવા શ્રી ઇષ્ટને અભ્યર્થના.

પદ ૨૮ (શ્રી રામચન્દ્ર રઘુવીર, શ્રીસીતાપતિ, એ લય)

લઇ કૃપાપાત્ર નિજ હાથ,
હે મમ નાથ! આજે, મારા તનમનપર પ્રેમે તે અભિષિંચજો જી.
કરુણાજલકેરી વર્ષા,—માટે મનવૃત્તિ તરસ્યાં,
વર્ષાવો તે પર કરુણાધાર,
લૌકિક જલકેરી વૃષ્ટિ, લીલી કરે છે સૃષ્ટિ,
કરજો મુજ ઉર લીલું ~~જગ~~ દેવા રૂ; હે મમ નાથ!૦
પેલું બીજ પણ કરુણાજલ,—વર્ષતાં જેવું નિર્મલ,—
થયું નવપલ્લવિત એ ઝાડ,
જેણે વર્ષા પથ્થરપર, અહલ્યા કરી'તી સુન્દર,
જેમાં બનાવ્યાં માંસ હાડ; હે મમ નાથ!૦
કંઇ કંઇ સિધ્ધો મહર્ષિ, એ જલને સ્પર્શી સ્પર્શી,
સઉ વાતે થઇ રહ્યા છે તૃપ્ત,
પરીક્ષિતઉપર પડતાં, મુક્તિ તો એ પામ્યા'તા,
વીતતાં માત્ર દિવસો સપ્ત; હે મમ નાથ!૦
એ વૃષ્ટિજલ ઘન થાતાં, આપ તે માંહી પ્રકટતા,
હરીને અજ્ઞાન ને અભાન,
નરહરિ નાથ! એવી, વર્ષાવી કરુણાદેવી,
આપજો મુજને જીવનદાન; હે મમ નાથ!૦

---

## પોતાના દોષોનું યુક્તિપૂર્વક શ્રી ઇષ્ટને નિવેદન અને તેને નિવૃત્ત કરવા અભ્યર્થના.

પદ ૨૯ (જે હાથે તે સાથે કહેવાય, એ લય.)

પ્રભુ જાણો છો કે કોણ હું,—મારા વ્હાલા! જાણો છો કે હું?
આપ તણી નામનાનું પ્રદર્શન છઉં.

## अजरामररूप मनायेला ब्रह्मलोकमां शुद्धसात्त्विकी वृत्तिसहित प्रवेश इष्ट मनायो छे.

પદ ૨૭ (હવે રહ્યું બની, હતું જે બનાવવું—એ લય.)

અમે અનુભવ્યું, ગગનપર ચઢતાં ચઢતાં, એક કૌતુક વળી આજ
અવનવું અને ૧ચમત્કૃતિરાજ, (૨)
પૂર્ણ રહસ્યભરિત અતિ સાચ; અમે૦
દિવ્ય લોકલોકાંતરમાંહિ, વિહાર કરી આવવાનું ચાહી,
થયા આરૂઢ એક ઝાઝ; અવનવું અને ચમત્કૃતિરાજ; અમે૦
માર્ગ ખેડતું વિમાન ચાલ્યું, અન્ય કોથી ના શકાય ઝાલ્યું,
લાગી કશી નહિ આંચ; અવનવું૦
એકપછી એક જોતા લોકો, વેગ જવાનો અમે ન રોક્યો,
કરવા સફળ અમ કાજ; અવનવું૦
પછી ઇચ્છા થઈ કે હવે ચાલો, અજરામર લોકને નિહાળો,
જુઓ ત્યાંનો સુખસાજ; અવનવું૦
વાહન અમારું તે પ્રતિ ખેડ્યું, ગગશિખર જાણ્યું જે ભેટયું,
પણ ગયું અટકી ત્યાં જ; અવનવું૦
ઉભું એકાએક ગગનમાં, જાણ્યું એથી અમે જ મનમાં,
નિશ્ચય નડી કોઈ ધાંચ; અવનવું૦
એટલામાં કોઈ દૈવી સત્તા, આવી પૂછે અમારા પત્તા,
જવું તમારે કયાં જ; અવનવું૦
'અજરામર જે લોક ગણાયે, ત્યાં જાવા ઇચ્છા અમ થાયે',
બોલી, શુણી એ વાચ: અવનવું૦
"દૈવી પત્ની છે તમસાથે? જેણે, પૂજ્યા પ્રભુ નિજ હાથે,
"તો (તમે) દંપતિ! ગ્રહો રાજ્ય; અવનવું૦
"જે ઉભયે પ્રભુ પ્રસન્ન કીધા, તે આ પંથે જનાર સીધા,
"ઇતરથી જવાય ના જ; અવનવું૦
"સાત્ત્વિકવૃત્તિપત્નીસંગે, રહીને પૂજી પ્રભુ નિજ અંગે,
"બનો રાજ્યશિરતાજ;" અવનવું૦
અહો કેવું દૈવી પત્નીવ્રત!, ધારે, જેણે કર્યું મહાસુકૃત,
શિર અજરામરતાજ; અવનવું૦

સૂતાંને અમે પાયે લાગી, પાછા વળતાં ઉઠ્યા જાગી,
(તો) હતા પથારીમાં જ;　　　અવનવું૦

---

## करुणाजलनुं अभिषिंचन करवा श्री इष्टने अभ्यर्थना.

પદ ૨૮ (શ્રી રામચન્દ્ર રઘુવીર, શ્રીસીતાપતિ, એ લય)

લઇ કૃપાપાત્રે નિજ હાથ,
હે મમ નાથ! આજે, મારા તનમનપર પ્રેમે તે અભિષિંચજો જી.
કરુણાજલકેરી વર્ષા,—માટે મનવૃત્તિ તરસ્યાં,
વર્ષાવો તે પર કરુણાધાર,
લૌકિક જલકેરી વૃષ્ટિ, લીલી કરે છે સૃષ્ટિ,
કરજો મુજ ઉર લીલું દેવા રે;　　હે મમ નાથ!૦
પેલું બીજ પણ કરુણાજલ,—વર્ષતાં કેવું નિર્મલ,—
થયું નવપલ્લવિત એ ઝાડ,
જેણે વર્ષા પથ્થરપર, અહલ્યા કરી'તી સુન્દર,
જેમાં બનાવ્યાં માંસ હાડ;　　હે મમ નાથ!૦
કંઇ કંઇ સિધ્યો મહર્ષિ, એ જલને સ્પર્શી સ્પર્શી,
સઉ વાતે થઇ રહ્યા છે તૃપ્ત,
પરીક્ષિતઉપર પડતાં, મુક્તિ તો એ પામ્યા'તા,
વીતતાં માત્ર દિવસો સપ્ત;　　હે મમ નાથ!૦
એ વૃષ્ટિજલ ઘન થાતાં, આપ તે માંહી પ્રકટતા,
હરીને અજ્ઞાન ને અભાન,
નરહરિ નાથ! એવી, વર્ષાવી કરુણાદેવી,
આપજો મુજને જીવનદાન;　　હે મમ નાથ!૦

---

## पोताना दोषोनुं युक्तिपूर्वक श्री इष्टने निवेदन अने तेने निवृत्त करवा अभ्यर्थना.

પદ ૨૯ (જે હાથે તે સાથે કહેવાય, એ લય.)

પ્રભુ જાણો છો કે કોણ હું,—મારા વ્હાલા! જાણો છો કે હું?
આપ તણી નામનાનું પ્રદર્શન છઉં.

સત્તાને અમે પાયે લાગી, પાછા વળતાં ઉઠ્યા જાગી,
(તો) હતા પથારીમાં જ; અવનવું૦

---

## કરુણાજલનું અભિષિંચન કરવા શ્રી ઇષ્ટને અભ્યર્થના.

પદ ૨૮ (શ્રી રામચન્દ્ર રઘુવીર, શ્રીસીતાપતિ, એ લય)

લઇ કૃપાપાત્ર નિજ હાથ,
હે મમ નાથ! આજે, મારા તનમનપર પ્રેમે તે અભિષિંચજો જી.
કરુણાજલકેરી વર્ષા,—માટે મનવૃત્તિ તરસ્યાં,
વર્ષાવો તે પર કરુણાધાર,
લૌકિક જલકેરી વૃષ્ટિ, લીલી કરે છે સૃષ્ટિ,
કરજો મુજ ઉર લીલું ~~ત્યાર;~~ હવે રે; હે મમ નાથ!૦
પેલું બીજ પણ કરુણાજલ,—વર્ષતાં કેવું નિર્મલ,—
થયું નવપલ્લવિત એ ઝાડ,
જેણે વર્ષા પથ્થરપર, અહલ્યા કરી'તી સુન્દર,
જેમાં બનાવ્યાં માંસ હાડ; હે મમ નાથ!૦
કઇ કઇ સિંચ્યો મહર્ષિ, એ જલને સ્પર્શી સ્પર્શી,
સહુ વાતે થઇ રહ્યા છે તૃપ્ત,
પરીક્ષિતઉપર પડતાં, મુક્તિ તો એ પામ્યા'તા,
વીતતાં માત્ર દિવસો સપ્ત; હે મમ નાથ!૦
એ વૃષ્ટિજલ ઘન થાતાં, આપ તે માંહી પ્રકટતા,
હરીને અજ્ઞાન ને અભાન,
નરહરિ નાથ! એવી, વર્ષાવી કરુણાદેવી,
આપજો મુજને જીવનદાન; હે મમ નાથ!૦

---

## પોતાના દોષોનું યુક્તિપૂર્વક શ્રી ઇષ્ટને નિવેદન અને તેને નિવૃત્ત કરવા અભ્યર્થના.

પદ ૨૯ (જે હાથે તે સાથે કહેવાય, એ લય.)

પ્રભુ જાણો છો કે કોણ હું,—મારા વ્હાલા! જાણો છો કે હું?
આપ તણી નામનાનું પ્રદર્શન છઉં.

૧અહિંને બદલે તું મહિંર ઉતારી;
બહિર્ પ્રદેશે, ન સુખ કંઇ વ્યાપ્યું,
જેવું એ ઘડી તાપ્યું,–આપ્યું૩, ન રે'શે અજર ખુમારી; એ૦
વિનાશી વિષયમાં વધારી તારી પ્રીતિ,
સુખનો તેં આણ્યો ઇતિ૪, પ્રતીતિ અન્તે દુઃખની થનારી; એ૦
લગનીની રીતિ ન તુજને અજાણી,
બહિર્ જતી તાણી, આણીને પાછી પ્રભુમાં દે ઠારી; એ૦
અંતર્મુખતાના, હેતુના કરી યત્નો,
મેળવ સુખરત્નો, પ્રયત્નો તારા થશે જયકારી; એ૦
સુખપરિસીમા, ન તુજને જણાશે,
જ્યાં જ્યાં તું પછી જાશે, દેખાશે તને વિશ્વવિહારી; એ૦
પ્રિયતમ જોવા, તું જાજે દેશ ઉંડો,
લહીશ લાભ રુડો, (તારો) ચુડો ને ચાંલ્લો રે'શે સદા જારી૫; એ૦

---

## निज कर्तव्यमां देवा योग्य सविशेष ध्याननो अधिकारिओने उपदेश.

પદ ૩૨ ( લગન એ શું સમજો છો ખેલ સાહેલી, એ લય. )

**મુખ્ય અધિકારી:** કહો તમે પ્રાપ્તવ્યમાં શું શું ધાર્યું,
જ્ઞાતવ્ય ને કર્તવ્યમાં શું વિચાર્યું;
અધિક તે ગુમાવ્યું કે અધિક વધાર્યું,
તમારું જીવન તે જીતે છે કે હાર્યું ?
**ગૌણ અધિકારી:** હું તો જાણું સારી ક્રિયાઓને કરવી,
જે ધર્મ્ય૬ ને શુદ્ધ હોયે તે આચરવી;
**મુખ્ય અ૦**–છતાં જોડે મનની શુદ્ધિ ન વિસરવી,
સદા ચિત્ત જોડી ક્રિયાને આદરવી.
તમે ?–
૨ **ગૌણ અ૦**–મેં તો માન્યું ઉંચા જ કરવા વિચારો,
જેથી નવ આવતો અવનતિવારો;

---

૧ આ બાહ્ય દેશ. ૨ આંતર પ્રદેશમાં. ૩ આપ્યું ને તાપ્યું જેમ સદા કાળ ટકતું નથી તેના જેવું એ છે. ૪ છેડો. ૫ ઇટસાયે તું અમરભાવને પામીશ અર્થાત્ અખંડ સૌભાગ્યવતી રહીશ ૬ ધર્મરૂપ.

મુખ્ય અ૦—તથાપિ તે સાથે નથી સદાચારો—
જોયા તો તો ફળનો રહે છે ઉધારો.
તમે?—

૩ ગૌણ અ૦—લહું હું તો આવી મળે જે તે સારું,
ભલે પછી ઉપરથી હોય નઠારું;
મુખ્ય અ૦—(એ) ખરું, પણ યત્ને જો ખોટું સુધાર્યું,
તો તો સુખ આવી મળે ધાર્યું ધાર્યું.
તમે?—

૪ ગૌણ અ૦—હું તો જાણું ખેલ બધો છે આ કાચો,
વળ્યું શું સુધાર્યે કદી એક સાંચો;
મુખ્ય અ૦—એકેક સુધાર્યે મટે બધી ધાંચો,
શુણો અને શાસ્ત્ર શું કહે છે તે વાંચો.
તમે?—

૫ ગૌણ અ૦—હું દીન થઈને પ્રભુપાસ માગું,
કર્યા વિણ કોઈ પ્રકારનું તાગું,
મુખ્ય અ૦—તથાપિ આ ધૈર્યને કરશો ન કાંગું,
રાખો શ્રદ્ધા ઉત્સાહ લાગુ ને લાગુ.
તમે?

૬ ગૌણ અ૦—હું તો એક ગુરુકૃપા વરવી એ જાણું,
વરે એમ ઇચ્છું પડ્યે નિત્ય વહાણું;
મુખ્ય અ૦—(પણ જો) પ્રભુસાસરે ન ચોરીમાં જવાણું,
તો વાળશે પ્રભુ કેમ કરુણાનું આણું?
તમે?

૭ ગૌણ અ૦—હું તો જાણું વ્યાપ્યા પ્રભુ છે બધામાં,
જ્યારે ત્યારે આવીને મળવાના સામા;
મુખ્ય અ૦—છતાં ઓળખી[1] ન રાખ્યા જો કશામાં,
(તો) જોતાં થશે, પ્રભુ હશે આમાં કે આમાં.
તમે?

૮ ગૌણ અ૦—હું તો માનું મારે નથી જન્મમરણું,
પછી શીદ બીજાનું સેવું હું સ્મરણું;
મુખ્ય અ૦—તથાપિ (જો) ન અનુભવ્યું ઉર આત્મઝરણું,

---

૧ સાક્ષાત્કારપૂર્વક, અનુભવપૂર્વક.

માનવું (એ તો) જેવું જળવિણ ગોળીએ ગરણું.
વિચારો છે સઉના ઘણા અંશે સારા,
તથાપિ ઘટે કરવા કંઇક સુધારા;
સાવધ થશો લક્ષમાં રાખી તમારા,
તો તો સદ્ય સિદ્ધિ લેશો બન્ધુ મારા.

---

## अज्ञानी जाणीने पोताने न त्यजी देवा श्रीइष्टप्रति प्रेमभरी स्तुति.

પદ ૩૩ (વારો વારો કુંવરજી કાનુડા તોફાની, એ લય.)—

ગાંડો-ઘેલો જાણીને ન કાઢો દયાળુ દેવ,
સૌમાંથી મારો એકડો.—
હું તો ગળીયો બળદ જોડ્યો ગાડે,
હું તો ચાલ્યો આવીશ પછવાડે—પછવાડે; ગાંડો૦
કંઇક ગણે મને મૂર્ખનો રાણો,
ધૂતકારી કે' જા જા તને જાણ્યો,
ખૂબ પીટાણો—હાડે ભગાણો,
(પણ) જાણું તમે હાડવૈદાને જાણો; ચાલ્યો આવીશ પછવાડે૦
પગમાં જેમ ભરાયેલો કાંટો,
માણસજોડે જાયે કાશી નાટો,
મારો કે દાટો—જઇશ ન છેટો,
જ્યાં લગી મારો આવરદા ને આટો; ચાલ્યો૦
બોધ ન દેશો ભલે પ્રભુ ઉંચો,
જ્ઞાનની ઉંડી ઉકેલો ન ધુંચો,
મને જો પૂછો—આંસું (આ) જો લુછો,
(ફક્ત) ચાવેલા પ્રેમનો આપજો કુચો; ચાલ્યો૦
બીજા પોતાની જ કીર્તિ પ્રસારે,
હું તો તમારી પ્રસારું વધારે,
આ ભવ ખારે—લાવો જો આરે,
એટલી મારી છે હુંફ તમારે; (!) ચાલ્યો૦
કોણ બીજું કરી શકશે એવું,

નઠોર આ બાળ કરશે તેવું,
ઝાઝું શું કે'વું—ધરે કાન દેવું,
ઢોર છતાં પણ સંઘરી લેવું; ચાલ્યો૦

## શ્રીઇષ્ટમતિ પોતાના નિશ્ચયોનું નિવેદન.

પદ ૩૪ (દઇએ અંતરની આશીષ્, એ લય.)

કૃતિમનવચને એક રહીશ,
તમને પ્રસન્નતા હું દઇશ;—
ધનવૈભવમાંથી મન વાળી, ગૃહક્ષેત્રપ્રીતિ પ્રભુ! દઇ ટાળી,
ત્યજી વિષયો આ વિષવત્ ભાળી, હું આપનું નામ દઇશ; કૃતિ૦
સુખ ઉપજે તમને જે વિધિથી, તદ્વત્ રહેવા કરું યત્ન અતિ,
કહો: 'ચાલ તું અમુક માર્ગપ્રતિ,' તે માર્ગવિષે હું જઇશ; કૃતિ૦
જગના મોટાની છોડી સ્પૃહા, થઈ દીન જરી યાચું ન કદા,
મને દુ:ખતણું કદી ભાન થતાં, હું આપસમીપ રહીશ; કૃતિ૦
કદી વિઘ્ન વિપત્તિ મને નડશે, કદી ત્રિવિધિ તાપ મને પીડશે,
નવ ઉપાય ગ્રહેવા જતાં કશે, હું આપને પાય ઢળીશ; કૃતિ૦
હું રહી નિરંતર સદ્યત્ને, પ્રભુ! અનન્યભાવે ભજું તમને,
પરિણામે ત્યજી આ અંતરને, હું આપસ્વરૂપ થઇશ; કૃતિ૦

## જીવત્વથી કાયર થયેલા મનુષ્યના ઉદ્ગાર.

પદ ૩૫ (ઘડપણ આવ્યું ભાઈ, અરેરે આવું; એ લય.)

જીવપણું આ મુજ કાજ, કેણે સંઘરીયું,—
શું શું ગણાવું, શું શું હું છોડું,
કોણે વાળી મારી દાઝ; અરેરે! કેણે, ઘડ્યું જીવપણું મુજ કાજ.
બીજાઓ શિવપદે કંઈ કંઇ સોહ્યા, રતાંધળો હું તો જીવરાજ[1]; અરેરે–
મારે માથે મૂક્યો કચરાનો ટોપલો, બીજાને શિરે ધર્યો તાજ; અરેરે –
જીવત્વકેરી વળગી છે મારે, આખે શરીરે દરાજ; અરેરે!
ઉપવાસનું સુખ મને ઘણું દીધું, બીજાને ખાવાને ખાજ; અરેરે –

૧ આ સ્થળે લોકપ્રસિદ્ધ જીવરામ ભટ્ટની આખ્યાયિકાની લક્ષણા લેવાની છે

બીજાને દુઃખ કાલમાટે રાખી રાખી કેણે, હેતથી દીધું મને આજ; અરેરે!
સ્વર્ગમાં કોઇ ખેલે, સિદ્ધ પદે કોઇ, અમે ચોંટ્યા જીવપણામાં જ; અરેરે!
કોઇને ગરુડ કર્યાં, કોઇને હંસો, મને કર્યો જીવગર્દભરાજ; અરેરે!
કેરીઓ દીધી કોને, નારંગી કોઈને, મારે માટે તો ધોળી પ્યાજ; અરેરે!
અપ્સરા બીજાપાછળ ચામર ઢોળે, મારી પાછળ મૃત્યુબાજ; અરેરે!
કોઇના ઘરમાં ઘાલી, માલમતા દૈવી, આપણી કીધી હરાજ; અરેરે!
મારે માટે તો રાખ્યું જીવપણું ખોરડું, કોઇને મહાલ મુમતાજ; અરેરે!
કોનાં મંગાવ્યાં, જોખી જીવત્વ દેવા, ધારણવાળાં આવાં ત્રાજ; અરેરે!
વેંચવામાં બેઠો, આવો કોને હાથ, બરાબર સરખો અંદાજ; અરેરે!
પોતે સારું લઇ, માઠું મને દીધું, સ્વાર્થના સર્વ સગા જ; અરેરે!
આનંદસ્થાનમાં પેસવા જાતાં, કહે મને ત્યાંથી તું તો જા જ; અરેરે!
સુખ માગવા જતાં, વાપરે તરત તે, શબ્દ વિવેકભર્યો (!) 'ના' જ; અરેરે!
આબાદ મારા કપાળમાં જીવપણું, ચોઢ્યું એવો કો તીરંબાજ; અરેરે!
ઇશ્વરને ત્યાં ઉતર્યાં લાગે છે, જીવત્વનાં ઝાઝ ને ઝાઝ; અરેરે!
દૈવ ગઢનાર મારું, ઉતરી આવ્યું લાગે, કુળનું કો કુંભારના જ; અરેરે!
હરિસરખો મળે નાણાવટી તો (તેને ત્યાં) મૂકું, જીવપણું, સાથે ટકો બ્યાજ, અરેરે!
આટલું દુઃખ મારું વહેંચી ન લેતો, સરખે ભાગે આ સમાજ; અરેરે!
ખૂણે ને ખોચરે, શોધું નીચો વળી કંઇ, શિવપદ જડે સેંજસાજ; અરેરે!
શાસ્ત્રો વાંચ્યા ને શુણ્યા બોધ ન પણ ચઢ્યું, મારું આ જીવત્વઅનાજ; અરેરે!
સદ્ગુરુ સાચાને શરણ થવાનો, (હવે) અજમાવી જોઉં કંઇ લાજ; અરેરે!

---

## તમે કેમ હસતા નથી.

પદ ૩૬ (લાવણીમિશ્રિત હરિગીત.)

કેમ ન હસતા, કેમ ન હસતા, જુઓ બધું આ જગત્ હસે,
મહાનન્દઅમૃતરસ રેડી, જીવન પસારો નસે નસે.
સુમસામ કે દુઃખી રહ્યાવિણ, કે ખૂણે બેઠા વિના,
કે પૂર્વવાત સ્મરી વૃથા કીધા વિના નેત્રો ભીનાં;
આ નવીન સુખના સૂર્યસામે દૃષ્ટિ હાવે ઢાળજો,
દુઃખરાત્રિમાં ઉંઘી જઈ વળી પુનઃ સૂર્ય નિહાળજો;
કેમ ન હસતા, કેમ ન હસતા, જુઓ બધું આ જગત્ હસે,

મહાનન્દઅમૃતરસ રેડી, જીવન પસારો નસે નસે.
આનન્દ સઘળા દુઃખને દૂર કરી ધૈર્ય દઢાવશે,
જગનું સ્વરૂપ દુઃખથી ભરેલું તેહ પણ પરખાવશે;
અદૃષ્ટ દુઃખો, ગુપ્ત હાનિ, પડે ભોગવવી છતાં,
કંઇ ઉપર પગ મુકજો અને કંઈ વિસરજો હસતાં જતાં;
કેમ ન હસતા, કેમ ન હસતા, જુઓ બધું આ જગત્ હસે,
મહાનન્દઅમૃતરસ રેડી, જીવન પસારો નસે નસે.
આશા ઉંચી ન દબાવશો, નવ વીલું મુખ કરશો જરી,
કદી એક ગાયથી દુધ ના મળ્યું તો દુહો બીજી ફરી;
પ્રભુએ રચી આ સૃષ્ટિ, કંઇ નથી હાય-ઓય પુકારવા,
પણ હસી જાતે, અન્યને જ હસાવવા ખેલાવવા;
કેમ ન હસતા, કેમ ન હસતા, જુઓ બધું આ જગત્ હસે,
મહાનન્દઅમૃતરસ રેડી, જીવન પસારો નસે નસે.
કરી રાજી બીજાને બીજાનાં દુઃખ કાં નથી ટાળતા,
નિજનાં બીજાનાં નેત્ર હર્ષાશ્રુથી કાં ન પ્રજાળતા;
કદી એકલા સુપ્રસન્ન રહી શકતા ન હો બંધુ! તમે,
તમ સાથ રહી હસવા સદા તૈયાર તો છૈએ અમે; કેમ૦

---

## વૃત્તિરૂપી ટીટોડીને દુઃખદરિઆને ઉલેચવા બોધ.

પદ ૩૭ (હરિ હરિ કૃપા કરી મેળવજો, એ લય.)

પ્રિય મુજ ટિટોડી! ચાંચ તું ભરજે, દુઃખદરીઓ ખાલી કરજે,
અનવધિ વિસ્તૃત દુઃખાબ્ધિ જોઇ અંતર લેશ ન પણ થરથરજે.
એ અબ્ધિથી પણ અતિ મોટું, નિશ્ચયબળ તું ધરીજે,
ટકી શકે તુજ આગળ એવી; મગદૂર એની નથી જે; પ્રિય૦
આરંભે તું ભલે જણાતી, એકલી પ્રયત્નશાલી,
પણ તુજ આગ્રહ જોતાં આવશે, ઇતર પંખિઓ[1] ચાલી; પ્રિય૦
પહેલાં તો આવી કહેશે: "આ ઉલેચવા નથી પડીયા,
ક્યાં તુજ બળ! એ પાણીથી કંઇ, જાણ્યા તેં મગ ચઢીયા?" પ્રિય૦
પણ તે સાંભળી જો તેં યત્નથી, પાછા પાય ન ધરીયા,
એ સઘળાં પંખી તુજ જોડે, મચશે કરી કેસરીયાં; પ્રિય૦
તારા સરખાં અનેક પક્ષી, જેમાં બળ છે કંઇ કંઇ,

---

૧ મન, ઇન્દ્રિય, બુદ્ધિ વગેરે કરણો. ૨ અંતર મન.

તે પણ ખાલી કરવા લાગશે, જળ નિજ ચાંચે લઈલઈ; પ્રિય૦
એમ થતાં આગ્રહ જો તારો, યત્નથી રાખીશ રક્ષી,
અગમ્ય દેશે વસનારો તવ, જાગશે ગરુડરૂ પક્ષી; પ્રિય૦
ફડફડાટ પાંખો ફફડાવી, ઉપરથી જ્યાં ઉતરીયો,
બળહીન ને નિસ્તેજ થતાં, ફફડાટ પામશે દરિયો; પ્રિય૦
પર્વત એમાં લાવી નાંખવા, જ્યાં એ પ્રવૃત્ત થયો,
ઉદધિઉર ક્ષણ ક્ષણ થાશે, (જે) હું, ગયો–ગયો–ઓ ગયો; પ્રિય૦
દુઃખનો દરીઓ સુખના સાગરમાં જાશે પલટાઈ,
વિજય-પામનારી તુજ અર્થીં, રહેશે સર્વ સધાઈ; પ્રિય૦

---

## ज्ञानामृतरसने झीलवा एक मानवहृदयरूपी पात्र ज समर्थ छे.

પદ ૩૮ (અંતર રે, અહાહા કરે—એ લય.)

કોઇ કહેશો મને વિશ્વમાંહ્ય, મારો રસ કોણ પાત્રે રેડાય.
અવર રસો તો કંઇ કંઇ પાત્રોમાં, રૂડી રીતે ઠલવાય,
પણ મુજ દૈવી આ રસને માટે, પાત્ર ન જડતું ક્યાંય રે; કોઇ૦
સિંહણદુધતણો રસ હોત તો, રેડું કનકપાત્રમાંહ્ય,
જેરવી જેહ શકે માંહિ પડતાં, પાત્ર ન ફાટી જાય રે; કોઇ૦
મારો આ રસ પાત્રકેરી ધાતુની શુદ્ધિ કરે અંતર્બાહ્ય,
કાચા પાત્રથી એ રસ તેથી, ધારણ કરી ન શકાય રે; કોઇ૦
ગાદુધનો રસ હોત તો દોણીમાં, તરત લઇને ઝીલાય,
પણ આ સામર્થ્યસ્વરૂપ રસને કેમ, દહોણીથકી જેરવાય રે, કોઇ૦
સોનાતણો રસ હોય તો સોનીની કુલડીથી ધારણ થાય,
કાં જે સ્વતઃબળ એમાં નથી એવું, (જે) કુલડીને ફાડી જાય રે; કોઇ૦
ગંગાના જળજેવો એ રસ હોય તો, શિવના મસ્તકમાં ધરાય,
શિવનો સ્વતઃ રસ આ, તેથી તેમના, મસ્તકે કેમ મૂકાય રે; કોઇ૦
જડસરખો કાંઇ રસ નથી મારો, એમાં જીવન ઉભરાય,
જીવનનો અનુભવ કરનારથી, કેવળ ગ્રહણ કરાય રે; કોઇ૦
નિર્મળ માનવદેહનું અંતરપાત્ર જો કદી મેળવાય,
તેમાંહી રેડતાં એ રસથી દૈવી ફળને પ્રકટાવાય રે; કોઇ૦
દૈવી આ જ્ઞાનતણો રસ જો યોગ્ય હૃદયવિષે ઠલવાય,
આત્માના સર્વ સામર્થ્યોથી તે જન, ઝળક ઝળક ઝળકાય રે; કોઇ૦

પાત્રતા પ્રાપ્ત કરો કોઇ બંધુ! અવસર આ અળપાય;
દૈવી આ રસ રેડવા ગ્રહી કરમાં, ઉભા જુઓ! ગુરુરાય રે; કોઇ૦

---

## शठंप्रति शाठ्यम्.

પદ ૩૯ ( નીચ નાર તું સંભાળ કમ તારાં, એ લય )

એવા લોકને લગાવ શિર જૂતી, ભક્તિની જે વગાડે વૃથા તૂતી.
સારાં કામોમાં જે વિઘ્ન સદા નાંખે, બીજાનું થાવા અહિત જે ભાખે;
એ તો એ જ—એ જ; એવા૦
સાચી ખોટી જેહ નિન્દા કરે છે, કીધેલા ઉપકાર જેહ વિસરે છે,
એ તો એ જ—એ જ; એવા૦
પોતાના ધર્મ ને ન રુડી રીતે માને, બીજાને નવરાવે ગાલિપ્રદાને,
એ તો એ જ—એ જ; એવા૦
કંકાસઅગ્નિમાં ઘાસ જેહ નાંખે, બડબડાટબૉંબ જેહ નિત્ય પાસ રાખે,
એ તો એ જ—એ જ; એવા૦
કાગસમું ક્લેશવાળું રાખે જેહ મ્હોડું, પ્રેમરત્ન ફેંકી જેહ રાખે રોપરોડું,
એ તો એ જ—એ જ; એવા૦
ધારે ઉપરથી જે ભગવું ભલાઇનું, રૂપાને સ્થાને હોય અંતર કલાઇનું,
એ તો એ જ—એ જ; એવા૦
જેહ ગુરુબન્ધુને નિન્દે મુખેથી, નરહરી વિસારે, તેવા જનને સુખેથી,
એને બે જ બે જ; એવા૦

---

## श्रीइष्टदर्शनप्राप्त वृत्तिनी स्थिति.

પદ ૪૦ (સીતાપતિનું નામ પ્યારૂં. એ લય.)

ભીતિ તો જોતાં મારી ભાંગી,
પ્રભુ આ સોહાગી રે; ભીતિ૦
હરખઘેલી થઇ ઉઠી હું ઉંઘમાંથી,
પ્રભુકેરી જ્યાં મહુઅર વાગી;—પ્રભુ૦
ઝાંખીની એક છૂપી ઝળકી કરી જતાં રે,
તરત મારી લગની લાગી;—પ્રભુ૦

શરીરવિનાશની ભીતિ હવે ક્યાં પ્રભુ—
　　આલિંગ્યા જેને અનુરાગી[1];—પ્રભુ૦
હૃદયને ભીતરથી સ્પર્શ્યું વાલીડે જ્યારે,
　　ચિંતા તો ચાલી મને ત્યાગી;—પ્રભુ૦
શક્તિરૂપે મને મધ્યે રાખી ચોપાસે,
　　જ્યોતિઓ કરી પુરી આંગી;—પ્રભુ૦
મૂર્ધવિષે જ્યારે આવી બિરાજ્યા રે,
　　થયાં ત્યાં અમે એકરાગીર[2];—પ્રભુ૦
દૈવી ચરિત્રે અમારું શું કહું જ્યારે—
　　સ્થિતિ મળી એ મોં'ની માગી;—પ્રભુ૦

---

## श्रीसद्गुरुनी संगति पामेला साधकना आनन्दोद्गार.

પદ ૪૧ ( અય પ્યારી બુલબુલ મળી ગુલશનમાં, એ લય )

આજ ખેલું હું તો ઉમંગે ગુરુસંગમાં,
　કુદવાનું જોર આવ્યું અપંગમાં;-
　　કામની જ્વાળ બેઠી,
　　ક્રોધહોળી બેઠી હેઠી,
માંહ્ય કેવી ટાઢક વળી છે અંગે અંગમાં;—　　આજ૦
　　ભાવિની ચિન્તા ચાલી,
　　આપતાં પ્રભુ હાથ તાળી,
હાશ કરી પોઢું હું નિર્ભયપલંગમાં;—　　આજ૦
　　કલેશનો શમીઓ તાડો,
　　હર્ષથી હું ગાંડો ગાંડો,
કયાંય ગયું ( મારું ) જીવપણું વાયુતરંગમાં;—　　આજ૦

---

## उपास्यउपासकनो संवाद.

પદ ૪૨

ખરા સાધનતણા પરિપાકસમયે, પ્રભુ પ્રકટ થઇ,
અતિ પ્રેમે ધરી કર પૃષ્ઠ આ વિધિ પ્રેમવાણી કહી:
*　　*　　*　　*
(શામાટે શ્રમ કરે સતિ તુજ પતિભક્તિ સાચી—એ લય.)

उपास्य—ધન્ય ધન્ય પ્રિય! તને, આજ હું મુજરૂપ કરી સ્થાપું, (૨)

---

૧ પ્રીતિપૂર્વક ૨ અભિન્ન, એક્તાવાળાં.

માગ કંઇ માગ તે આપું. (૨)

**उपासक**—આપ કૃપા થાતાં પ્રભો! મારે. શું અપ્રાપ્ત,
આપ નિરખવા માત્રમાં, ઇચ્છા થતી સમાપ્ત;
શિરોમણિ મને મળીયું માંગ્યું, પુણ્ય મારું કોઇ પૂર્વનું જાગ્યું,
નથી માગવા જેવું કાંઇ જે નથી નાથ! આપ્યું,(૨)
કૃપા તવ કેમ કરી માપું. (૨)

**उपास्य**—મુજ સર્વસ્વ હું તુજને દેવા, તત્પર છું જોઇ તારી સેવા,
શું તારું પ્રિય કરું? આવ પ્રિય! હૃદયસાથ ચાંપુ,
બાલ! મમ, હૃદય૦—(૨)
માગ કંઇ માગ તે આપું.
કહે તો લક્ષ્મી રહે તુજ શરણે, કહે તો દેવ નમે તુજ ચરણે.-શું૦

**उपासक**—આપ ન લક્ષ્મીથી રીઝો, તો હું રીઝું કેમ,
નમાવવા મેં દેવને, નથી લીધો કંઈ નેમ.
દર્શન આપસ્વરૂપનું પામી, થઇ રહ્યો છું હું આપ્તકામી૧,
નથી માગવા જેવું કાંઇ જે નથી નાથ! આપ્યું; કૃપા૦

**उपास्य**—અધિક પ્રસન્ન છું શુણીને આવું,
કહે તો સ્વર્ગનો ઇન્દ્ર બનાવું; શું તારું૦

**उपासक**—ઇન્દ્ર તો ભોગવતો દીસે, ફક્ત ત્રિભુવનરાજ્ય,
પણ તવ ચરણશરણતણું, મળ્યું મને મહારાજ્ય,
નાશવાન્ છે ઇન્દ્રની ગાદી, મારી ગાદી છે આદિઅનાદિ; નથી૦

**उपास्य**—કલ્પવૃક્ષ આપું માગે તો, નવજીવનબળ દેઉં કહે તો; શું૦
યોગસિદ્ધિ આપું જો લે તો, નવનિધિ પણ આપું ઇચ્છે તો; શું૦

**उपासक**—ભુલથી માગું દુઃખ તો, કલ્પવૃક્ષ દે દુઃખ,
એવી કોઇ ઇચ્છા નથી, (જે) જીવની ભાગે ભુખ;
યોગસિદ્ધિ પામીને ભારે, જવું આવવું ક્યાંહિ ન મારે; નથી૦

**उपास्य**—અધિક પ્રસન્ન થયો શુણી આવું,
(કહે તો) વેદશાસ્ત્રના મર્મ ભણાવું; શું તારું૦
અપાવું સુત કે દૈવી દારા, જેના ભોગમાં લે સુખ ન્યારાં; શું તારું૦

**उपासक**—લહ્યો આપના મર્મને, એથી અધિક શું મર્મ;
મુજને સમજાવી શકે, વેદ શાસ્ત્ર કે ધર્મ;
આપ્તસંબંધિથી છું સંતોષી, રહે સદા મુજ વૃત્તિ પોષી; નથી૦

---

૧ જેની સઘળી ઇચ્છાઓ શમી ગઇ છે એવો.

उपास्य—સત્તામાત્ર કરું અધીન તારે, આપું બળ નતું કોથી હારે; શું૦
જો કદી કહે તો અમૃત આપું, વ્યાધિવાર્ધક્યે જય સ્થાપું; શું૦
उपासक—સત્તા વાપરવી પડે, એવું ન મારે કાંઇ,
શત્રુવિણ બળની નથી, મારે જરૂર જણાઇ,
અમૃતપેં ચરણામૃત અધિકું, દૃષ્ટિઅમૃતથી સહુ ફીકું; નથી૦
उपास्य—ઘટે બોલવું તને જ એવું, લે માગી જે જોઇએ તેવું; શું૦
દાન બ્રહ્મવિદ્યાનું દેઉં, હોય કદી જો તારે લેવું; શું તારું.
उपासक—દૃષ્ટિ મન જ્યાં જ્યાં જતાં, જુએ આપને ત્યાંહિ,
બ્રહ્મદૃષ્ટિ શું દાખવે, એથી અન્ય નવાઇ,
આપ એક મળતાં કરી મારે, ઇચ્છા નથી રહી શેષ લગારે; નથી૦
उपास्य—હૃદય ! મને તુજ વચન રુચે છે, પણ કંઇ દેવા મન ઇચ્છે છે;
શું તારું૦
પ્રકટ થઇ તુજ આગળ યાચું, સારું વચન ન વાળ તું પાછું;
શું તારું૦
उपासक—જે મળવાથી આપને, થાય અધિક આનન્દ,
કૃપા કરી તેવું મને, દો આજે અત્યન્ત[૧].
અલ્પમતિ મુજ અન્ય ન યાચે, આપ મળ્યે સઘળું પ્રાપ્ત જ છે; નથી૦
उपास्य—મુજ વાણીમાં મને જ બાંધ્યો, એથી પ્રેમ મુજ તુજપ્રતિ
વાધ્યો; શું૦
લાગ જોઇ તેં જાળવી, કીધું મારું હાસ્ય,
(તે માટે તારું) છીનવી ઉપાસકપણું તને, કરું મુજ આજ ઉપાસ્ય.

---

## अंतिम अभ्यर्थना.

પદ ૪૩ (શ્રી વરદાઇ અભયવર આપો, એ લય.)

જય જય જગપતિ! જય મહામાયા!
મળી આપની વત્સલ છાયા; જય૦
અધમ અભાગી પાવન કરતાં, પંગુને આ ગિરિવર ધરતાં,
(આપના) મંગલયશ વર્તાયા;— જય૦
અમપ્રતિ અનુગ્રહ આજ જણાવી, વિશ્વમાં આપના દીધા ગણાવી,
બાલક લાડકવાયા;— જય૦

---

૧ જે ન મળ્યું હોય અને જે નવું જ મળવાથી આપને આનંદ આનંદ થઇ જાય, એવું મને આપ આપો—અર્થાત્ ઇશ્વર કંઇ અપ્રાપ્ત ન હોવાથી એવું કશું હોતું નથી એટલે ઇશ્વર શી રીતે આપી શકે ?

આપનુ ઐશ્વર્ય કરુણા લાવી, યોગ્ય હૃદયમાં દીધું સ્ફુરાવી;
અહો અદ્દ્ભુત તવ માયા;—
શુષ્ક ઠુંઠામાં જીવન દીધાં, હરિયાળાં આપે કરી લીધાં,
મૃતને અમૃતજલ પાયાં;—
પામર જીવ કૃતઘ્ની અમે તો, કીધા તેપ્રતિ ઉપકાર તમે તો,
જશે ન અમથી ભૂલાયા;—
ઉભય આપસરખાં સુખદાતા, સાધકને શિર તાત ને માતા,
નહિ જન્મે નથી જાયા ૧;—
અનન્ત સાષ્ટાંગો પ્રભુ કરીએ, હૃદયહર્ષ કહી શકીએ ન જરીએ,
રહીએ મન મલકાયા;—

---

## मंगल.

પદ ૪૪ ( જલથલમેં તોહે, પલપલમેં તોહે—એ લય. )

અંતર તું એ જ, બાહિર તું તે જ, જોતાં બધે એક તું તું.
અણુમાંહ્ય, પણ ન ક્યાંય, કદી જણાય, તુંથી ન્યારું મારું હું હું.
ભર્યો છે વારિથી ભરપૂર મહાસિન્ધુ,
એક પાત્ર ભરી તેમાંથી (હું) જળ લઉં છું,
પછી પાત્રમાં પાછો વળી, હું જોઉં છું જ્યારે,
નહિ જળવિના તેમાંહિ હું, બીજું કશું જોઉં છું.
તારું ઝરણ, જ્યાં ત્યાં વહન, થતું જોઈ રહું છું; અંતર૦
જણાયે આ જગત્માંહિ વિવિધ રૂપો,
તથાપિ પાત્રમાંહિ જેમ છે પાણી,
(તેમ) જગત્ આ નામનું મહિં (વિવિધ) પાત્રો છો દીસે,
તથાપિ તું જ છું જ્યાં ત્યાં, લઉં છું હું જ એ જાણી;
(જ્યાં) તું જ સભર, અજરઅમર, ત્યાં હું કયું શું શું; અંતર૦

---

## साधकोने प्रयत्न करवा उत्साहवचन अने साधनक्रम.

પદ ૪૫ (મનમોતીની માળ પરોવી—એ લય.)

દઈ ઉત્સાહવચનભાથું ને, સાધનપથે વળાવું,
ચાલો બન્ધુ! ભોમીયો ભળાવું.

---

૧ કોઈ જન્મ્યાં પણ નથી અને જન્મશે પણ નહિ.

સુગમ અને મંગલકર માર્ગે પ્રભુકરુણાથી પળાવું,
ચાલો બંધુ ! ભોમીયો ભળાવું.
આસનનું નથી કષ્ટ સહન કરવાનું,
પ્રાણાયામથી પ્રાણને નથી ધમવાનું,
નહિ હિમાળે હાડ ગળાવું,
નહિ ઉપવાસ કરાવું;　　ચાલો—
પ્રાણ જતાં પણ સાધક થઇને,
સાધનથી ન ચળાવું;　　ચાલો—
સદ્‌વિચારભોમિયો સંગ ધરજો,
ક્ષણ ક્ષણ સાવધ થઈ તેને સ્મરજો,
જેવું ધન નથી કોઇ રળેલું,
તેવું આજ રળાવું;　　ચાલો—
અનુપમ જયાં સુખશાંતિ ભરેલી,
ત્યાં હું ખાટ ઢળાવું;　　ચાલો—
અહંપણું ઉરથી મૂળથી ખોળી ખોળી,
પ્રભુમાં તેને પૂર્ણપણે ઢોળી,
અહં પ્રભુનું નિજમાં સ્થાપી,
પ્રભુમાં પૂર્ણ વિલાવું;　　ચાલો—
ત્રિપુટીકેરો બાધ કરીને,
સ્વરૂપ જ જયાં ત્યાં છાવું;　　ચાલો—
સરલ શબ્દમાં આજ કહી અમૃતવાણી,
કથન કરું છું અધિકારી જાણી,
સાર સમજીને ધારણ કરતાં,
રહે ન ભવમાં દળાવું;— 　　ચાલો—
નૃહરિકૃપામધુના (છો) ભોગી ભ્રમરા,
તમ સુખ શું જાણે ઘેલાં તમરાં,
સમર્થ સઉ વાતે છો, સ્તુતિ શું-
એથી અધિક સંભળાવું; 　　ચાલો—
ઉડજો કેડ કસી સાધનકુસુમે વહાલા!
એમાં પ્રભુકરુણામૃતના પ્યાલા,
સાચા ભ્રમરે પાન કરી,—
તેમાં જ ઘટે રોળાવું; 　　ચાલો—

એ પાને અજરામર થાશો,
સ્પષ્ટ કહે કો આવું; વ્હાલો—

## हुं आजे शुं करवानो अने काले शुं करवानो.

પદ ૪૬ (બેની વસુંધરા તપતી છે આજ—એ લય.)

હું ઇષ્ટસ્મરણને સાધું આજ, અવર કરીશ હું કાલે.
મુજ મુખપર પ્રસન્નતાની, છાયા હું રાખીશ આજે,
મુખમાં જાણે પ્રભુ રાજે આજ;—
વાણીથી અમૃતધારા, હું સર્વપ્રતિ વરસાવું,
હું હસીને સૌને હસાવું આજ;—
હું દયા પ્રેમનો સિન્ધુ, મુજ નેત્રમાં રેલાવું,
મહિં પ્રભુરૂપને ખેલાવું આજ;—
જે માર્ગે સઉમાં થાતી, ઉત્કૃષ્ટ ગતિ હું ભાળું,
તે માર્ગવિષે હું ચાલું આજ;—
હું અધિક ઉન્નતિકેરી, પ્રતિક્ષણ આશાને ધારી,
ન કશાથી જઉં હું હારી આજ;—
આ પ્રમાદ ને આલસ્યે, હું જઇ ભરાઇશ કાલે,
(પણ) મને યત્નવિના નવ ચાલે આજ;—
હું ડગીશ કદાપિ કાલે, ઉપરનું જોઇને નઠારું,
હૈયાથી હામ ન હારું આજ;—
કહું છું જે જરૂર કાલે, હું ઉચ્ચારીશ વિપત્તિ,(!)
પણ ચિંતવીશ સંપત્તિ આજ;—
કેવળ વાણીમાં સારી, વાતોને કાલથી રાખીશ,
મુજ કૃતિમાં તેહ ઉતારીશ આજ;—
નક્કી આ જગના જનને, હું કાલથી ઉપાસીશ,
હું ઉપાસ્ય પ્રભુને રાખીશ આજ;—
હું તત્ત્વની મિથ્યા વાતો, કાલે મલકાઇ કહેવાનો,
કૃતિથી તત્ત્વે રહેવાનો આજ;—
હું બોધ તો જેને તેને, કાલથી દીધા કરવાનો,
તે બોધ હું આચરવાનો આજ;—

આનંદ સદા ઉપજાવે, એવું સઘળું કરવાનો,
નરહરિ પ્રભુને વરવાનો આજ;—

## अंतरनी एक अडचण निवारवाने इष्टप्रति अभ्यर्थना.

પદ ૪૭ મહાડ

મારી નડતર એક જ આજ, વિનવું કાઢો હે મહારાજ !
નથી નડતી સંપત્તિ કે મને, નડે ન તેની ખોટ,
નથી નડતાં પકવાન્ન કે નડતું ન, મળે ન જો કદી લોટ;—
નથી નડતાં આ ગૃહ દારા કે, નથી નડતા કોઈ મિત્ર,
ગ્રહનો યોગ નથી નડતો કે, નથી નડતા કોઇ પિતૃ;—
માન નથી નડતું કે મુજને, નથી નડતું અપમાન,
ગાનતાન નથી નડતું મુજને, કે નથી નડતું રાન;—
રાજ્યતણી સત્તા નથી નડતી, નથી નડતા કોઈ ભોગ,
હાનિ ભય કે શોક ન નડતા, નથી નડતા કોઈ રોગ;—
નડે ન કોનો ક્રોધ કે કો કહે, કટુ વચન સાક્ષાત,
પ્રલય નથી નડતો કે મુજને, નડે ન મહાઉત્પાત;—
નથી નડતું જૂઠું કે મુજને, નથી નડતું કાંઇ સાચ,
ભૂત પ્રેત કે ડાકણ નડતી ન, નડતો નથી પિશાચ;—
સંસૃતિ કે વ્યવહાર ન નડતો, નડે નહિ અવિવેક,
વિશ્વતણી આ સ્થિતિ કે ચીજો, મને ન નડતી એક;—
નડતરની વસ્તુ જોવા પ્રભુ, છેટા જશો ન લગાર,
અતિશય મારી નિકટ રહેલા, એ છે મુજ કુવિચાર;—
એટલી નડતર મારી હે પ્રભુ ! ટાળો મારે કાજ,
ટાળો એને આજ તો તમે, જુગજુગ જીવો મહારાજ;—

## नरदेह पामीने मनुष्यनुं शुं कर्तव्य छे.

પદ ૪૮ ( સંસાર સમજીએ શાણા, મુસાફરખાનું—એ લય. )

નરતનુ પામી, પંથિ! ઘણું કરવાનું. પંથિ૦
પળેપળે પગલે પગલે વધુ વધવાનું; પંથિ૦
દેવને પણ એ તો દુર્લભ ગણાતું, પંથિ૦
( કાં જે ) દેવોને દુર્લભ એવું કામ ( ત્યાં ) બનવાનું; પંથિ૦

ભયતણું કારણ એ તો પશુમાંએ રહેતું, પંથિ૦
મનુષ્યે તો મૃત્યુકેરું ભય તરવાનું; પંથિ૦
જનનના ભોગોમાં તો, પશુએ રહેતાં, પંથિ૦
નવજનનકાર્ય તારે હાથ ધરવાનું; પંથિ૦
પંખી પણ ઉડી શક્તા, ગગનમાં ઉંચે, પંથિ૦
તારે તો લોકલોકાંતરે ઉડવાનું; પંથિ૦
સારસ પણ એક મરતાં, બીજું મરે છે, પંથિ૦
નર અને નારીએ તો અમર થવાનું; પંથિ૦
સમુદ્ર તો ટીટોડીએ પણ ખભળાવ્યો, પંથિ૦
તારે અનંત તત્ત્વ ખભળાવવાનું; પંથિ૦
ભૂમિમાંથી તો શ્વાન પણ ધન કાઢે, પંથિ૦
તારે તો સૂક્ષ્મમાંથી ધન ખેંચવાનું; પંથિ૦
ભૂમિથી રસને એક વૃક્ષ પણ ખેંચે, પંથિ૦
આત્મામાંથી તો તારે આકર્પવાનું; પંથિ૦
ફળ અને ફુલ એ તો વૃક્ષ બનાવે, પંથિ૦
અમૃતરસવૃક્ષ તારે ઉગાડવાનું; પંથિ૦
ધાતુસરખી પણ જગમાં મૂલ્યને ધરતી, પંથિ૦
તારે તો વિશ્વમાંહિ અમૂલ્ય રે'વાનું; પંથિ૦
પાણીની ઉપર તો નાવ ચાલે છે. પંથિ૦
જલતત્ત્વમાંથી તારે તરીને જવાનું; પંથિ૦
સ્થૂલ શરીરમાં તો જંતુ પણ ઠરતાં, પંથિ૦
કારણમહાકારણમાં તો તારે ઠરવાનું; પંથિ૦
શું શું ગણાવું તારાં કરવાનાં કાજ, પંથિ૦
પ્રવાસી થયો તું પંથેથી ન ચળવાનું; પંથિ૦
કરવાનો કાળ જાતો નૃહરિ સ્મરી લે, પંથિ૦
પ્રયત્ને સીધાવ હાવે નથી બોલવાનું; પંથિ૦

---

**પોતાના જીવનરૂપી ઘડીયાળનું સૂક્ષ્મપણે નિરીક્ષણ કરનાર તેની ઉન્નતિઅવનતિને જાણી શકે છે.**

પદ ૪૯ ( મારા ભાગ્યતણો નહિ પાર, એ લય. )

પ્રશ્ન—આ શું તમે જુઓ છો લાલ ?
ઉત્તર—જોઉં છું ( હું ) મારું ઘડીયાલ.

આ મારી ઘડીયાળવિષે છે, એક અચંબો ભારી,
દિવસ અને રાત્રિનો સમય એ, પૃથક્ છે સૂચવનારી; આ શું૦
સમય એક છે પણ એ તો વળી, સ્થિતિ બતાવે ન્યારી,
ઉઠવાનો શું સમય થયો કે, આવી સૂવાવારી; આ શું૦
સૂવાફેરી૧ દિશાતરફ વળતો કે હું ઉઠવાની,૨
તે હું નિહાળું ગતિ જોઇને, મુજ કૃતિરૂપ કાંટાની, આ શું૦
ચેતનકુંચી મળી ચુકી છે, નથી એ કેવળ કાષ્ટ,
પણ હું સાવધ થઇ જોઉં એ તે, ચાલે 'સ્લો કે ફાસ્ટ'; આ શું૦
૩પળના કાંટાઉપર રહી છે, ગતિ મોટા કાંટાની,૪
(એ) વિણસમજ્યે (કંઇ) ગતિ જોતા મોટા,—કાંટાના આંટાની; આ શું૦
મિનિટતણો કાંટો ચાલીને, કલાક એક બને છે,
નિહાળી શકતો સૂક્ષ્મપણે જે, સાવધ ક્ષણે ક્ષણે છે; આ શું૦
પણ આ જગ જાણ્યાવિણ કેવળ, ૫કલાકને જ ગણે છે,
ને વળી કેવળ મોટા કાંટા—ને ઘડીયાળ ભણે છે;૬ આ શું૦
સાવધ રહીને ઘટિયંત્રને, યથાનિયમ હું ચલાવું,
પળના કાંટાપ્રતિ દૃષ્ટિ ધરી, જોઉં મુજ ઉદયનું થાવું; આ શું૦

---

## दुर्बळतावाळो छतां पण इष्टसाथे भक्तनो अनन्य संबंध अने तेने नीभाववा भक्तनी श्री इष्टप्रति अभ्यर्थना.

પદ ૫૦ (નાથ તુમ જાનત હો સબ ઘટકી—એ લય)

નાથ ! તમે ક્યાંથી હુંથી છૂટા થાશો.
છૂટા થાતાં તો ઉલટા બંધાશો;—
આપણો સંબંધ મ્હોડે ગણાવીશ, તો તો તમે લજવાશો,
લોક સકળ સાંભળીને હસશે, ઉલટા તમે પસ્તાશો;—
અધમ મળ્યો હું તમને તેથી, મનમાં જરી ન મુઝાશો,
અધમનો સંગ ન કરશો તો તો ન, અધમોદ્ધારણ કહેવાશો;—
પતીતપાવનનું પદ કદી આપનું, (તો) પતીત પદે મારો વાસો !
કેમ કરી પછી છૂટા થવાશે, સંબંધ આવો જ્યાં ખાસો !—

---

૧ અવનતિની. ૨ ઉન્નતિની. ૩ મનના સૂક્ષ્મ વ્યાપારોઉપર. ૪ સ્થૂલ ક્રિયાની અથવા પ્રકટ વ્યાપારોની. ૫ સ્થૂલ પ્રયત્નને જ. ૬ બાહ્ય વ્યાપારો કરવા એમાં જ પોતાનું આખું જીવન શમાયલું છે એમ જાણે છે.

દુઃખી રહ્યો હું તો દુઃખહર્તા—પદમાં આપ સોહાશો,
હું સરખો યાચક છું પાસે તો, દાતાના પદમાં સ્થપાશો;—
દીન અને દયાપાત્ર હું છું તો તો, આપ દયાલુ ભણાશો,
ત્રાતા ત્યારે ગણાશો, હું પંકે, ડૂબેલાનો કર સ્હાશો;—
રક્ષક આપ આ વિશ્વે ગણાતા, શાથી તે આપ તપાસો,
વિપત્તિની હું રાઢ ન પાડું તો, કહોને કયાં આપ જ ધારો;—
હું ભયભીત તો અભયદાતા થઇ, થાબડશો મારો વાંસો,
બલહીન હું અને બલપ્રદ આપ છો, કહો પછી કેમ છૂટાશો;—
(હું) શરણાગતને છોડશો તો કેમ, શરણત્રાણ[1] લહાશો,
'કોણ તમારે શરણ' એમ પૂછે તો, તેને શો દેશો ખુલાસો;—
મલિન છતાં પણ આપનો તો પછી, સંઘરશો ના તો કયાં જાશો,
કાજળને છોડી શું કયાંહી, કેવળ દીપ પ્રકાશ્યો ?—
દૃષ્ટાંતો હું કાઢીશ તેમ તેમ, નાથ! અધિક સલવાશો,
માટે નિકટ રહી આપનાં નામો, સાર્થક કરવામાં જોડાશો;—

---

## सद्गुणोनुं धारण श्रीसद्गुरुना स्मरणसहित ज सार्थक छे.

પદ ૫૧ (કથિરમાં મોહ ધરે શું ભાઈ—એ લય.)

ભજ્યાવિણ શ્રીસદ્ગુરુ અનન્ય, મારી મતિ લહે ન તુજને ધન્ય.
ભલે અન્ય સદ્ગુણ તું સેવે, પણ સદ્ગુરુ ન ભજાય,
અંકવિનાના શૂન્યસમું તુજ, આખું જીવન ગણાય; ભજ્યા૦
સદ્ગુરુસ્મરણવડે જ જગતમાં, સઘળી મહત્તા હોય,
(જેમ) એ જ શરીર પણ પ્રાણરહિતને, પ્રેત ગણે સઉ કોય; ભજ્યા૦
ભલે ફડાકો મોટો મારી, કહીશ મેં જિત્યો કામ,
પણ ગુરુસ્મરણ ન જો તો દઉં હું, તને નપુંસક નામ; ભજ્યા૦
મોટું તપ આદરીને બેસીશ, કદી તું જગત્સમક્ષ,
તો જાણીશ માનવ સૃષ્ટિમાં, ઉગ્યું વડનું વૃક્ષ; ભજ્યા૦
લોભ જિતીને કદી તું માનીશ, તુજ મનથી મોટાઇ,
( પણ ) હું તો જાણીશ વધ્યો જગતમાં, એક અજગરનો ભાઈ; ભજ્યા૦
ક્રોધ કદી કેવળ છોડીશ પણ, એ નથી મોટી નિશાની,
ગુરુસ્મરવિણ હું તો જાણીશ, ( તું ) થયો મૂર્તિ પથરાની; ભજ્યા૦

---

[1] શરણાગતનું રક્ષણ કરનાર.

વેદ અને સત્શાસ્ત્રોકરી, વાતો કરીશ તું રુડી,
પણ હું તો જાણીશ જે બોલી, 'ફોનોગ્રાફ'ની ચુડી; ભજ્યા૦
શ્રીસદ્‌ગુરુના સ્મરણસહિત જો, સઉ સદ્‌ગુણ સધાય,
તો તો ઇહપરલોક સકલમાં, ધન્ય ધન્ય કહેવાય; ભજ્યા૦
સર્વ સદ્‌ગુણો શ્રીસદ્‌ગુરુના, સ્મરણસહિત તું સેવ,
સદ્‌ગુરુઅનુગ્રહપાત્ર ગણાઇશ, તવ તું અવશ્યમેવ; ભજ્યા૦

---

## घेर नित्यक्रम न साधनार मनुष्यनी समारंभमां थती स्थिति.

પદ ૫૨ ( મનમેલ મીટે, તનતેજ બઢે—એ લય. )

ઘેર કંઇ ન કરે, તે સમારંભમાં, ખાય ધ્યાનમાં ઝોકાં,
વાંકા ને ચૂંકા થયા કરે, રહી જાય છાતી ને ડોકાં.
જપફેરા કાળમાં વાર થાય તો, જણાય માથાનો ધા,
ત્યજી ધૈર્ય તરત, કરી મુકતા આચમનીથી હોકંહોકા; ઘેર૦
આસનમાં જોઇએ ટેકા, બેસે ત્યાં નીકળે ઢેકા,
પણ હોયે જાણે એક્કા, તેમ બોધ કરે કરી લ્હેંકા,
પણ જાતે કશું ન કરાય, કરમોડે કાય, બગાસાં ખાય,
આરતી થાય,—ક્યારે કે મળે લાડુ દાળચોખા; ઘેર૦
જપમાં કોઇ મો'ડું બગાડે, કરચલી કપાળે પાડે,
ઘડી ઘડી કોઇ આંખ ઉઘાડે, સ્થિર આસન એક ન માંડે,
ઉઠી ફરતા અહિં તહિં, નિમિત્તો કંઇ, જણાવી દઇ,
ન સ્થિર જરી રહી, જણાવે પોતે જાણે બોધા; ઘેર૦
( કોઇ ) મોડા આવે જપજાગે[1], કોઇ ચંદન ઘસવા લાગે,
કોઇ ગાતા ઝીણા રાગે, ( કોઇ ) જુએ ઘંટ જ ક્યારે વાગે,
( એ ) સાધકલક્ષણ ન ગણાય, જુદા જ લહાય, ન એક થવાય,
ઘઉંથી જણાય, ગાંગડું જેમ નોખા તે નોખા; ઘેર૦
સાધકને ઘટે ન આવું, તેણે સત્વર સાવધ થાવું,
સાધનક્રમમાં જોડાવું, જોઇએ બહુ સ્થિર રહેવાવું,
ન તો મળે કાંઇ સામર્થ્ય, કહું છું તદર્થ, ઓવવું વ્યર્થ,
( જો ) સરે ના અર્થ, વૃથા જેમ ગયા હીરાભાઇ ધોધા; ઘેર૦

---

[1] જપની જગ્યાએ.

## रामनामनी धून लगाडवा प्रबोध.

પદ ૫૩ (તમે એક વાર મારે ઘેર આવજોરે, એ લય.)

તમે એક વાર ધૂનને લગાવજો રે, રામનામની,
તમે ધૂનથી ત્રિલોકને ડોલાવજો રે, તમે૦
વૈખરી નહિ મધ્યમા ને, પશ્યંતી પરામાં બોલાવજો રે,
કંઠકૂપેથી નહિ પણ બ્રહ્મરંધ્રેથી,
રામધ્વનિ— ગર્જાવજો; તમે૦
ધૂનથી એકલો વાયુ ન ભેદશો, અંડકટાહ આ ભેદાવજો રે,
ગગનને ભેદીને પાર વળી જાજો,
સૂક્ષ્મવિષે— છવરાવજો; તમે૦
શબ્દાકારથી અર્થાકારમાં, લક્ષણામાં રામ લાવજો રે,
સ્થિર ત્યાં થઇને ક્રમે ધ્યાને પ્રવેશી,
એકમેકને— ઓળખાવજો; તમે૦
ઉરમાં રામ રમાડી રહેજો, જૂદા તમે ન પછી કા'વજો રે,
ભાન આ વિસારી રામમાં વિરામ પામતાં,
રામરૂપે— સોહાવજો; તમે૦

---

## साचा अंतःकरणनो प्रेम प्रसारवा श्रीइष्टप्रतिस्तुति.

પદ ૫૪.

અંતરની પ્રીતડી ચખાડો રે, અમને, અંતરની પ્રીતડી ચખાડો.
ઢોરજેવાં નથી અમે તેથી બતાવશો ન, પાણીનો બહારનો હવાડો રે;—
ટાઢાં ને તાજાં વાવનાં પાણી, કાઢીને આજે પીવાડો રે;—
ઉપરની ભાજી અમારે ન ખાવી, અંદરના કંદને ખવાડો રે;—
તારા અમારે નથી જોવા, [1]ક્ષિતિજમાં-છૂપેલા ચંદ્રને ઉગાડો રે;—
બહારના મહેલે ન રે'વું અમારે, અંતરગુહામાં પેસાડો રે;—
ઉપરથી ચોપડી ન વાંચવી અમારે, ભીતરની વાત શીખવાડો રે;—
ઉપરનાં પુષ્પ નથી સુંઘવા અમારે, હૃત્પદ્મપુષ્પને સુંઘાડો રે;—
પ્રેમતણી યાચનાકેરા પુકારને, કરી કાઢશો ન આંખઆડો રે;—

૧ આકાશ અને પૃથ્વીનો છેડો જ્યાં મળતાં જણાય છે તે જગા.

## પોતાના ભક્તોઉપર પ્રેમભાવ દર્શાવવાને પ્રભુપ્રતિ પ્રેમી ભક્તોના પ્રેમી શબ્દો.

પદ ૫૫ (લગ જાયગી મહારાજ—એ લય.)

રંગ રમીએ રસિયાજી! રસિકસંગે, રંગ રમીએ,
રસિકવિના નવ, સ્નેહનાં ગાણાં ક્યાંહિ ગઇએ,
કાબરની જોડે, કોયલ ટહુકો નહિ દઇએ; રસિકસંગે.૦
રસિક છે કોણ એ તો, આંખથી ઓળખી લઇએ,
નયનોકટારી, ખમે તેને મારતા રહીએ;—
પોતાનાં શોધવાને, જંગલની વાટને પણ ગ્રહીએ,
(પણ) છોડી જુઇવેલી, ખરસાણીપર ના વારી જઇએ;—
વહાલાંઓ વાતમાંહિ, મર્મવચન કે' તે સહીએ,
પણ બીજાઓનાં, સ્તુતિવચને ના મોહાઇએ;—
વહાલાનું દીધું વિષ, તે પણ ભાવ ધરી ખઇએ,
પણ વહાલાને તો, અમૃતના પ્યાલા પઇએ;—
સમજી જે જાય તેને મર્મવચન કદી કહીએ,
સાને કરીને તેડે તેને ઘેર જઇએ;—
જેના તેનાપર સ્નેહ, કરવો એ તો ખામી લહીએ,
પ્રીતિના પંથે, નીતિને ત્યજીએ રીત નહિ એ;—
નરહરિ નાથ વહાલા! આપતણાં અમે છઇએ,
તેને છોડીને, બીજાને રંગે ના રંગઇએ;—

---

## મિથ્યા વાતો ન કરતાં પ્રયત્નસિદ્ધિપ્રતિ લક્ષ સ્થાપવા સાધકોને સૂચન.

પદ ૫૬ (અરે દુનીઆમાં પ્રેમી ક્યાં—એ લય)

ગયા તે વાતના દહાડા, ક્રિયાસિદ્ધિ જનો જોતા,
વૃથા વાતોડીઆ તો, થશે હવે હતા નો'તા; ગયા—
'જપનું આવું ફળ મળે, તપનું ફળ છે આમ,
યોગથી આ સિદ્ધિ થતી', (એમ) કહ્યાથી ન સરે કામ,
ગઇ વાતોની શ્રદ્ધા, ગણે ગ્રંથો બધાં થોથાં; ગયા.—
'હતું અમારા પૂર્વજો,–ને આ સઘળું જ્ઞાન,'

'અમુક અમારા શાસ્ત્રમાં,' નીભે ન એ અભિમાન,
પ્રકટ કંઈ ના કર્યાથી, જનો વિશ્વાસને ખોતા; ગયા—
'સંયમથી સિદ્ધિ મળે, ભક્તિથી વશ ભગવાન,'
'કર્મમાત્રને બાળના-રૂ છે તત્ત્વજ્ઞાન;'
કહ્યું પણ, (જો) ના મળ્યું તો, નથી નર, આપણે તોતા૧; ગયા—
'શુદ્ધિનું ફળ આમ છે, આચારનું ફળ તેમ,'
પણ પ્રત્યક્ષ થયું નહિ, વીતે વર્ષો જેમ,
વળ્યું તો તો પછી શું, સદા આ હાથ પગધોતાં; ગયા—
'આમ કર્યાથી તો વધે, તનમનધનસામર્થ્ય,'
નિજ જીવનમાં પ્રકટ જો, કર્યું ન તો તે વ્યર્થ,
કહે આનંદનું ફળ, તથાપિ હોય તે રોતા; ગયા—
જતો રહ્યો છે પૂર્વનો, સમય હવે બદલાય,
મિથ્યા મોટી વાતની, કિંમત હવે ન થાય;
પ્રકટ ફલને બતાવો, ક્રિયામાં ચિત્તને પ્રોતા; ગયા—
સત્શાસ્ત્રોના સત્યને, પ્રકટ કરો કરી યત્ન,
વાતોમાંથી વિરમતાં, મેળવશો ફળરત્ન,
બનો સુપ્રયત્નરૂપી, તમે મહાયજ્ઞના હોતાર; ગયા—

---

## ईश्वरने प्रसन्न करवामां अनन्यभावे तेमनुं ज चिंतन ए मुख्य छे, अने ए शिवायना प्रयत्नोमां जे वेग ते ईश्वरप्रतिनी विमुखता सूचवे छे.

પદ ૫૭ ( નહિ આવું કહાન રે,—એ લય )

આવોને શ્યામ રે, મારે તમારું જરી કામ છે.
પૂછવા મારા મનની શંકાઓ, આજે મેં ધારી હામ છે;—
તમારું નામ મને કહેજો ખરેખરું, જગમાં તે રામા કે રામ છે;—
લોકો આ રામ છોડી, રામાને ચિંતે તેથી, મેં જાણ્યું રામા આપ નામ છે;—
આપશરીરકેરો કહો જરી વહાલા, રંગ તે શ્વેત કે શ્યામ છે;—
તમારે ઘેર આવવાને કહોને, 'મૉટર' કે વીજળીની 'ટ્રામ' છે;—
આપને રહેવાકેરું સ્થાન કહોને, 'ચર્ચ'૩ મંદિર૪ મઠ૫ કે ધામ૬ છે;—

૧ પોપટ. ૨ આહુતી આપનાર, હોમ કરનાર. ૩ ખ્રીસ્તીનું દેવળ. ૪ વૈષ્ણવોનાં મંદિરો ૫ સંન્યાસીનું સ્થાનક. ૬ સ્વામીનારાયણનાં સ્થાન.

આપ પ્રભુને નમવા માટે કહો, રીતિ પ્રણામ કે સલામ છે;—
આપના પક્ષે રે'વું હોય તો કહો તમારો, પક્ષ [1]વિનીત કે [2]ઉદ્દામ છે;—
આપ પ્રભુનું જ્ઞાન જગમાં પ્રકાશવાને, અંત્યજકેળવણી શું મુદ્દામ છે;—
તમને મળવામાં સહેલો, કહોને શું કાચનો, પ્યાલો કે પીતળનો જામ છે;—
આમાંનું કાંઇ નથી આપને તોએ લોકો, મચવે તે માટે સંગ્રામ છે;—
( કોઇએ ) આપનો રસ્તો નથી જોયો કે જાણ્યો તોએ,
કહે છે કે આમ નહિ પણ આમ છે:—
લાગે ન વળગે જેમાં આપને તેનું સઘળા, ચિંતન કરતા આઠે યામ[3] છે;
જ્યાં ત્યાં વિરોધ જોતા એવાની કિંમત, મારા મનથી ફુટી બદામ છે;—
અનન્યભાવે મનથી આપને જ્યાં ત્યાં જોવા, એમાં હું જાણું તમામ છે;

---

## इष्टमां अभेदभावने पामवा इच्छनार वृतिना उद्‌गार.

પદ ૫૮ ( પ્યાર મોહનીયાં, નીભાના હોગા—એ લય. )

હમકો તુમસેં મિલાઇ દેના.
મિલાઇ દેના, એક હી કર લેના;—
મંય દેનેકું અર્જ કરૂં તબ,
દામ ન દેના, દુવાઇ[4] દેના; હમકો૦
મંગન હોકે માગું જબ મેં,
હેમ[5] ન દેના, હૃદય દે દેના; હમકો૦
વાસ કરન મેં, સ્થાનક ચાહું,
ધામ ન દેના ચરણ દે દેના;— હમકો૦
અગનસેં શાંતિ મિલન ચહું જબ,
પ્યાલા ન દેના, પ્રેમ હી દે દેના;— હમકો૦
( મેં ) દુર્બલ, ભૂખહરન જબ ચાહું,
અન્ન ન દેના, અમૃત દે દેના;— હમકો૦
મિલનયોગ નવ આવે તબ લગ,
કુછ ન દેના, કૃપા તુમ દેના:— હમકો૦

---

1 Moderate. 2 Extremist. 3 પહોર. 4 આશીર્વાદ. 5 સોનું.

## अनुकूल क्रियाओ ज ईप्सितार्थने अर्पनार छे.

પદ ૫૯ ( દુનીયાં દોરંગી, શાને મનવા—એ લય )

અવળું જો કરીએ, ધારેલું મનનું ક્યાંથી થાય રે,
પૂર્વે ન જવાશે, પગલાં જો પશ્ચિમમાં ભરાય રે.
મનનું ધારેલું જે હોયે, તદ્વત્ કૃતિ કરાય,
એ જ કાર્યમાં અખંડ મચીએ, તો તો તે જ સધાય,
જગત્માં, તો તો તે જ સધાય રે;—અવળું૦
જમાડવું છે આખા જગને, કુલડી પાત્ર જણાય,
એમાં જગની ભુખ હરનારું, ભોજન ક્યાં રંધાય,
કહો ભાઇ, ભોજન ક્યાં રંધાય રે;—
આવવાનું સ્થળ એવું હોય જ્યાં, ચુપ રે'તો જ અવાય,
કેમ કરી ત્યાં પ્રવેશાય જો, ઉંટે ચઢી જવાય,
કહો કે ઉંટે ચઢી જવાય રે;—અવળું૦
ઉપરની સારી કરણીથી, અર્થ ન શુભ સરાય.
રોગતણા સોજા આવેલું, શરીર શું પુષ્ટ ગણાય,
કહો એ, શરીર શું પુષ્ટ ગણાય રે;—અવળું૦
દોપતણું કદી છિદ્ર થયું તો, જેમ તેમ કરી સંધાય,
( પણ ) દોપતણો સિંધુ કરીએ તો, ઢાંકણુ શું ઢંકાય,
કહો ત્યાં, ઢાંકણુ શું ઢંકાય રે;—અવળું૦
એક ધર્મનું કાર્ય કરી પછી, અધર્મમાં જ વહાય,
તેથી શું થયું ? વાળ તુટ્યાથી, હલકું શરીર લહાય ?
કહો શું, હલકું શરીર લહાય રે;—અવળું૦
મનનું ધાર્યું થાય ( જો ) કૃતિથી, મનને અનુસરાય,
ઘોડે જોડેલી જેમ ગાડી, ઘોડાપાછળ જાય,
ગમે ત્યાં, ઘોડાપાછળ જાય રે;—અવળું૦

---

## संसारना भोगमां केवल परिणामे विनाश ज छे.

પદ ૬૦. ( તમે એક વાર મારે ઘેર આવજોરે—એ લય )

કહે સંસૃતિ, મારે ત્યાં તમે આવજો રે, સહેલાડીઓ.
જે જે આવે તેને સાથે લાવજો રે; કહે૦

જે જોઇએ તે તમને આપીશ, આપીશ ઘોડા અને ગાડીઓ રે,
ઉંચે ચઢીને તમને ઝુલવાને દેઇશ,
હાથી અને,—અંબાડીઓ; કહે૦
( પછી ? )
વસ્ત્ર સુશોભિત પહેરવાને, આપીશ ધોતી અને સાડીઓ રે,
દેશ ને પ્રદેશ જવા સુખ આપનારી,
આપીશ હું—આગગાડીઓ; કહે૦
( પછી ? )
બ્રાહ્મણને ભોજનમાં લાડુ, ઉપર આપીશ ઘીની બ્હાડીઓ રે,
આપીશ હું વળી અફીણ કસુંબો,
પીતા હશે—જે ગરાડીઓ; કહે૦
( વાહ ! પછી ? )
કણબીને હોંસે હું આપીશ ગાયો ભેંસો ને પાડીઓ રે,
ફરવાહરવા સહેલ કરવાને કાજે,
રુડી દઉં, ફુલવાડીઓ; કહે૦
( ઓહો ! પછી ? )
દીપકના શોખીન કાજે દઉં, બિલોરી ઝુમર ને હાંડીઓ રે,
પીવાને ચાહ, જે પ્રીતિ જણાવે,
તે સારુ મેં—દુકાન ઉઘાડીઓ; કહે૦
( વાહ ! વાહ ! પછી શું ? )
નાટકચેટકને જોવાને કાજે, કીધા મેં સારા ખેલાડીઓ રે,
વૈદને કાજે ચેતી પહેલેથી,
કીધી વને—મેં મૂળાડીઓ; કહે૦
( બીજું શું ? )
ઘરની શોભા વધારવાને, કીધી રૂડી રૂપાળી લાડીઓ રે,
દરજી ને સોની કર્યા, દાંતને[1] ઉતારવા—
મેં છે કર્યો—સંઘાડીઓ; કહે૦
( એથી કંઇ વધારે ? )
ગાન તાન રંગ નાચને કાજે, વરાંગના મેં બેસાડીઓ રે,
પશુસાથ ગેલ કરવાને કાજે,
કીધાં ઘણાં—કુતરાંબિલાડીઓ; કહે૦

[1] હાથીદાંત.

( હજી કઇ વિશેષ ? )

પરિણામે મેં સઉને માટે, રાખી મૂક્યો છે તાવ ટાઢીઓ રે,
બહોતેર નાડીઓને છોડી તડાતડ,
લઇને જશે—યમદૂતચાડીઓ; કહે૦

---

## પોતાના વડે કરાતી ભક્તિહીન ક્રિયાપ્રતિ લક્ષ ન દેવા સાધકની પ્રાર્થના.

પદ ૬૧ ( કથિરમાં મોહ ધરે શું ભાઇ—એ લય )

પ્રભુ મુજ કૃતિમાં બહુ ખામી, દૃષ્ટિ ન કરશો એ સામી.
ખરા દિલથી કરું પરિશ્રમ, ભરવાને મુજ પેટ,
પ્રભુના કામવિષે હું કરતો, માથાઉતાર વેઠ; પ્રભુ૦
મારે ઉત્તમ વસ્ત્રો જોઇએ, પડે ન એમાં ખામી,
આપના પૂજમાં વસ્ત્રાર્થે, 'नाडाछडीं दद्यामि;'[1] પ્રભુ૦
મુજ સુખકાજે રાતદિવસ હું, શ્રમને કરું અતિશે,
આપને કાજે 'ब्राह्मणद्वारा,-पूजनमहं करिष्ये;[2] પ્રભુ૦
મુજ ભોગાર્થે વાપરતાં, ધનવસ્તુ ગણું નકામી,
આપનિમિત્તે ધનને બદલે,'जलं समर्पयामि';[3] પ્રભુ૦
હું પકવાન્ન જમું, તમને ખારેક મુકું હું હરામી,
આંખ મીંચી વળી કરું મિથ્યા, 'नैवेद्यं निवेदयामि'[4]; પ્રભુ૦
ભાવભક્તિહીન ક્રિયા કરું તોપણ વળી કહું હું આખર,
આ મારી સત્ક્રિયા (!) વડે, હુંપર 'प्रसीद परमेश्वर'[5]; પ્રભુ૦
વિપરીતકરણીની ફલપ્રાપ્તિ, જાણું જે યોગે વર્ણી,
જાણો તમે શું સત્ફલ (!) દેશે, આ મુજ વિપરીતકરણી!! પ્રભુ૦
મોટા છો પ્રભુ નીભાવી લેજો, લીધું આપનું શરણું;
તારી લેજો અંકે ધારી, જેમ તારે નદી તરણું; પ્રભુ૦

---

૧ નાડા છડી આપું છું. ૨ બ્રાહ્મણની મારફત પૂજન કરાવું છું. ૩ પાણી મુકુ છું. ૪ નૈવેદ્ય ધરાવું છું. ૫ હે પ્રભુ! પ્રસન્ન થાઓ.

# જીવભાવના નિશ્ચયો છોડી ઈશભાવના નિશ્ચયો ધારણ કરવા મનમયૂરપ્રતિ અભિમાનીની ઉક્તિ.

પદ ૬૨ (મારાં આશાતણાં મંદિર—એ લય.)

મારા મનહર મધુરા મોર, મીઠું બોલ કંઈ,
મારી કાળજડાતણી કોર અંતર ખોલ કંઈ.

'જીવ હું' એ લવે કાગડો,
તાણીને કર્કશ રાગડો,
'શિવ હું' એવું તું બોલ મધુર ટહુકો દઈ; મારા૦

'દુઃખી હું' એવું તેં બહુ કહ્યું,
સાંભળી હૈયું પાકી ગયું,
રીઝાવ 'સુખસ્વરૂપ હું છું' એવું કહી; મારા૦

સાંભળ્યું 'બદ્ધ હું' એ બહુ,
'મુક્ત હું' એ શુણવા ચહું,
શુણવા ઉંચા ભાવો આતુર છું તારી વાણીમહિં; મારા૦

(તું) કહેતો આવ્યો 'હું વિનાશી છું,'
ઇચ્છું શુણવા 'અવિનાશી હું,'
એ કહેવાની મધુર વાણી, તો તુંમાં રહી; મારા૦

'નામરૂપાત્મક હું' કહે,
પણ એ મુજ ઉરમાં દહે,
'સચ્ચિતિસુખ હું' એ તુજ કંઠે કયારે રે'શે વહી; મારા૦

'આનંદરૂપ હું છું સદા,'
'પ્રેમસ્વરૂપ હું સર્વદા,'
તારા વિના એવું કહેનારું મુજને કોઈ નહિ; મારા૦

વ્યાકુળતા ને વિપત્તિના,
શબ્દો તેં સંભળાવ્યા ઘણા,
આજથી શાંતિવચન મને કે'જે તારો લહી; મારા૦

ઉત્સાહઆશાનો ધ્વનિ,
ટહુકારી દેજે મારી ભણી,
અખંડ ઉચ્ચ પ્રદેશે તું કુદ, મને લઈ; મારા૦

શાસ્ત્ર નહિ સંભળાવજે,
અનુભવવેણુ શુણાવજે,
કોણ શુણાવશે બીજું, ન, જો તું મારો થઇ; મારા૦

---

## ગગનમંડળમાં સાધકોને સ્થાપવા શ્રીસદ્‌ગુરુપ્રતિ વિજ્ઞપ્તિ.

પદ ૬૩ ( ગોકુળીએ લઇ ચાલો—એ લય. )

ગગનમંડલમાંહિ સ્થાપો, હો ગુરુરાજ અમને.
વાચક આદિક ક્રમથી સધાવી, અજપા જપાવો જાપો; હો૦
ઇડાને પિંગલા નિરોધ કરાવી, ખોલો સુષુમ્ણાનો ઝાંપો; હો૦
કર્મના કોશનો નાશ કરીને, કાઢો કુંડલિનીનો ખાંપો; હો૦
વેલી ઉગેલી આ તનુમન્દિરમાં, તેનું અમરફળ આપો; હો૦
અંતરમાં વહેતો અધઃપ્રવાહ જે, ઊર્ધ્વમાં તેને ઉથાપો; હો૦
સહસ્રાવધિ જેનાં પત્રો રે શોભે, સ્થાપી ત્યાં દાખો પ્રતાપો; હો૦
નૈસર્ગિક પ્રણવધ્વનિ સંભળાવો, ધ્વનિરૂપે આપ જ્યાં વ્યાપો; હો૦
દૃષ્ટિ અમારી આ થઈ રહે દૈવી, ચાંપ એવી કોઈ ચાંપો; હો૦
દિવ્ય તંતુથી અમૃત દઇ ટાળો, જનનમરણપરિતાપો; હો૦
મૂર્દ્ધામાં આપ પ્રભુથી અમારો, કરશો જી હસ્તમેળાપો; હો૦

---

## ઇષ્ટાનુગ્રહને પ્રકટ અનુભવતા સાધકોના અંતિમ ઉદ્‌ગાર.

પદ ૬૪ ( દીનદયાળ દેતો ત્યારે લેનારો શું લેશે—એ લય. )

વર દેનાર નરહરિ દાતા, જણાય આજે જ્યાં ત્યાં.
દાતાપદમાં હજી પ્રભુને, નથી કોઇએ આંટ્યા;—
માગ્યું ઝટ દઇ મૂકી દેતા, હાથ ઉંચો કરતામાં;—
જઇએ યાચવા તે પહેલાં તો, દોડી આવે સ્હામા;—
સંમુખ અખંડ રમતા રહેતા, પૂછવું પડે ન છે ક્યાં;—
સાષ્ટાંગો કરતાં પહેલાં તો, ભેટે કહેતાં હાં હાં;—
ઉઠતાં શું જોઇશે તે ફિકર જ, કરતા ( અમને ) સુવાડતામાં;—
હૃદય પ્રભુનું ભરાઇ આવે, ( અમને ) ક્ષણભર ના જોતામાં;—
નિકટ જોઇ પ્રભુ અમ અંતરમાં, હર્ષઓઘ ઉભરાતા;—
તે નરહરિ પ્રભુપદમાં શમીએ, સ્તુતિ આ ગાતાં ગાતાં;—

## સર્વત્ર શાંતિદર્શન.

પદ ૬૫ ( રબકી શાન ન્યારી,—એ લય. )

અમૃતમયી આજે શાંતિ; શાંતિ, શી ! છવાઇ.
પ્રેમે ઉમંગે જયઘોષસહ, વધાવી લેઉં,
ગુણ ગાઉં, હરખાઉં, મુજમાંહિ–આંહિ,...અમૃત૦
અનુભવ અગમ્ય થાય ભારી,
કરું રમણ હૃદયપાંખને પ્રસારી,
શાંતિલહરિનો બની વિહારી,
ઊર્ધ્વમૂર્ધ, ગગનગમન, કરતાં જોઉં;કશું ન અન્ય,
મલકાતી, મહાશાંતિ–વિણ કાંઇ...અમૃત૦

---

## પ્રમાદને નિવૃત્ત કરવા શ્રી ઇષ્ટને અભ્યર્થના.

પદ ૬૬ કાફી.

આ પ્રમાદનાં પગલાંને રે, મારા ઘરથી ટાળો પ્રભો !
એ જીવભક્ષક બગલાને રે, અહિંયા આવતો ખાળો પ્રભો !
નામ ન દઉં હું તોએ એ તો, આવે તેડયાવિણ,
મુજમાં બેસી મુજ અવનતિની, ખોદે ઉંડી ખીણ,
પ્રયત્નદીપક ઢાંકી રે, અંધકાર કરે કાળો પ્રભો ! આ૦
વિવિધ વિચારવડે ઉપજાવું, સન્નિશ્ચય મનસાથ,
પણ કૃતિ કરતી વખતે એ તો, ધરતો આડો હાથ,
ગતિનો માર્ગ હું પાડું રે, (એ) પૂરી લે એટલો ગાળો પ્રભો! આ૦
નિર્ભય જેમાં વાસ કરી શકું, નડે ન જેમાં તાપ,
એવું ઘર બાંધવા હું મચતો, આવી આપો આપ,
ઘરની ઉપર ચઢીને રે, ઉઘાડી દેતો નાળો પ્રભો ! આ૦
આ વિધિ આચરવું ને આ વિધિ, સેવવો નહિ આચાર,
વિવેકપૂર્વક ભેદ પાડીને, કરવા થઉં તૈયાર,
મારી વ્યવસ્થા બગાડે રે, કરી ગોટો પીંડાળો પ્રભો ! આ૦
મિથ્યા તરંગોપર ચઢવામાં, એ તો દેતો જોર,
સમાધાન ને જૂઠાં બહાનાં, કરવા માંહી ચકોર,
'કાલ કરીશ હું' એવો રે, નિશ્ચય કરવાવાળો પ્રભો ! આ૦
શુણતો એ તો મારું જરી નથી, કરતાં કોટી પુકાર,

તાલાવેલી કરું અતિ પણ, એ તો ઠંડોગાર,
માથે કર્તવ્યોનો રે, છોને હોય ઉનાળો પ્રભો ! આ૦
આપ અનુગ્રહ કરીને હાવે, ટાળો એના સંસ્કાર,
આખો ભવ પૂરો થાતાં પણ, મળશે નહિ લગાર;
તેવિણ મારી કૃતિનો રે, તાળો કે સરવાળો પ્રભો ! આ૦

---

## साधकसंबंधना निर्वहणअर्थे साधकोना परस्परप्रतिना संकल्पो.

પદ ૬૭. ( નાકની નથની ને કાનની વાળી—એ લય. )

ગુરુઅનુગ્રહ સાચો પામવા કાજે,
સાધકપ્રતિ પ્રેમી રહીશ હું બન્ધુ !
દોષ તમારા નિહાળી કો કાળે,
તમપ્રતિ દ્વેષી ન થઇશ, હું બન્ધુ !
શ્રવણ કરીશ કટુ વચન તમારું,
સદ્ય હું તે ભૂલી જઇશ; હો બન્ધુ !
કોઈ સમીપ કદાપિ તમારી,
નિન્દાનો શબ્દ ન કહીશ; હો બન્ધુ !
સર્વ ક્રિયામાં હું સત્ય હૃદયથી,
આપને આશ્રય દઇશ; હો બન્ધુ !
જે જે અમૂલ્ય હું પામીશ તે તે,
તમને દઇ પછી લઇશ; હો બન્ધુ !
પૂર્ણ તૃપ્તિ દેતું ભોજન હું તો,
તમને ખવાડી ને ખઇશ, હો બન્ધુ !
અવળી ક્રિયા કાંઈ જોઈ તમારી,
તમથી હેતુ તેનો ગ્રહીશ; હો બન્ધુ !
સહજ સહજમાં આચારવિચારની,—
ભેદબુદ્ધિ ન લહીશ; હો બન્ધુ !
દોષ પડે કદી તોએ નીભાવજો,
તમથી ન અંતર સહીશ; હું બન્ધુ !
અણસમજ્યે કદી ભેદ પડે છતાં,
તમથી જૂદો ન જણાઇશ; બન્ધુ !

જલમાં રહેતા મત્સ્યને, ઇતરતણું નથી ભાન,
મુજમાં સ્થિર થાતાં બીજું, લહું ન દશ્યનું સ્થાન,
પછી ન્યૂનતા ત્યાં શી ભળાય,
એક પૂર્ણતા જ્યાંહિ છવાય; મારા૦

## સાવધાન! સાવધાન!!

પદ ૭૦ ( વિણગુરૂ અન્યથી તરી શકે જીવ, એ લય. )

તમે પ્રગતિકેરા૧ પંથમાં છો, સાવધાન! સાવધાન!
એ પંથમાંથી ચ્યુત૨ કરે તે કૃતિપ્રતિ દો પૂર્ણ ધ્યાન,
વિરોધી ચિન્તન સ્ફુરે તવ, સાવધાન! સાવધાન!
જે ઉન્નતિનાં સાધનોને, શાસ્ત્ર વર્ણે છે મહાન્,
તેથકી વીપરીત કરતાં, સાવધાન! સાવધાન!
જુઓ ક્રોધ પેલો પ્રકટયો હણવા, સત્ત્વબલકેરું પ્રમાણ,
ક્ષણમાં જીવનબલ નાશ કરશે, સાવધાન! સાવધાન!
પરનું અહિત કરવાતણો સંકલ્પ થાય સ્ફુરાયમાન્,
તે ગ્રહણ કરતા પૂર્વ થાજો, સાવધાન! સાવધાન!
મનને શરીરબલ ક્ષીણ કરનારાં વિવિધ આ ખાનપાન,
સંમુખ છતાં પણ ગ્રહણ કરતાં, સાવધાન! સાવધાન!
અગણિત રૂપ જણાય જે રમણીયતાકેરાં નિધાન,
દૃષ્ટિ તેપ્રતિ ગયા પૂર્વે, સાવધાન! સાવધાન!
આ આવતી તૃષ્ણા જુઓ, દેવા તમોને હૃદયદાન,
અતિ નિકટ આવી જતા પહેલાં, સાવધાન! સાવધાન!
શુભમાંહી પણ લાગ્યું થવા આ, જુઓ તમને અશુભભાન,
એ અશુભદર્શન ત્યાગવાને, સાવધાન! સાવધાન!
યોગ્યમાંહિ પણ થતું ભ્રમથી; અયોગ્યતણું અનુમાન,
એ ભાવ સ્ફુરણ ન થાય માટે, સાવધાન! સાવધાન!
તમે શુદ્ધ સ્નેહ નીભાવવાને, નિત્ય રહેજો યત્નવાન્,
મતિભેદકેરા સમયમાં પણ, સાવધાન! સાવધાન!
ખરી કસોટીના સમયમાં પણ, બુદ્ધિના બનીને નાદાન,
ઉપરથી શ્રદ્ધા ત્યજ્યા પહેલાં, સાવધાન! સાવધાન!

૧ આગળ વધવાના. ૨ ભ્રષ્ટ.

સાવધ રહેતાં આ વિધિ, તમે સદ્ય વરશો શ્રીભગવાન્
તે સમયમાં વદીશું શુભમંગલ-સાવધાન—સાવધાન.

## हृदयमां दर्शन देवा श्री इष्टने विज्ञप्ति.

પદ ૭૧ (આજ સ્વીકારો સ્નેહી શામળીયા, એ લય.)

હૃદય વિરાવજો, સ્વામિ હૃદયના,
હુંપર કરુણા આણી રે;
ગુપ્તપણે તો નિત્ય રહ્યા છો, પ્રકટ થજો શિશુ જાણી રે,
પ્રકટ થતાં મુજ સદ્ય નીકળશે, જીવપદની એંધાણી રે;—
સઘળે નયન શુભદર્શન કરશે, શુભ ઉચ્ચરશે વાણી રે,
અભય સદા ગ્રહેશે મુજથી પછી, સઘળાં માનવ પ્રાણી રે;—
ઉદ્ધતસરખી આ વૃત્તિઓ, તે ક્ષણ થાશે શાણી રે,
દૃશ્યે રમતી આ મતિ ત્યારે, તત્ત્વે થશે મસ્તાની રે;—
અજ્ઞાને હુંપણું ધરી રહેતો, મોહવિવશ અભિમાની રે,
(પછી) સત્ય સ્વરૂપે પ્રેમ ધરંતો, ત્યજી દેશે નાદાની રે;—
અળપાશે આ સ્વાર્થરૂપિણી,—દૃષ્ટિકાકિની[1] કાણી રે,
તે સ્થળ ઉપજશે સમદૃષ્ટિ, મૃગનયની અતિમાની[2] રે;—
વિવેકરહિતા બુદ્ધિમાછલી, ક્ષીરથી જેહ અજાણી રે,
વિવેકરૂપી પછી બની હંસિની, પીશે ક્ષીર, ત્યજી પાણી રે;—
વિષયફલો ખાયા કરતું આ, મનમર્કટ તોફાની રે,
ગરુડ બની ગગને પછી ઉડશે, શિર લઇ શાર્ઙ્ગપાણિ રે;—
અંધકાર મુજમાં અતિ ભરીયો, પ્રકાશની ન નિશાની રે,
પછી તો સ્થળ સ્થળમાં જળહળશે, જ્યોતિ આત્મદીવાની રે:—
માટે વિનવું હૃદય પધારો, હું તો છું અજ્ઞાની રે,
ભાવસમર્પણ કરવાવિણ હું, જાણું ન કંઈ મહેમાની રે;—

## दैवी सद्गुणवाटिकामां विहार करवा साधकबंधुओने सप्रेम निमंत्रण.

પદ ૭૨ (કોઇ પીઓ પીયાલે શરાબ.—એ લય)

આવો કરીએ વાડીમાં વિહાર, સાથે હાથ ઝાલીને,
થઇએ ઐમાંહિ રંગે રમનાર, આપી હાથતાળીને.

૧ કાગડી. ૨ અત્યંત ગૌરવવાળી.

વીતી રાત, સુપ્રભાત થયો સુખનો સોનેરી,
દિશા આ દીપ્તિથી ઘેરી, વાયુલહરિ જીવનકરી,
જ્યાં રહી, ત્યાં જઇ, આજે આણીએ મુખે ગુલાબી લાલીને;—
પડ્યા ઘાવ, હાર્યા દાવ, બધા ભૂલી તે જઇએ,
શું કર્યું તે પાછું ન ખઇએ, એનું એ ગાણું ન ગઇએ,
શું વળે પતંગ કપાયા પછી પકડીએ દોર સંભાળીને;—
દુ:ખફાલ, ગયો કાલ, વૃક્ષ નવું રહ્યું ખીલી,
જેની સુખફળી લીલી, ખીલાવી તેને લો ઝીલી,
અમૃતરસભરેલી આ ભાળો, શાન્તિની ફાલેલી ડાળીને;—
દૈવી ઉર્મીતણા ઉડે જેમાં નિત્ય ફુવારા,
પંખી ટૌકાર દે સારા, રહ્યા શા રસભર્યા ક્યારા,
હર્ષથી આપણ કાજે બનાવી જે, ધન્ય એવા તે માળીને;—
એ તો આંગણે ઉગી છે તેનો નિત્ય લો લ્હાવો,
તેમાં ઉંડા ઉંડા જાઓ, ફરી ત્યાં વાડી શોભાવો,
દૈવી ગુણોની વાડીમાં વિહરવા, સાથે લેજો નિજવહાલીને;૧—

---

## સમગ્ર ઈશસત્તાને આકર્ષનારી ભક્તિના ઉદ્‌ગાર.

**પદ ૭૩ (કેડલો સુકોને મારો—એ લય.)**

નેડલો જોડોને કોઈ, હું તો છું નારી રે,
રસિલી કામણગારીરે, હો જી ભક્તિના રે ભોગિ!
પ્રીતિ લગાડી હુંથી, આ જગે કંઇ તો રે,
પામ્યા છે સિદ્ધિ મનની ધારી રે; હો જી સિદ્ધિના રે ભોગિ!
મોહિનીથકી તો પેલા, અસુરો રીઝે રે,
હું તો પ્રભુ રીઝવનારી રે હો; જી પ્રભુના રે ભોગિ!
મારા કટાક્ષમાં તો, મોહ્યા શ્રી હરિ રે,
(હું) હરિ વશ કરાવનારી રે; હો જી હરિના રે ભોગિ!
મારી આંખલડીમાં તો ભુરકી છે ભારી રે,
મહેશને આકર્ષનારીરે; હો જી મહેશના રે ભોગિ!
ત્રિલોકકેરા દેવો અધીન મારે રે,
નયનોથી હું નચાવનારી રે; હો જી દેવોના રે ભોગિ!

---

૧ પોતાની કૃતિને; અર્થાત્ કૃતિવિના માત્ર દૈવી ગુણોમાં ઉપર ઉપરથી ફરવું નિષ્ફલ છે તેમ જ પોતાની ધર્મપત્નીને પણ તે ગુણોથી યુક્ત કરવી આવશ્યક છે.

મારા મોહના બાણે, વીંધાયા વિષ્ણુ રે,
બ્રહ્મા તો હુંથી ગયા હારી રે; હો ૭ વિષ્ણુના રે ભોગિ!
ચાલની છટા જોઇને, ચાલી આવે છે રે,
સંપત્તિ સઘળી પાછળ મારી રે; હો ૭ સંપત્તિના ભોગિ!
જેને જે જોઇએ તેને, જ્યારે ને ત્યારે રે,
મોંનું માગ્યું હું આપનારી રે; હો ૭ ઇચ્છાના રે ભોગિ!
માટે તો વહેલા વહેલા, વરી લો મને રે,
થઇને રહીશ હું તમારી રે; હો ૭ સુખાદિના ભોગિ!

---

## आनन्दस्वरूप अभिमानीनी उक्ति.

પદ ૭૪ ( નહિ આવું કહાન રે—એ લય. )

પ્રભુપદે (મારું) ધામ રે, આનંદ મારું મધુરું નામ છે.
મારી પ્રાપ્તિમાટે જગતના લોકોનાં, નાનાં મોટાં સઘળાં કામ છે;—
સર્વ ઐશ્વર્યતણા અધિપતિ તે પણ, નિરન્તર મારા ગુલામ છે;—
વિશ્વને વિધવિધ ગતિમાં ચલાવવાની, મારા તો હાથમાં લગામ છે;—
મોટી સંપત્તિવાળાઓનો પણ મારા આગળ, પડતો ન જરીએ દમામ છે;—
કોઇ તો શોધે મને પારીસ અમેરિકામાં, જાણે જે તે મારું સ્વધામ છે;—
દેશદેશ ભમે કોઇ તો જાણી જે; મારું સ્થાનક તો પરગામ છે;—
કોઇ કહે નાટક ને વિધવિધ વિષયના—ભોગમાં મારો વિરામ છે;—
નૃપતિ ને ક્ષત્રીયવીર તો ગણતા મારું, નિવાસસ્થાન સંગ્રામ છે;—
કોઇક ભોળેભાવે માને બિચારા, [1]શ્વશુરગૃહ એ જ મારું ઠામ છે!—
કોઈ તો જાણે જે મશ્કરી ઠઠ્ઠામાં, મારો અખંડ મુકામ છે;—
મારી વિકૃત છાયા એ સર્વમાં પડે છે, મારો સ્વતઃ ન ત્યાં વિશ્રામ છે;—
મારા ન્યૂનાધિક અંશવડે તો, ભરેલું આ વિશ્વ તમામ છે;—
નિર્મલ અખિલસ્વરૂપે હું વસી રહું, જ્યાં શ્રીસીતારામ છે;—
મારા ઐશ્વર્યમાં ઉન્નતિ સંપત્તિ, પ્રેમ ને માન અકરામ છે;—
મુજને દેખીને સઘળાં દુઃખ તો દૂર થાતાં, મુજવિણ આ વ્યવહારો સુમસામ છે;—
કલેશ મળે તો મારાતરફથી કહેજો તેને, નવગજના તુજને પ્રણામ છે;—

---

૧ સાસરું.

## निरुपाधिपदमां स्थित साधकना उद्‌गार.

પદ ૭૫ ( ઉડી ઉડી પંખીરાજ—એ લય. )

મીઠી મીઠી નિન્દ્રમાંથી મુજને ના કોઈ જગાવો,
જગાવો, ડગાવો, ન તાવો, ન આવો,
વાયુની લહરિ ઠંડી આવતી ન કોઈ અટકાવો; મીઠી૦
આ કરવું આ સેવવું, ભોગવવા આ ભોગ,
એહ ઉપાધિ ના રુચે, ત્યજી નિદ્રાનો યોગ;
જેમાં નથી કોઈ કાળનું ભાન,
થાતું ન જ્યાં અણુજીતું અભિમાન,
ત્યાંથી ન મુજને બોલાવો;—
આ ખોટું ને સારું આ, આ હાનિ આ વૃદ્ધિ,
આ મારું આ પારકું, આ દુઃખ આ સમૃદ્ધિ,
જેમાં ઉદય અને અસ્ત જણાય,
ભાગે એવાં ઘરો જેમાં ચણાય,
મુજને ન તેમાં ભમાવો:—
રાજસ્ તામસ્ જ્યાં રહ્યા, વિવિધભાતિ વ્યવહાર,
બંધનદાતા જીવને, જ્યાં છે વિવિધ વિકાર;
અજ્ઞાનનો જેમાં રહેતો પ્રકાશ,
એવા દિવસનો ન ઇચ્છું હું ભાસ,
એને સમૂલ વિલાવો:—
જેમાંથી સંસ્કારનું, કાજળ નીકળે નિત્ય,
જેનો પ્રકાશ દાખવે, એક જ વસ્તુ અનિત્ય,
પીતો જે નિત્ય જીવનબળતેલ,
સળગાવી દે કદી વિધવિધ મહેલ,[1]
એવા દીવાને બુઝાવો;—
અન્ય એવું જ્યાં છે નહિ, હું જ્યાં એવું ન ભાન,
અહં ઇદંથી ન્યારું જે, અગમ્ય એવું સ્થાન;
મસ્ત બની ત્યાં હું પોઢું અખંડ,
કારણમાંહિ વિલાવી બ્રહ્માંડ;
આનંદ બીજે ન આવો;[2]—

---

૧ સ્થૂલસૂક્ષ્માદિ શરીર. ૨ આના જેવો.

## સૃષ્ટિસરિતામાંથી તારનાર ઈશ્વર અંતર્યામિરૂપે તરનાર મનુષ્યમાં જ રહેલા છે.

પદ ૭૬.

શોધું રે શોધું હું સૃષ્ટિસરિતાકિનારે,
મારા પ્રભુખલાસીનું ઘર ક્યાં છે?—સરિતાકિનારે.

[ અરે! આ કોણ બોલ્યું.? એ તે મારા પ્રશ્નનું ઉત્તર કે મારા શબ્દનો પ્રતિધ્વનિ? અહિં તો કોઇ નથી. નિશ્ચય પ્રતિધ્વનિ. ]

નાવે ચઢીને આજે પાર જવું છે મારે,
માલિક એ નાવડાનો વસી રહ્યો ક્યાં છે; મારા૦
નાવનો ખેડણહારો આવી અણીના વખતે,
ગરજ મારી જાણી છૂપાઇ ગયો ક્યાં છે; મારા૦
ઘોર અંધારી રાત આવી રહી છે માથે,
એવે સમે પાર તેડી જનારો તે ક્યાં છે; મારા૦
ડોલે કે ડૂબે જે ના, ઝટ પાર લઈ જનારી,
પ્રભુ જેને હાંકે એવી મનવારો[૧] ક્યાં છે; મારા૦
ઝુંપડું કેવું એનું કેવડું બાંધેલું હશે,
(તે) આવી રહેલું એવી દિશા એની ક્યાં છે; મારા૦
'હાલો ઉતારું પાર ભાર નદીના શા છે;'
નવલા નાવિકની એવી વાણી મજેની ક્યાં છે; મારા૦
વૃદ્ધ હશે કે એ તે યુવાન્ કે બાલુડો,
(તેથી) અવસ્થા જણાવે એવો ભોમીઓ ક્યાં છે; મારા૦
રાત પહ્નાથી કદા ઉંઘી ગયો હશે તો,
એનો સુઇ જવાનો ઢોલીઓ ક્યાં છે; મારા૦
પાર ઉતારવાનો ધંધો લઇ બેઠા તોએ,
ઉલટો સતાવે એવો (એ) મનમીજાજી ક્યાં છે; મારા૦
બદલો લેવાનો નથી, કશો કોઇ પાસે તેથી,
નફ્ફટ થએલો 'મહારાજા જી' ક્યાં છે; મારા૦
પાણીનો ઉપર થનગન, નાવ નચાવનારો,
નદીતણો ભેદુ નૌકાદંડધર[૨] ક્યાં છે; મારા૦

---

૧ હોડીઓ. ૨ ચાટવાં ચલાવનાર.

તારણહારો મોટું નામ ધરાવી બેઠો,
તારવા વખતે પણ એ હાજર ક્યાં છે; મારા૦
પોકાર કરીને થાક્યો, કાન માંડીને થાક્યો;
ધારેલા સ્વધર્મને ભૂલનાર ક્યાં છે; મારા૦

[આશ્ચર્ય! હજી એ જ શબ્દ? સરિતાકિનારે! તારનાર! અહિંતો મારા વિના બીજું કોઇ નથી; ત્યારે સરિતાકિનારે તારનાર કોણ? ]

તારણહારો તારો, તુજથી ન જાણ જૂદો,
અખંડ વસેલો તુજ બોલનારમાં છે,
તારા પ્રભુખલાસીનું ઘર ત્યાં છે—**સરિતાકિનારે.**

---

## अयोग्य कृति परित्यजी योग्य कृति करवा प्रतोद.

પદ ૭૭ ( આવો આવો હું લેવરાનું લ્હાવો,—એ લય. )

ભાળ, ભાળ તું આ ફરતો ચકરડોળ તારા અવતારનો,
ફરે ચકર ચકર ચકર કંઇક વારનો, આ તારા અવતારનો.
પહેલાં તને જ્ઞાની ગણે સર્વ લોકો,
હાવે ઉલટા મારવાને આવે છે ધોકો;
થયો, ચૌદનો મટીને તું ચારનો; આ તારા૦
પહેલાં તું લાગતો'તો સઉને મધુરો,
આજ થઇ રહ્યો તું તો સઉને મન તુરો,
સાંઠો શેલડીનો મટી થયો જારનો; આ તારા૦
પહેલાં હતો સૌના મુખનું પાનબીડું,
હવે કિંમત તારી આમળાજેવું બીડું,
ઘટી થયો હવે તસુ તું તો વારનો; આ તારા૦
આપી માનપાન તને સ્નેહે બોલાવે,
તેને હવે તારી કીંમત ન જરી આવે,
ભેંસઆગળ જેવો પૂળો ચારનો; આ તારા૦
હાં કહેતામાં હજાર પહેલાં આવે,
સારાં સારાં વિશેષણો દઇને બોલાવે,
હવે (તને) ઇલ્કાબ આપતા ગમારનો; આ તારા૦
પહેલાં રે'તી અત્તરની વાસ નાકપાસે,
હાવે તો સુંગધી તુંથી સો ગાઉ નાસે,
(તારા આગળ) આવે વાસ એક તેલના વઘારનો; આ તારા૦

(તું) આવ્યો નીચે તારા ઉપર બેઠું ઘોડું;
છતાં તોર તારા મનનો તું ન છોડું;
કેવડાવે તોએ બચ્ચો સવારનો; આ તારા૦
તું તો હતો ભોજનની રૂપાની થાળી,
વસ્તુ તારામાં મૂકાતી મીઠી રઢીઆળી,
(હવે) થાળી વાડકો થયો તું ઉતારનો; આ તારા૦
કોટિ મટી કિંમત થઇ તારી કોડી,
સમજી હવે મિથ્યા ભ્રમણ દે તું છોડી,
પ્રભુ સ્મર જે આધાર છે નોંધારનો; આ તારા૦
ઇષ્ટવિષે ભક્તિને દેજે વધારી,
તારી નિકટ્ રહેશે પ્રભુ તો પધારી,
પછી તું ગણાઇશ પ્રભુતણી હારનો; આ તારા૦

---

## अंतिम उपकारनिवेदन.

પદ ૭૮ (ધર્મધુરંધર શ્રીયદુનંદન—એ લય.)

કમલનયન! કમલાંકશયન૧! જય સાધકહૃદયવિહારિ શ્યામ!
ભક્તઅલંકૃત! પ્રેમનિયંત્રિત! ચરણ સાધુ શિરધારીર શ્યામ!
સ્વામી છો પ્રભુ બહિરંતરના, મનમંન્દિરના,
જેને મન નિજથી કોઇ પર ના, બાલ ઉદરના; કમલ૦
આપ જ જેને પ્રાપ્ત પછી શું તેણે યાચવું અન્ય જોને,
અખિલ વિશ્વમાં તેથી બીજો, કોણ ગણાતો ધન્ય જોને,
છો કલ્પલતા૩, ધરી વત્સલતા, શિશુઅર્થે અવતારી શ્યામ; કમલ૦
આપતણા ગુણ દશદિશ ક્ષણક્ષણ, ઉપકૃતઉરે ગવાય જોને,
આપસ્વરૂપ લહી સૌને સ્થળ સ્થળ, ભાવથી ભેટી જવાય જોને,
એ અંતર્ અભિલાષા આજે, કરજો પૂર્ણ અમારી શ્યામ! કમલ૦

---

## जीवनतत्त्वप्रति जयघोषपूर्वक प्रणिपात.

પદ ૭૯ ભૂપ કલ્યાણ.

જય જય સિન્ધુ અગાધ, જીવનના!
કરી રહ્યા શિશુપર મૃદુનયને,

---

૧ લક્ષ્મીના ખોળામાં શયન કરનાર. ૨ જેનાં ચરણો સાધુજનોના ઉપર છે એવા. ૩ કલ્પવૃક્ષ.

જીવનશક્તિપ્રપાત૧;—
એ અમૃતલહરિ અમ અણુઅણુ,
નવીન જીવનમય આજ,
કરી રહેતી સાક્ષાત્; 　　　જીવનના૦
એ જીવનબલ પામી આપથી,
ઉજ્જ્વલ બનીને કરીએ;
આપ સ્વરૂપસંધાતર; 　　　જીવનના૦
એ અનુભવ મુખ ક્યાંથી કથાયે,
શબ્દ ન જડતો કોઇ,
કરીએ માત્ર પ્રણિપાત૩; 　　　જીવનના૦

---

## अभिनंदन.

પદ ૮૦ (ધન્ય ધન્ય અમારી ભરતભૂમિ,—એ લય.)

અભિનન્દન આજ દઉં તમને,
દેતાં વધતો ઉર હર્ષ મને; હું દઉં તમને.
ઉત્તમ આ શ્રેયસ્કર વિધિમાં, જોડાયા નિજ પ્રભુસંનિધિમાં,
આરૂઢ થતાં ઉત્તમ સ્થિતિમાં; 　　હું દઉં તમને૦
કર્તવ્યતણી સિદ્ધિ કરવા, સાચા ગુરુઅનુગ્રહને વરવા,
આજે લાગો જ્યાં ડગ ભરવા; 　　ત્યાં દઉં તમને૦
ઉત્સાહ ઉરે ઉપજાવીને, નિશ્ચયબલ અધિક દૃઢાવીને,
કર્તવ્યે ઠરો જ્યાં આવીને; 　　ત્યાં દઉં તમને૦
ક્રમમાં આગળ આગળ વધતાં, વિઘ્નો નડતાં પણ ના ડગતા,
જ્યાં સિદ્ધ કરો અંતર્મુખતા; 　　ત્યાં દઉં તમને૦
પછી ધ્યેયતણું દર્શન કરશો, ધ્યાતાપણું સમૂલ વિસ્મરશો,
જ્યાં ધ્યેયવિષે જ અભિન્ન થશો; 　　ત્યાં દઉં તમને૦
આગ્રહ પ્રકટો અતિ આપ મને,૧ લહો સિદ્ધિ કરી ઓછા શ્રમને,
ક્ષણ ક્ષણ ગુરુસહાય હજો તમને; 　　હું દઉં તમને૦
પીને નરહરિકરુણાપયને, નરહરિ પ્રભુ નિરખી આ નયને,
વર્તાવો દશદિશ જયજયને; 　　હું દઉં તમને૦

---

૧ જીવનશક્તિનું નાંખવું. ૨ સ્વરૂપનો દૃઢ સંયોગ. ૩ નમન. ૪ મનમાં

## કર્તવ્યપ્રતિ લક્ષ દેવા ઉપદેશ.

પદ ૮૧ ( ઇષ્ટનામ વહાલા નિત્ય—એ લય. )

જન્મી જગત્‌માં વિચારી જો તેં મેળવ્યું શું?
ઉંચી ઉંચી દિશામાં તેં મન કેળવ્યું શું?
હરિસ્વરૂપમાંહિ હૃદય તારું કંઇ ગળ્યું શું?
આવી આત્મતત્ત્વમાંહિ કંઇએ ભળ્યું શું?
કંઇ શાસ્ત્રસંતકેરું વચન સાંભળ્યું શું?
પ્રભુસ્મરણતાપે તુજ જીવત્વ પ્રજ્વળ્યું શું?
ચિત્ત તારું વ્યવહારમાંથી નીકળ્યું શું?
શુદ્ધ ભાવે ગુરુચરણે તારું શિર ઢળ્યું શું?
જગત્ જૂઠું છે હજી એ નહિ તેં કળ્યું શું?
જતાં અસત્પ્રતિ મન ન હજી તુજ ખળ્યું શું?
અન્યકેરું દુઃખ જોઈ અંતર્ ઓગળ્યું શું?
સુખી અન્યને કરવાને તેનાપ્રતિ વળ્યું શું?
જોજે આજ લગીમાં જીવન તારું રળ્યું શું?
અધિક કાળ સાધનપંથમાંહિ એ પળ્યું શું?
નૃહરિજયોતિથી તુજ હૃદયકમલ ઝળહળ્યું શું?
જોને આજ લગી શું ગુમાવ્યું ને મળ્યું શું?

---

## શા માટે?

પદ ૮૨ ગઝલ

થઈ જે ભૂલ તે કાજે ધરો છો ખેદ શા માટે?
રહી અજ્ઞાન બની નાદાન સ્વીકારો કેદ શા માટે?
જગત્‌ને ન્યાળીને દુઃખી, ધરો નિર્વેદ શા માટે?
અફળ યત્નો થતા ન્યાળી, બનો છો અચેત શા માટે?
છે હાથ વધવા વેગ, વધતા વહેંત શા માટે?
નથી આચાર જો કરવો, વદો મુખ વેદ શા માટે?
બધું જ્યાં એક, ત્યજીને વિવેક, ધરો છો ભેદ શા માટે?
છો (તમે) આત્મસ્વરૂપ, છતાં કહો છો, (તમને) જીવત્વસમેત[1] શા માટે?

---

[1] જીવત્વવાળા.

કરો સઉ પ્રાણિપ્રતિના પ્રેમનો ઉચ્છેદ શા માટે?
ચહો પ્રભુને પ્રભુજનથી[1] ઉતારો હેત શા માટે?
મચી ખોટા પ્રયત્નોમાં કરો પ્રસ્વેદ શા માટે?
સદા જે શ્યામ છે તેને કહો છો શ્વેત શા માટે?
ભલે ન જણાય આશા તોય, ત્યજો છો ઉમેદ શા માટે?
થતો રાત્રિપછી દિન એ ભૂલો સંકેત શા માટે?
ન આશય જાણી બીજાના (તેને) કરો છો ફજેત શા માટે?
કરી બકવાદ બની રહેતા, મૃદુત્વેપેતર[2] શા માટે?
ન સુખપ્રાપ્તિ થવી જો હોત, પ્રભુ જન્મ દેત શા માટે?
નૃહરિશિશુઓ છતાં ન થતા, નૃહરિથી અભેદ શા માટે?

---

## कर्तव्यने माटे आज ए एक ज समय छे.

પદ ૮૩. (તે જ જીવે છે, તે જ જીવે છે, એ—લય.)

આજ કરી લો, આજ કરી લો, કર્તવ્યોને કરી લો આજ,
કાં જે તે નિર્માણ થઈ છે, સિદ્ધ થવાને સઘળાં કાજ.
આ સૂર્યઉદયની સાથ નિત્યે, જીવન શરુ થયું જાણજો,
સર્વાંશ તમ એ જીવનને દઇ, સુખ અપરિમિત માણજો;
ગઇ કાલની સઉ વાત તો, ગઇ કાલસાથ દટાઇ ગઇ,
આજે ફરી ન જગાડશો, છે ત્યાં ભલે એ સુઇ રહી;
આજ કરી લો, આજ કરી લો, કર્તવ્યોને કરી લો આજ,
કાં જે તે નિર્માણ થઇ છે, સિદ્ધ થવાને સઘળાં કાજ.
થાજો ઉપાસક આજના, એ આજને કરજો ખુશી,
કાં જે થઇ છે જન્મથી તમ મિત્ર એહ અમાનુપી;
ગઇ કાલ, આવતી કાલ એ તમ નિકટ આવી ના ટકે,
કાં જે તમારું હિત સાચું એક પણ નવ કરી શકે;
આજ કરી લો, આજ કરી લો, કર્તવ્યોને કરી લો આજ,
કાં જે તે નિર્માણ થઈ છે, સિદ્ધ થવાને સઘળાં કાજ.
રે રે તમેને આજ! એ તો દિવ્ય જોડ બની રહી,
સંગી થઇ રહેશો તદા કૃતકૃત્યતા લહેશો અહિં;
થઇ એકએક જીવન ઉભયનાં, એક બીજાને દીધે,

---

૧ પ્રભુના અંશરૂપ મનુષ્યોથી. ૨ મટનાવાળા

અદ્‌ભુત ફળ પ્રકટાવનારાં થાઓ સાચા સંગિઓ;
આજ કરી લો, આજ કરી લો, કર્તવ્યોને કરી લો આજ,
કાં જે તે નિર્માણ થઇ છે, સિદ્ધ થવાને સઘળાં કાજ.

---

## ઈશ્વરના પ્રત્યેક સ્ફુરણને અનુસરનાર ઈશ્વરને પ્રિય હોય છે.

પદ ૮૪. (ઓ ઉદ્ધવજી, કોના આગળ કહીએ, એ—લય.)

પ્રિય વાંસલડી! શ્યામ છતાં તું કૃષ્ણને પ્રિય શાથી થઇ?
તું અધર ચઢી, કૃષ્ણકરે૧ શાથી તું અખંડ વસી રહી?
તું કાળી ને વળી પોલી છે, કોઇ સ્વતંત્ર તારી ન બોલી છે,
એવી કૃષ્ણે ક્યાંથી ખોળી છે? પ્રિય૦
શૃંગારથી તો તું અજાણી છે, અંગે છિદ્રો એ એધાણી છે,
કૃષ્ણની મતિ શું વેચાણી છે? પ્રિય૦
તું ચેતન નથી પણ જડજેવી, કેમ અખંડ ગમતી તો લેવી,
તો પછી શ્રીકૃષ્ણે કેમ સેવી? પ્રિય૦
કહે વાંસલડી: હું ન તે જાણું, મુજમાં કંઇ મૂલ્ય ન હું નાણું,
પણ કૃષ્ણ ગ્રહે વાતાં વહાણું; પ્રિય૦
મને બીજું ન આવડતું કાંઇ, તેમ ગુપ્ત ન છે કંઈ મુજમાંહિ,
મુજ સુખ તો જુઓ છો છે શાહી; પ્રિય૦
સ્વર કૃષ્ણ કઢાવે છે જેવો, મુજમાંથી હું કાઢું તેવો,
બીજો હુંમાં ન મધુર મેવો;
કહે વાંસલડી, શ્યામ છતાં હું કૃષ્ણને પ્રિય તેથી થઈ.
જ્યારે શ્રીકૃષ્ણ ચહે ત્યારે, નવ જોઉં સમય શો અત્યારે,
બાલું બોલાવે તે વારે, કહે૦
કહે 'સા' તો 'સા'ને હું બોલું, ડહાપણ મારું ન કદી ડોળું,
કૃષ્ણની ડોકીસહ હું ડોલું; કહે૦
શ્રીકૃષ્ણવિના હું કરું ન કશું, નવ બોલું, ચાલું કે હું હસું,
કૃષ્ણની ઇચ્છાથી ન લેશ ચસું; કહે૦
હું સમજ્યો હેતુ કૃષ્ણતણો, છે ધન્ય જ તારાં આચરણો,
તુજથી હું પામ્યો બોધ ઘણો;
પ્રિય વાંસલડી! શ્યામ છતાં તું કૃષ્ણને પ્રિય તેથી થઈ.
અનુસરતો પ્રભુનાં સ્ફુરણોને, ચલવે ન પૃથક્ નિજ કરણોને,૨

૧ કૃષ્ણના હાથમાં. ૨ ઇન્દ્રિયોને.

તે લહે નિજમાં પ્રભુકિરણોને;　　પ્રિય૦
પ્રભુ તેનામાં રહીને બોલે, પ્રભુ તેનામાં ચાલે ડોલે,
સર્વાંશે થતો તે પ્રભુ તોલે;　　પ્રિય૦
નિજમાં પ્રભુ જોવા હોય જગે, પ્રભુઅનુકૂલ થઇ રહે રગેરગે,
પ્રભુપ્રિય થવાશે એ માર્ગે;　　પ્રિય૦

---

## उन्नतिशिखरे कोइ विरलनी स्थिति होय छे.

**પદ ૮૫.** ( ચિદાકાશવિણ કાંઇ અન્ય નથી, એ લય )

ઉન્નતિકેરા ગિરિશૃંગપર વિરલ કોઇ રાજે,
વર્ષ કોટિ વહી જાય તોય યશ ગવાય તેના આજે;　　શૃંગ૦
મોટે ભાગે તો પચી રહેતા, જીવ પૃથ્વીતલમાં,
સ્વલ્પ યત્ન કરી આવી અટકે, કોઇક મધ્ય સ્થળમાં;　　શૃંગ૦
વિશ્વ વિરોધી થાય ભલે પણ, સુયત્ન ના ત્યજવો,
એવો આગ્રહ, તેને ખુલ્લો, ઉન્નતિમાર્ગ સમજવો;　　શૃંગ૦
પ્રસંગ ચલિત થવાના છોને, અવધિરહિત આવે,
તો પણ ચલિત ન થાય તેહ વિજયધ્વજ ગગન ઉડાવે;　　શૃંગ૦
ભક્તિથી પ્રત્યક્ષ કરી પ્રભુઅનુગ્રહ જે પામે,
ભલે ધરે તે કીટશરીર પણ, દેવો તેને નામે;　　શૃંગ૦
અથવા પ્રાણાયામવડે ષટ્ ચક્રોને વેધી,
મુર્દ્ધવિષે જે સ્થિર થાતો તે, જાય ગગનને ભેદી;　　શૃંગ૦
ઉત્તમ તત્ત્વવિચારતણા માર્ગે જે જન જાતો,
તત્ત્વઅનુભવ પામી રહેતાં, શિખરવિષે જ સુહાતો;　　શૃંગ૦
જીવનતત્ત્વ ભર્યું દશદિશમાં, કો વિધિ ઓળખવું,
(જે) હસ્ત કરી લે, એ વિધિ તેનું, થાય શિખરપર ચઢવું;　　શૃંગ૦
શિખરઉપર જઇ રહેતા જેને, સહાયક પરમાત્મા,
સહજે શિખરે સ્થિતિ અનુભવતા, વિશ્વવંદ્યસમ મહાત્મા;　　શૃંગ૦

---

## व्यतीत प्रसंगमाटे विवेकीए शोक धरवो उचित नथी.

**પદ ૮૬** ( હવે રહ્યું બની, હતું જે બનાવવું—એ લય. )

થવાનું થયું, હવે સદ્વિવેક વિસરી, ઉર ધરવો સંતાપ,
ઘટિત શું એહ વિચારો આપ;

ઘટિત શું એહ વિચારો આપ, બાણ જ્યાં છૂટયું ચઢેલું ચાપ; થવાનું૦
વ્યતીતનું૧ ચિન્તન કરવામાં, વર્તમાન પણ જાય હવામાં,
આજનો મળે ન લાભ; ઘટિત૦
વ્યતીતની મિથ્યા વાત કર્યામાં, લાભ શો, અરૂપસામે ધર્યામાં—
સ્વચ્છ ચળકતી ખાપ; ઘટિત૦
શોક ધર્યે ગત વસ્તુ ન આવે, ફેરફાર પણ નવ ઉપજાવે,
તો કરવો પરિતાપ? ઘટિત૦
શુભને સત્વર ઓળખી લેવું, કર્તવ્યે નિજ ચિત્ત જ દેવું,
વ્યતીતનો કરી સંલાપ૨; ઘટિત૦
સ્વરૂપદૃષ્ટિને સદ્ય ઉઘાડો, અંતરે અતિ સામર્થ્ય જગાડો,
(તો) લહેશો વ્યતીત અદ્યાપ૩; ઘટિત૦
સ્વરૂપપ્રદેશથી નથી કશું જાતું, દૃષ્ટિ જ્યાં ત્યાં સઉ દેખાતું,
નિશ્ચલ અને અમાપ૪; ઘટિત૦
વસ્તુ તો સ્થિત્યંતર પામે, (પણ) વસ્તુવિચાર ઉરે દૃઢ જામે,
(તો) નડે ન વિયોગતાપ; ઘટિત૦
કર્તવ્યે વીર ભરજો પગલું, સર્વગદૃષ્ટિ૫ થાતાં સઘળું—
જણાશે આપોઆપ; ઘટિત૦
તત્ત્વચિન્તને તત્ત્વપ્રદેશે, આવી વસીશું જવ પ્રભુવેશે,
સૌનો થશે મેળાપ; ઘટિત૦

---

## હૃદયની આધારભૂત વસ્તુના અદર્શનકાલે વિકલ-વૃત્તિના ઉદ્ગાર.

પદ ૮૭ (જગતના નાથને જોયાવિના સઉ ધૂળધાણી છે, એ લય.)

હૃદયની વાત કયાં કહેવી, બધિર જ્યાં શ્રવણ કરનારો,
બધિર જ્યાં શ્રવણ કરનારો, શુણે કો શબ્દ ત્યાં મારો; હૃદયની૦
હું છું તૈયાર ગ્રહી કરમાં, માળ આરોપવા શિરમાં,
ભેટવા તલસું અંતરમાં, છતાં કયાં કંઠ ધરનારો; હૃદયની૦
કરાવી લગ્ન તૈયારી, રચી ચોરી બહુ સારી,
વરે કયાં પુત્રી બિચારી, (જો) ન ચોરીમાં પરણનારો; હૃદયની૦

---

૧ વીતી ગએલી વાતનું. ૨ વ્યતીત વાર્તા શોકમાટે ન કરવી પણ તેમાંથી શુભ મેળવવાને માટે અને પોતાના કર્તવ્યમાં વૃદ્ધિ થાય તેને માટે કરવી. ૩ હજી પણ. ૪ પુષ્કળ. ૫ સર્વમાં પ્રવેશનાર દૃષ્ટિ.

કદાપિ એ થયો ઉપવન, કરું થઇ કોકિલા કૂજન[1],
શુણે જો મુજ પ્રાણજીવન, કદી હું દેઉં ટહુકારો; હૃદયની૦
થયો હોય પહાડ મુજ પ્યારો, વાયુ બની કરીશ સ્વર મારો,
ઘડી ઘડી હું અથડાનારો, એમ. મુજ શબ્દ કહેનારો; હૃદયની૦
હોય ધર્યું શરીર સિન્ધુનું, થઇને રહું તરંગો હું,
કરી ઘુઘવાટ ને ગજવું, શુણે સ્વર જેથી મુજ પ્યારો, હૃદયની૦
ઘણી છે વાત તો કહેવી, કહે તો છે લખી દેવી,
રજા કયાંથી કહો લેવી, ન જોઉં જો હૃદયતારો; હૃદયની૦
છતાં આ વેણ કહું મારું, હૃદયથી હૃદય નથી ન્યારું,
લહી એ આજ પોકારું, જજો જ્યાં આત્મા હો તારો; હૃદયની૦
કંઇ આત્મા નથી બહેરો, કંઇ આત્મા ન આઘેરો,
નથી ત્યાં કોઇનો પહેરો, થજો ત્યાં (આ) શબ્દટંકારો: હૃદયની૦
"તું ઉપર પ્રાણ ઓવારું, હૃદય તુજમય થયું મારું,
સદા કલ્યાણ હો તારું, નથી હુંથી તું કદી ન્યારો;" હૃદયની૦

---

## फलने अनुरूप प्रयत्ननी आवश्यकता छे.

પદ ૮૮ (તુલસીદાસની ચોપાઇનો લય.)

प्रेक्षक—

નદીતટ બેસીને હે ભ્રાત! દીવાસળી તું લઇને હાથ,
માંડયો આ શો ઉદ્યમ આજ, કરવા સિદ્ધ શાં ધાર્યાં કાજ?

उत्तर—

તમે થઇને બુદ્ધિમાન, એટલું કાં નવ ગ્રહેતા જ્ઞાન,
સળંગ ખોદીશ અહિંથી એક, નદીનીચે પહોંચાડીશ છેક,
પછી ત્યાં સળી આ સળગાવીશ, નદીને એ વિધિ ગરમ કરીશ.

प्रेक्षक—

અરે! મૂઢ! શું સુઝે તને, અજ્ઞ વળી કહે તું અન્યને,
નદીનું જળ શું ઉનું થાય? એવા કોટિ કર્યે ઉપાય?
કયાં નદી, જેનું ગણાય ન માપ, ને કયાં આ તુજ સળીનો તાપ,—
શા આધારે આવો યત્ન, કરતો થઇને તું નરરત્ન?

---

1 ટહુકો.

उत्तर—

જગમાં જોઉં અનવધિ જીવ, જે ઇચ્છે મેળવવા શિવ,
મે એ સૌનો જોયો પ્રયાસ, સુઝયો પ્રયોગ આ તેથી ખાસ.
કોઇ દિવસમાં એક કલાક, કરતા જાપ જેમ કકળે કાક,
બાકી દશ્યે રમતા રહે, પ્રભુદર્શનને એ વિધિ ચહે.
વખત ગાળવા શાસ્ત્રો કોઇ, ઘડી અધઘડીસુધી રહેતા જોઇ,
મર્મ કશો ઉરમાં નવ ગ્રહે, તોય જ્ઞાન લેતા એમ કહે.
ફુ ફું કરીને પાંચ પચાસ, પ્રાણાયામ કરે ધરી ત્રાસ,
તેટલામાં તો ધારે ઉર, પ્રાણનો જય થાશે જ જરૂર.
લાંબો થઇ ખેંચે સાષ્ટાંગ, ત્યાં લહે ભક્તિ કરી દશાંગ.
પછી વિચારે કરું પ્રયાસ, ફળનો કેમ ન થાયે ભાસ,
'બ્રહ્માસ્મિ' થોડી ક્ષણ કહી, માને મતિ બ્રહ્મીભૂત થઇ.
બ્રહ્મતણું લક્ષણ નવ ગ્રહે, બ્રહ્મતત્ત્વસામર્થ્ય જ ચહે.
કંઇ તો ખવડાવીને પાન, માને દીધું મોટું દાન,
પછી વિચારે ફળ દાનનું, મળશે સુખ ઇન્દ્રસમાનનું.
આ વિધિ વિધવિધ જાતિતણા, જોયા ડાહ્યા જન મેં ઘણા,
તેથી મુજને લાગ્યું એમ, ગરમ થશે જલ નદીનું તેમ.

प्रेक्षक—

બન્ધુ ! ધન્ય ધન્ય છે તને, દર્શાવ્યું ઉત્તમ જ્ઞાનને,
ફલ તવ મોટું આવી મળે, યોગ્ય યત્નપ્રતિ જન જવ વળે.
ફળનું જેવું હોય સ્વરૂપ, યત્ન ઘટે તેને અનુરૂપ,
ઘટે એટલો વિધિથી યત્ન, કરતો તો જ મળે ફળરત્ન.

---

## यथार्थ साधक सर्वमां समानताने ज धरनार होय छे.

પદ ૮૯ (નહિ આવું કહાનરે, મારે ઘેર શામળીઓ૦ એ લય.)

પ્રભુનો હું દાસ રે, મારે તો સઘળી વાતે સહેલ છે.
જે વિધિ રાખે પ્રભુ, તે વિધિ રહેવું, મારે મન એ ન મુશ્કેલ છે;—
રત્નજડિત માથે મુકુટ મૂકો કે, કાષ્ઠના ભારાની હેલ છે;—
મુજને નિવાસસ્થાન સમાન જ ભાસે, મહાલય કે લોહની જેલ છે;—
મારા નામની કોઇ પુકારે છડી કે, મારે દેવાની જ્યાં ત્યાં ટહેલ છે;—

કદાપિ એ થયો ઉપવન, કરું થઇ કોકિલા કૂજન[1],
શુણે જો મુજ પ્રાણજીવન, કદી હું દેઉં ટહુકારો; હૃદયની૦
થયો હોય પહાડ મુજ પ્યારો, વાયુ બની કરીશ સ્વર મારો,
ઘડી ઘડી હું અથડાનારો, એમ મુજ શબ્દ કહેનારો; હૃદયની૦
હોય ધર્યું શરીર સિન્ધુનું, થઇને રહું તરંગો હું,
કરી ઘુઘવાટ ને ગજવું, શુણે સ્વર જેથી મુજ પ્યારો, હૃદયની૦
ઘણી છે વાત તો કહેવી, કહે તો છે લખી દેવી,
રજા ક્યાંથી કહો લેવી, ન જોઉં જો હૃદયતારો; હૃદયની૦
છતાં આ વેણ કહું મારું, હૃદયથી હૃદય નથી ન્યારું,
લહી એ આજ પોકારું, જજો જ્યાં આત્મા હો તારો; હૃદયની૦
કંઇ આત્મા નથી બહેરો, કંઇ આત્મા ન આંધેરો,
નથી ત્યાં કોઇનો પહેરો, થજો ત્યાં (આ) શબ્દટંકારો: હૃદયની૦
"તું ઉપર પ્રાણ ઓવારું, હૃદય તુજમય થયું મારું,
સદા કલ્યાણ હો તારું, નથી હુંથી તું કદી ન્યારો;" હૃદયની૦

---

## फलने अनुरूप प्रयत्ननी आवश्यकता छे.

પદ ૮૮ (તુલસીદાસની ચોપાઇનો લય.)

प्रेक्षक—

નદીતટ બેસીને હે ભ્રાત! દીવાસળી તું લઇને હાથ,
માંડ્યો આ શો ઉદ્યમ આજ, કરવા સિદ્ધ શાં ધાર્યાં કાજ?

उत्तर—

તમે થઇને બુદ્ધિમાન્, એટલું કાં નવ ગ્રહેતા જ્ઞાન,
સળંગ ખોદીશ અહિંથી એક, નદીનીચે પહોંચાડીશ છેક,
પછી ત્યાં સળી આ સળગાવીશ, નદીને એ વિધિ ગરમ કરીશ.

प्रेक्षक—

અરે! મૂઢ! શું સુઝે તને, અજ્ઞ વળી કહે તું અન્યને,
નદીનું જળ શું ઉનું થાય? એવા કોટિ કર્યે ઉપાય?
ક્યાં નદી, જેનું ગણાય ન માપ, ને ક્યાં આ તુજ સળીનો તાપ,—
શા આધારે આવો યત્ન, કરતો થઇને તું નરરત્ન?

---

૧ ટહુકો.

उत्तर—

જગમાં જોઉં અનવધિ જીવ, જે ઇચ્છે મેળવવા શિવ,
મે એ સૌનો જોયો પ્રયાસ, સુઝ્યો પ્રયોગ આ તેથી ખાસ.
કોઇ દિવસમાં એક કલાક, કરતા જાપ જેમ કકળે કાક,
બાકી દશ્યે રમતા રહે, પ્રભુદર્શનને એ વિધિ ચહે.
વખત ગાળવા શાસ્ત્રો કોઇ, ઘડી અધઘડીસુધી રહેતા જોઇ,
મર્મ કશો ઉરમાં નવ ગ્રહે, તોય જ્ઞાન લેતા એમ કહે.
ફુ ફુ કરીને પાંચ પચાસ, પ્રાણાયામ કરે ધરી ત્રાસ,
તેટલામાં તો ધારે ઉર, પ્રાણનો જય થાશે જ જરૂર.
લાંબો થઇ ખેંચે સાષ્ટાંગ, ત્યાં લહે ભક્તિ કરી દશાંગ.
પછી વિચારે કરું પ્રયાસ, ફળનો કેમ ન થાયે ભાસ,
'બ્રહ્માસ્મિ' થોડી ક્ષણ કહી, માને મતિ બ્રહ્મીભૂત થઇ.
બ્રહ્મતણું લક્ષણ નવ ગ્રહે, બ્રહ્મતત્ત્વસામર્થ્ય જ ચહે.
કંઇ તો ખવડાવીને પાન, માને દીધું મોટું દાન,
પછી વિચારે ફળ દાનનું, મળશે સુખ ઇન્દ્રસમાનનું.
આ વિધિ વિધવિધ જાતિતણા, જોયા ડાહ્યા જન મેં ઘણા,
તેથી મુજને લાગ્યું એમ, ગરમ થશે જલ નદીનું તેમ.

प्रेक्षक—

બન્ધુ ! ધન્ય ધન્ય છે તને, દર્શાવ્યું ઉત્તમ જ્ઞાનને,
ફલ તવ મોટું આવી મળે, યોગ્ય યત્નપ્રતિ જન જવ વળે.
ફળનું જેવું હોય સ્વરૂપ, યત્ન ઘટે તેને અનુરૂપ,
ઘટે એટલો વિધિથી યત્ન, કરતો તો જ મળે ફળરત્ન.

---

## यथार्थ साधक सर्वमां समानताने ज धरनार होय छे.

પદ ૮૯ (નહિ આવું કહાનરે, મારે ઘેર શામળીઓ૦ એ લય.)

પ્રભુનો હું દાસ રે, મારે તો સઘળી વાતે સહેલ છે.
જે વિધિ રાખે પ્રભુ, તે વિધિ રહેવું, મારે મન એ ન મુશ્કેલ છે;–
રત્નજડિત માથે મુકુટ મૂકો કે, કાષ્ઠના ભારાની હેલ છે;–
મુજને નિવાસસ્થાન સમાન જ ભાસે, મહાલય કે લોહની જેલ છે;–
મારા નામની કોઇ પુકારે છડી કે, મારે દેવાની જયાં ત્યાં ટહેલ છે;–

ફરવાને કાજે ભલે વિમાન મળે કે, ગાડું જોડેલા જેને ખેલ છે;—
ભૂલભૂલામણી બીજાને તે મારે મન, ગુરુકરુણાથી ઉકેલ છે;—
ઉંધુ દેખાય પણ સીધું થઇ રહેતું, પ્રભુમાં જો ચિત્ત સામેલ છે;—
પ્રભુકરુણાથી સુખ અને દુઃખ એ તો, બન્નેએ મારે મન ખેલ છે;—
સારું ખોટું એવા ભેદ ન ભાસે કાં જે, બોધાંજન આંખમાં આંજેલ છે;—
આવી મલે ભલે વ્યાધિઓ કે વિપત્તિ, કદાચિત્ કર્મે લખેલ છે;—
જન્મ ને મૃત્યુ એ તો મારે મન અહિંથી તહિંથી,
જાવા ને આવવાની રેલ છે;—
સુખનું કારણ એક પ્રભુને જ જાણું, બીજાં તો આગંતુક આવેલ છે;—
દાસ પ્રભુનો થઇને ડરું જો કદી તો જાણો,
સઉપર મેં પાણી ફેરવેલ છે;—
પ્રભુબળ મુજમાં છે સઉને હઠાવીને,
આગળ વધવામાં મારી પહેલ છે;—

---

## स्वरूपानुभवोद्गार.

પદ ૯૦ (આવોને મારે મંદિરીયે જગરાય, એ લય.)

વિલોકયો આત્મસ્વરૂપપ્રકાશ, તિમિરનો કયાંહિ નથી અવકાશ.
પ્રથમ હું દૃશ્ય યદા જોતો, મોહથી ચિત્ત વિષયવિષે પ્રોતો,
ગણી તેને સર્વસ્વ હું મ્હોતો, દૃષ્ટિ હવે ભેદ ધરે મોટો,
નથી કાં જે દૃષ્ટિમાં દૃષ્ટાનિવાસ; વિલોકયો૦

શરીરમાં શરીરી ન હું ન્યાળું, અંતઃકરણે સ્ફુરણ ન હું ભાળું,
આ મન નથી અભિમાનીવાળું, દશેદિશ તત્ત્વ જ રઢીયાળું,
સ્વરૂપ છાતાં થયો વિવર્તવિનાશ; તિમિરનો૦

અહંમમની શમતાં ઊર્મી, જીવત્વની પ્રવૃત્તિ વિરમી,
અસંગી થઇ રહ્યો તદ્ધર્મી, થતું ન કર્મ કાં જે નથી કર્મી,
સ્વરૂપનો અદ્ભુત આ શો! વિલાસ; તિમિરનો૦

કૂર્માંગસમું સઉ આકર્ષી, આ મન બની રહ્યું તત્ત્વસ્પર્શી,
અમન થઇ થયું પ્રત્યક્દર્શી, વૃષ્ટિરૂપ થઇને રહે વર્ષી,
વિરમતાં અંતે વદાતી હાશ; વિલોક્યો૦

---

## आंतर भेद कोइ उपाये गुप्त रही शकतो नथी.

પદ ૯૧ (વૈષ્ણવ પ્રાણથકી મને પ્યારા, એ લય.)

અંતરભેદ ન છુપો રહેતો,
ભલે મુખથી કહે કે ન કહેતો;—
રૂપે રંગે ભલે ઉપરથી એક પણ, અંતરભેદ માંહે તો,
સમૂહવિષે ભલે આવી મળે પણ, ભેદ ન છૂપો રાખે નેત્રો રે; અંતર૦
જાણી પ્રવાહી, પાણીઉપર, તેલનો રેલો કરો વહેતો,
પાણીની અંદર ભળે ન, ભલેને, 'સ્નેહ'નું નામ ધરી લેતો રે; અંતર૦
સાકરસરખું શ્વેત ગણીને, મીઠું કદી ભેળવે તો,
સ્વાદવિષે એહ છુપું ન રહે, એ તો, જાતિસ્વભાવ પ્રકટે તો રે; અંતર૦
મોરનાં પિચ્છને ધારીને કાગ છો, મયૂરમંડલે સ્થાન ગ્રહેતો,
શબ્દ ઉચ્ચારતાં પોકળ પ્રકટતું, તતક્ષણ થાતો ફજેતો રે; અંતર૦
નરમ ને પાણીસમો જાણીને, લાખ વખત ફાવે તો,
મેળવે પારાને કોઇ વસ્તુમાં પણ, અંતરથી જુદો પડે તો રે; અંતર૦
કંઇક જનો ઠાવકું મોં રાખી, અંતરનો જાણે પોતે તો,
એમ બતાવવા મળતા સૌમાં પણ,ભેદમહિંથી ડોકીયું દેતો રે; અંતર૦
વાણીથી ભેદ છુપાવે કદી તો, આંખથી બહાર નીકળે તો,
આંખ સંભાળે ત્યાં કૃતિમાં ભરાઇ નિજ-રૂપ બતાવે તે તો રે; અંતર૦
કૃતિમાં પણ કદી સાવધ રહેતો, કોઇ મનુષ્ય ધારે તો,
હૃદયથી ભેદ ત્યાં તરત પ્રકટીને, બાજીને ધુળ મેળવતો રે; અંતર૦
હૃદયમાં આત્મા વસી રહ્યો તે, જેવું ને તેવું જણવતો,
આત્મા પરસ્પર સમજી જતા ઝટ, કાં જે સૌમાં એક એ તો રે; અંતર૦
ભેદતણો ઝટ નાશ થતો જો, હૃદયથી હૃદય મળે તો,
હૃદયને હૃદયથી મેળવી રહો ભાઇ! જગમાં રંગ રહે તો રે; અંતર૦

---

## पूर्वना ईश्वरभक्तोनां चरित्रने लक्षमां राखी वर्तमान समयमां प्रयत्न सेवनार पुरुषना उद्गार.

પદ ૯૨ (હું સોનારણ મદમાતી, એ લય.)

તમે જાણો છો કે બંધો! હું શો કરું છું ધંધો?
પ્રયત્ન કહું તે સાંભળીને નવ, હસશો બંધુ કોઇ,
મેં એ હામ ભીડી પૂર્વનાં, જીવનચરિતો જોઇ; તમે૦

નાનો કે નાદાન ગણી કે અજ્ઞ ગણીને આજ,
મુજ ધંધો શુણી હાસ્ય ન કરશો, બુદ્ધિમાન્ સમાજ! તમે૦

પ્રભુને પ્રસન્ન કરવાનું મેં, માથે લીધું કામ,
પૂર્વતણાં દૃષ્ટાન્તો કાં જે, ઉપજાવે ઉર હામ; તમે૦
નાનું મારું શરીર નીહાળી, થાતો કદી ગભરાટ,
ધ્રુવની મૂર્તિ સંમુખ આવી, કહે: 'મુઝાય શા માટ'; તમે૦
આસક્તિ મુજમાં જોતાં વળી, હિંમત હારી જવાય,
અજામિલ કહે: 'હનો હું આવો, પછી તું શીદ ગભરાય?' તમે૦
જોઇ મને વ્યવહારે પચેલો, થાતો કદી સન્દેહ,
સંશય ધરવા મને ન કહેતા, ભૂપતિ જનકવિદેહ; તમે૦

જગમાં માન નથી મારું તો, પ્રભુ કેમ દેશે માન,
એમ થતાં ભોળા મહેતા નરસિંહ આવે મુજ ધ્યાન; તમે૦

ત્યજવી પડશે સંપાત્ત તો, કેમ ત્યજીશ નિઃશેષ,
એહ વિચાર થતો ત્યાં પ્રકટે, સંમુખ બુદ્ધ નરેશ; તમે૦

શરીર મારું શિથિલ નિહાળી, બનું કદી હું વ્યગ્ર,
તત્ક્ષણ ખોડંતા આવે મુજ, નયને અષ્ટાવક્ર; તમે૦

અપંગ મુજને લહી કદાપિ, થઇ જઉં હું નિરાશ,
ટેકવતા લાકડી આવે છે, મુજ નિકટે સુરદાસ; તમે૦

વડિલ જનોની પ્રતિકૂલતા, આવે કદાપિ યાદ,
પ્રભુ મોકલે મારે કાજે, મુજ નિકટે પ્રહ્લાદ; તમે૦
પ્રભુ ઇચ્છે મુજને દેવા યશ, કરીને લાંબો હાથ,
(તો) માત્ર હાથ પછી સીધો કરીને, કાં ન ઝીલું યશપાત[1]; તમે૦
એટલું કેવળ કરવામાં પણ, જો હું ધરું આલસ્ય,
તો પછી મુજસમ દુર્ભાગી આ વિશ્વે કો ન અવશ્ય; તમે૦
જગના લોકો! તમને જોઇ, હું કરતો નથી કાર્ય,
કરવા કાર્ય મને સૂચવે છે, ઋષિ ઉપમન્યુ આર્ય; તમે૦

હાંસી ન કરશો ધંધો મારો, શુણીને આવો વિચિત્ર,
મુજ જયયશ પ્રભુપાસે ઇચ્છો, જો હો મુજ સન્મિત્ર; તમે૦

---

૧ યશનું પડવું.

## જે તે પ્રસંગમાંથી પણ પ્રાણિમાત્રનું હિત કરવું એમાં જ પ્રભુની દયાલુતા છે.

પદ ૯૩ (તમે શા માટે શ્યામ મહોલ, એ—લય.)

પ્રભુ આપ તે દયાના નિધિ ક્યાંથી કહાવતા,
ક્યાંથી કહાવતા, શું લોક સઉ બનાવતા[1] ? પ્રભુ૦
રક્ષણ કરતા ખડકથી, રક્ષો વાયુથી તેમ,
વિપરીત માર્ગે વહી જતું, રક્ષો આણી પ્રેમ,
ઠેઠસુધી સરળપણે ચલવી આ નાવને,
તટનિકટ આવતાં, તમે ડુબાવતા; પ્રભુ૦
સંપત્તિ દઇ કોઇને, દો છો તેનું દુઃખ,
સંપત્તિ લઇ કોઇની, લો છો તેનું સુખ,
લઇને પદાર્થ કોના, દઇને પદાર્થ કોને,
જે તે રીતેથી સર્વને અકળાવતા; પ્રભુ૦
દો છો બળ તેને પ્રભો ! કસોટી કરી દો ત્રાસ,
દુર્બળને તો દુઃખવિના, બીજી હોય ન આશ,
ચિન્તા, ભય, મૃત્યુ, કલેશ આદિની ભઠ્ઠીમાં,
નાંખીને સર્વ કોઇને શેકાવતા; પ્રભુ૦
તૃપ્તિ ધરનારાનિકટ, ધરતા લાલચ ખુબ,
અતૃપ્ત જન પણ વિશ્વમાં, પડ્યા દીસે દુઃખરૂપ,
સાધન કરનાર અને શ્રદ્ધાલુકેરું પણ,
તેલ કાઢવામાં કંઇ ન ખામી રાખતા; પ્રભુ૦
ભક્તિ કરે કે જ્ઞાન લે, પણ તેને નથી સુખ,
જ્ઞાનભક્તિથી વિહીન તે,—પણ રહે સુખથી વિમુખ,
આપના આશ્રયી અને નિરાશ્રયી સર્વને,
ઘડી હસાવતા અને ઘડી રડાવતા; પ્રભુ૦
સરળ ચાલતું હોય જ્યાં, ત્યાં વચમાં દો ભંગ,
સ્નેહ તોડતા કોઇનો, દો છો કોને સંગ;
શાંતિ અને સ્થિરતા ન અખંડ તમે,
વિશ્વમાં કોઇની કદી ટકાવતા; પ્રભુ૦
આમ છતાં ‘ કરુણાનિધિ ’, કહે છે સર્વ સમાજ,

---

[1] હાસ્ય કરતા.

એનો હેતુ મુજ ઉરે, એક જ દીસે આજ,
દો છો ગમે તે પણ સઉમાંથી અંતમાં,
સઉનો પરિણામ પ્રભુ! સારો લાવતા;
પ્રભુ આપ તો દયાના નિધિ તેથી કહાવતા.

---

## तत्त्वज्ञाननुं उद्‌घाटन करवा ज्ञानीने संबोधन.

પદ ૯૪

બોલો કોઇ બોલો.
બોલીને વેણ, મર્મ રહસ્યકેરા ખોલો; અરે! અરે! કોઇ બોલો.
દિવ્ય ક્રિયા આચરવા માટે, અનુભવ કહેજો બહોળો,
અધિકારીને જવાકાજ કયો રાજમાર્ગ છે પહોળો;
ગંતા[1] કોઇ બોલો, જ્ઞાતાર[2] કોઇ બોલો.
કયું શસ્ત્ર સંમુખ ધરવું જવ, મૃત્યુ મારતું ઘોલો,
શાથી બચવું સંકટસિંધુની વાગે જવ છોળો?
શાસ્ત્રો કોઇ બોલો, સંતો કોઇ બોલો.
કયું તત્ત્વ અમરત્વ અર્પતું, મર્મ ન એ કંઇ ટોળો,
બ્રહ્મલોકમાં જવાય એવી, કહો કઇ છે પોળો?
દેવો કોઇ બોલો, સાધુ કોઇ બોલો.
તનુમાં અંધારી રાત્રિમાં, કયો દિવસ છે ધોળો,
શરીરે કોણ સૂર્યની પાછળ ભ્રમે, કયો પૃથ્વીનો ગોળો ?
યોગી કોઇ બોલો, વેત્તા[3] કોઇ બોલો.
અતીતઅનાગતર સર્વ જણાવે, કયા નેત્રનો ડોળો,
જીવનદાતા ખરી વસ્તુ કઇ અને કયો છે ઓળો;
સુજ્ઞો કોઇ બોલો, પ્રજ્ઞો[4] કોઇ બોલો.
અવિદ્યાને વિદ્યાત્મિક કરવા, કોણ પાત્રે ઝબકોળો,
સુવર્ણ કરવા જીવધાતુને, કઇ વનસ્પતિ ચોળો;
સિદ્ધો કોઇ બોલો, વૃદ્ધો કોઈ બોલો.
પૂર્ણકામ થઇ સુવાય એવો, કહો કયો છે ખોળો,
મૂર્ધસ્વર્ગથી પડતી ગંગા, કયા શંભુપર ઢોળો;
ભકતો કોઇ બોલો, બોદ્ધા[5] કોઇ બોલો.

---

૧ જનાર. ૨ જાણનાર. ૩ જાણનારા ૪ બુદ્ધિમાન, પુરુષો. ૫ જેને બોધ થયો છે એવા

અનુભવી હો તો એક શબ્દ કહી, મટાડી દો આ ચોળો,
'મળશે સઘળું નરહરિ ભજતાં, જો નિજ રૂપને ખોળો,'
તો તો ભાઇ! ખોળો, તો તો બ્હેન! ખોળો.

---

## मस्त पुरुषनी स्थिति.

પદ ૯૫ ગઝલ.

ન્યારી સ્થિતિ આ વિશ્વમાં સૌથી અમો મસ્તાનની.
જ્યાં પાયવિણ ચાલી શકાયે રાહ એ મસ્તાનની.

સુખ સાહ્યબી સંપદ્ભરી ગાદી હશે સુલ્તાનની,
જે સર્વ સુખનું મૂલ તે ગાદી અમો મસ્તાનની.
બીજા ગૃહે ઉડતી મજા કંઈ સુન્દરીના ગાનની,
વાગે અનાહત નાદ તે ગુહા અમો મસ્તાનની.

ચાખે મજા શોખીન સઉ માદક ચીજોના પાનની,
જીવનતણા રસની ભરી પ્યાલી અમો મસ્તાનની.
કરતા સ્તુતિ કંઇ કંઇ જનો ગંગાયમુનાસ્નાનની,
પાણી નહિ પણ ભીની તે સરિતા અમો મસ્તાનની.

આશા ધરે આ વિશ્વમાં કંઇ કંઇ જનો સન્માનની,
સઉ માન પ્રભુમાં મૂકવું એ રીત અમ મસ્તાનની.

ધારે કુશળતા વાત કરવામાં બધા અનુમાનની,
આચારથી અનુભવ ગ્રહેવો શ્રેણી એ મસ્તાનની.
ઉપજાવતા જેમાં જનો વૃત્તિ વિરોધી ભાનની,
તેમાં સદા સમદૃષ્ટિ રહેનારી અમો મસ્તાનની.
અદ્યાપિ થઇ રહી છે નહિ જે વસ્તુ કોઇના ધ્યાનની,
તેમાં રમણ કરી રહી સદા વૃતિ અમો મસ્તાનની.

સામાન્ય ગણી જેને ઉવેખે દૃષ્ટિ આ મતિમાનની,
તેમાંહિ દૈવી તત્ત્વ જોતી દૃષ્ટિ અમ મસ્તાનની.
જાણી ન શકતા શક્તિ જે આ વિશ્વમાં ભગવાનની,
આવે ન તેની કલ્પનામાં શક્તિ અમ મસ્તાનની.

---

એનો હેતુ મુજ ઉરે, એક જ દીસે આજ,
દો છો ગમે તે પણ સઉમાંથી અંતમાં,
સઉનો પરિણામ પ્રભુ! સારો લાવતા;
પ્રભુ આપ તો દયાના નિધિ તેથી કહાવતા.

---

## तत्त्वज्ञानतुं उद्घाटन करवा ज्ञानीने संबोधन.

પદ ૯૪

બોલો કોઇ બોલો.
બોલીને વેણ, મર્મ રહસ્યકેરા ખોલો; અરે! અરે! કોઇ બોલો.
દિવ્ય ક્રિયા આચરવા માટે, અનુભવ કહેજો બહોળો,
અધિકારીને જવાકાજ કયો રાજમાર્ગ છે પહોળો;
ગંતા[1] કોઇ બોલો, જ્ઞાતાર[2] કોઇ બોલો.
કયું શસ્ત્ર સંમુખ ધરવું જવ, મૃત્યુ મારતું ધોલો,
શાથી બચવું સંકટસિંધુની વાગે જવ છોળો?
શાસ્ત્રો કોઇ બોલો, સંતો કોઇ બોલો.
કયું તત્ત્વ અમરત્વ અર્પતું, મર્મ ન એ કંઇ ટોળો,
બ્રહ્મલોકમાં જવાય એવી, કહો કઇ છે પોળો?
દેવો કોઇ બોલો, સાધુ કોઇ બોલો.
તનુમાં અંધારી રાત્રિમાં, કયો દિવસ છે ધોળો,
શરીરે કોણ સૂર્યની પાછળ ભ્રમે, કયો પૃથ્વીનો ગોળો?
યોગી કોઇ બોલો, વેત્તા[3] કોઇ બોલો.
અતીતઅનાગતર સર્વ જણાવે, કયા નેત્રનો ડોળો,
જીવનદાતા ખરી વસ્તુ કઇ અને કયો છે ઓળો;
સુજ્ઞો કોઇ બોલો, પ્રજ્ઞો[4] કોઇ બોલો.
અવિદ્યાને વિદ્યાત્મિક કરવા, કોણ પાત્રે ઝબકોળો,
સુવર્ણ કરવા જીવધાતુને, કઇ વનસ્પતિ ચોળો;
સિદ્ધો કોઇ બોલો, વૃદ્ધો કોઈ બોલો.
પૂર્ણકામ થઇ સુવાય એવો, કહો કયો છે ખોળો,
મૂર્ધસ્વર્ગથી પડતી ગંગા, કયા શંભુપર ઢોળો;
ભકતો કોઇ બોલો, બોદ્ધા[5] કોઇ બોલો.

---

૧ જનાર. ૨ જાણનાર. ૩ જાણનારા ૪ બુદ્ધિમાન, પુરુષો. ૫ જેને બોધ થયો છે એવા

અનુભવી હો તો એક શબ્દ કહી, મટાડી દો આ ચોળો,
**'મળશે સઘળું નરહરિ ભજતાં, જો નિજ રૂપને ખોળો,'**
તોતો ભાઇ! ખોળો, તોતો બ્હેન! ખોળો.

---

## मस्त पुरुषनी स्थिति.

પદ ૯૫ ગઝલ.

ન્યારી સ્થિતિ આ વિશ્વમાં સૌથી અમો મસ્તાનની.
જ્યાં પાયવિણ ચાલી શકાયે રાહ એ મસ્તાનની.
સુખ સાહ્યબી સંપદ્ભરી ગાદી હશે સુલ્તાનની,
જે સર્વ સુખનું મૂલ તે ગાદી અમો મસ્તાનની.
બીજા ગૃહે ઉડતી મજા કંઈ સુન્દરીના ગાનની,
વાગે અનાહત નાદ તે ગુહા અમો મસ્તાનની.
ચાખે મજા શોખીન સઉ માદક ચીજોના પાનની,
જીવનતણા રસની ભરી પ્યાલી અમો મસ્તાનની.
કરતા સ્તુતિ કંઇ કંઇ જનો ગંગાયમુનાસ્નાનની,
પાણી નહિ પણ ભીની તે સરિતા અમો મસ્તાનની.
આશા ધરે આ વિશ્વમાં કંઇ કંઇ જનો સન્માનની,
સઉ માન પ્રભુમાં મૂકવું એ રીત અમ મસ્તાનની.
ધારે કુશળતા વાત કરવામાં બધા અનુમાનની,
આચારથી અનુભવ ગ્રહેવો શ્રેણી એ મસ્તાનની.
ઉપજાવતા જેમાં જનો વૃત્તિ વિરોધી ભાનની,
તેમાં સદા સમદૃષ્ટિ રહેનારી અમો મસ્તાનની.
અદ્યાપિ થઇ રહી છે નહિ જે વસ્તુ કોઇના ધ્યાનની,
તેમાં રમણ કરી રહી સદા વૃતિ અમો મસ્તાનની.
સામાન્ય ગણી જેને ઉવેખે દૃષ્ટિ આ મતિમાનની,
તેમાંહિ દૈવી તત્ત્વ જોતી દૃષ્ટિ અમ મસ્તાનની.
જાણી ન શકતા શક્તિ જે આ વિશ્વમાં ભગવાનની,
આવે ન તેની કલ્પનામાં શક્તિ અમ મસ્તાનની.

---

## બ્રહ્મબુદ્ધિનું માહાત્મ્ય.

પદ ૯૬ (પતિવર્તા નારી, પાતે હૈ પતિ તગદીરસે, એ લય.)

અનુભવી જનકેરી, શુદ્ધસત્ત્વા હું બ્રહ્મબુદ્ધિ છું.
સમગ્ર વિશ્વતણી હું પોતે, પ્રણાશ૧ ઉત્પત્તિ સ્થિતિ છું.
પદાર્થ પ્રાણીમાત્રતણું મૂલ, ગત, ભાવિ ને સંપ્રતિ૨ છું,
તોએ નિત્ય નિર્વિકાર હું, નિઃસંગી રહું,
મુજમાં ન હાનિ કે વૃદ્ધિ લહું,
સર્વ સામર્થ્યમય સમૃદ્ધિ છું; અનુભવી૰
અગમ્ય જ્ઞાનસ્વરૂપા એવી, અકલ સકલ વેદશ્રુતિ છું,
સત્સંસ્કારસમન્વિત જનની, જગતવિષે હું સત્કૃતિ છું,
આદિઅન્તરહિત વિભુ હું, સઘળે વ્યાપ્ત છું,
સત્ ચિત્ આનન્દરૂપી વૃત્તિ છું,
સઘળી પ્રવૃત્તિ ને નિવૃત્તિ છું; અનુભવી૰
જે દૃષ્ટિમાં વસું હું તેને, કરાવું સૌ શુભપ્રતીતિ હું,
જે હૃદયે મુજ જ્યોતિ તેમાં, સદા સ્ફુરાવું સન્મતિ હું,
સામર્થ્યોકેરો મહાસિંધુ, બલનો રાશિ હું,
દવી અજરામરતાની જ્ઞપ્તિ છું,
પ્રાપ્તવ્યમાત્રની સંતૃપ્તિ છું: અનુભવી૰
મુજમાં જે અભિમાન વિલાવે, તેને સઘળી ઉન્નતિ દઉં,
તત્ત્વરહસ્ય બતાવી જણાવું, અદ્દ્ભુતરૂપે સંસૃતિ હું,
ગ્રહેશે કોઈ મુજને તેને જીવન દેઉં હું.
સાધી સર્વાંગ તેની શુદ્ધિ હું, કરાવીશ સર્વાર્થસિદ્ધિ હું; અનુભવી૰

---

## किं कर्तव्यम्?

પદ ૯૭. ( દઇએ અંતરની આશીષ, એ લય. )

સુખઅર્થે किं कर्तव्यम्[૩]?
જ્યાં જણાય સઘળો વિપરીત ક્રમ, જ્યાં શોકાદિનો થતો ઉપક્રમ,
તે ક્ષણ હિતાર્થ किं वक्तव्यम्[૪] કે शुभं शुभं वाच्यम्[૫]; સુખ૰
આવતી વિપત્તિ ચાલી ઠમઠમ, યમનગારૂં જ્યાં વાગે ડમડમ,

૧ નાશ. ૨ વર્તમાન. ૩ શું કરવું ૪ શું બોલવું ૫ જે શુભ શુભ હોય તે બોલવું.

તેની મધ્યે किं कर्तव्यम्? કે शुभं शुभं वाच्यम्; સુખ૦
કોઇ કાર્ય જણાય કદી દુર્ગમ, કદી આવી પડે માથે બહુ શ્રમ,
તે સમયે किं अध्येतव्यम्[1]? કે शुभं शुभं वाच्यम्: સુખ૦
જે હણે જીવત્વતણો સંભ્રમ, દર્શાવે હિતનો માર્ગ પરમ,
એવું જગમાં किं ज्ञातव्यम्[2]? કે शुभं शुभं वाच्यम्; સુખ૦
જે બંધ કરાવે શુભ ઉદ્યમ, શુણુશો ન વચન, જે નથી હિતતમ,
બીજાનું વચન किं श्रोतव्यम्?[3] જે शुभं शुभं वाच्यम्; સુખ૦
નવ માર્ગ જણાએ યોગરદમ, નવ સમર્થ હો જવ કરવા શ્રમ,
તે સમયે પણ છે किं शक्यम्?[4] જે शुभं शुभं वाच्यम्; સુખ૦

---

## तत्त्वानुभवकथन.

પદ ૯૮ (ઘરની શોભા છે ઘરવાળી, એ લય)

કોનાં મનમતિ ત્યાં તે પહોંચે, વસું જ્યાં તત્ત્વહિમાચલટોચે; કોનાં૦
અહા! પ્રશાંતિપ્રસારક આ–સ્થળકેરો પ્રભાવ શો છે?
જેમાં પ્રવેશતાં પછી કદીએ, કશાથી જન નવ શોચે; કોનાં૦
સ્વતઃ ઉઠે આનન્દની ઊર્મિ, જ્યાં ન કશાનો ભો છે,
નિરાવરણ ને નિષ્કલંક આ,—સમ સ્થલ બીજું કો છે? કોનાં૦
નવીન નવીન અકલિત સામર્થ્યો, જ્યાં ઉદ્‌ભવતાં રોજે,
પામે આવિર્ભાવ હૃદયમાં, જે બલને ઇચ્છો તે; કોનાં૦
અમાપ એવા દેશે વિહાર, કરું હું વિણ સંકોચે,
જ્ઞાન અને ઐશ્વર્ય ગ્રહું હું, જે ગુણ એમાંનો છે; કોનાં૦
સવિશેષ આનન્દ લઉં, નિરુપાધિ સ્વરૂપકેરો જે,
જે અનુભવમાટે કહી શકું ના, આવો કે તેવો તે; કોનાં૦
મેં હિમગિરિની મૂર્દ્ધગુહામાં, પડાવ નાંખેલો છે;
શેષ એક સંકલ્પ કરું જગપ્રતિ, પ્રણામ છેલ્લો છે; કોનાં૦

---

## भूलोकमां साधकोने प्राप्त थयला सद्‌गुरुश्रीनुं स्वरूपकथन.

પદ ૯૯ (જોતાં રે જોતાં અમને જડીયાં રે, એ લય.)

મળ્યા રે મળ્યા અમને અહિંઆં રે, સાચા સાધકના સ્વામી;
કળ્યા રે કળ્યા કોઇ વિરલે રે, સાધકઅંતર્યામી.

---

૧ શું અધ્યયન કરવા જેવું છે. ૨ શું જાણવા યોગ્ય છે. ૩ શું સાંભળવા યોગ્ય છે.
૪ શું બની શકે તેવું છે.

સુધાનાં નયન જેનાં હાં, માંહિ ભુરકી અલૌકિક,
રશ્મિ ઝરે જ્યાંથી દીપતાં રે; સાચા૦
લોક૧ જગાવ્યા રે હાં, જેના મોહનમંત્રે,
અણુ અણુ જીવન પામતાં રે; સાચા૦
સંશયપટ ભેદ્યા હાં, બોધશ્રવણ કરાવી,
સર્વમાં થઇ નિઃશંકતા રે; સાચા૦
સંગે લઇ ફર્યાં હાં, કર્યાં વાર્તા–વિનોદો,
આપે હસીને હસાવતા રે; સાચા૦
બાલકસમ ગણી હાં, પાળ્યાં પોષણ કીધાં,
સાથે લઇને રમાડતા રે; સાચા૦
કઠોર વચન નવ હાં, વદતા કોઇને કદાપિ,
ભાઇ કહીને બોલાવતા રે; સાચા૦
વિકલ થતાં કદી હાં, જાતા પ્રભુની સમીપે,
હૃદયશું લેઇને ભેટતા રે; સાચા૦
પ્રભુની વિવિધ લીલા હાં, આજે સ્મરતાં સ્મરતાં,
અશ્રુ નયનમાં આવતાં રે; સાચા૦
કૃતકૃત્ય કીધાં રે હાં, નિજ સ્વરૂપ બતાવી,
અંતર્ દર્શન આપતાં રે; સાચા૦
**નરહરિ** નાથના હાં, અમો સ્મરી ઉપકારો,
નૃહરિપદે આજે લેટતા રે; સાચા૦

---

## प्रजामां साहित्यनो उत्कर्ष थवा प्रभुप्रार्थना.

પદ ૧૦૦ (અજબ શી આ ઉપવનની બહાર, એ લય.)

પ્રભુ! પામો અભ્યુદય સાહિત્ય.
ખરું એનું હિત કરાવો પ્રતીત;—
સાહિત્યની છોળે આગળ વહો, જ્ઞાનતણો સિન્ધુ નિત્ય; પ્રભુ૦
તેમાંથી નીપજજો રુડાં, અનુભવમોતી અમિત; પ્રભુ૦
લહરિરૂપે જ્યાં ત્યાં વિસ્તરજો, વિદ્યાકલાસંગીત; પ્રભુ૦
એ સિન્ધુના બલપ્રદ સમીરે, સબલ બનો માનવચિત્ત; પ્રભુ૦
પામો પ્રજા સાહિત્યે માનસ—બલ આરોગ્ય ને વિત્ત; પ્રભુ૦

---

૧ શરીરના વિવિધ પ્રદેશો.

સાહિત્યસેવા છે, જ્ઞાનસ્વરૂપ આપ, કરુણાપ્રાપ્તિની રીત; પ્રભુ૦
તેના ઉદયાર્થે સઉમાં ઉંડો, આગ્રહ અપરિમિત; પ્રભુ૦

---

## सप्रेम अभिनंदन.

પદ ૧૦૧ (શ્રીપતિ જુએ ગોપાળ, એ લય.)

અભિનન્દન દઉં આજ, હૃદયથી, અભિનન્દન દઉં આજ.
વાગીશ્વરીકેરી વીણીના, સર્વ છો સુન્દર તાર,
જ્ઞાનધ્વનિ કરજો જેમાંથી, થાય સુખનો રણકાર; હૃદયથી૦
મંજુલ ને વિધવિધ ભાવાત્મક, મન મતિ કેળવનાર,
તત્ત્વપ્રદેશપ્રતિ આકર્ષે, દો એવા સુવિચાર; હૃદયથી૦
ઐક્યસહિત સ્વરને સાધી જો, વાગશે એ તન્તુવાદ્ય,
જનમંડલને જીવનદાતા, તેનો થશે દિવ્ય નાદ; હૃદયથી૦
હિન્દતણા હીરાઓ! સર્વે, પ્રકટાવો નિજ રૂપ,
જ્ઞાનપ્રભાએ દેશ સકલ આ, કરજો સૂર્યસ્વરૂપ; હૃદયથી૦
ભારતતરુનાં મધુરાં ફૂલ છો, તૃપ્તિરૂપ ગુણયુક્ત,
પ્રસરાવી નિજ સુગુણ પ્રજાને, કરો ક્ષુધાથી મુક્ત; હૃદયથી૦
અભિનન્દન દેતાં અંતરમાં, આનન્દ વાધે આજ,
આર્યોન્નતિની મોટી ઉંડી. આશા છે તમમાં જ; હૃદયથી૦

---

## परमात्मविभूतिप्रति आरम्भक जयध्वनि.

પદ ૧૦૨ (પ્રભુ સચ્ચિતિસુખસાગર છો, એ લય.)

જય જય પરમાત્મવિભૂતિ! સાધક સઉ આરાધતા,
અગમ્યપટમાંહિ વિરાજો, જગજીવનું હિત સાધતા.
ત્યજી બંધો, આજ રમતા તત્ત્વમાં,
સૂર્યસમા ગગને વિલસી, તિમિર હૃદયનું બાધતા; જય૦
આપ રશ્મિરૂપ સૂત્રનો, ગ્રહી સંબલ આધાર,
કરીએ આજ નૃહરિવિષે, મનમતિ એકાકાર,
આપ પ્રભુરૂપ સ્પર્શી પામીએ પ્રભુત્વને; અગમ્ય૦
મર્યાદિત છે શક્તિઓ, આ અંતરની માંહ્ય,

અમર્યાદ તેને થવા, ગ્રહીએ આપની સહાય,
ટાળીને જીવત્વ આજ, પામીએ વિભુત્વને; 　　અગમ્ય૦

## स्वागतम्.

**પદ ૧૦૩** (વિણગુરુ અન્યથી તરી શકે જીવ —એ લય.)

પ્રભુની કૃપાના પાત્ર બંધુ! 　**स्वागतम् स्वागतम्.**
એકત્ર થઇ તત્પર થયા છો, સેવવાને સદુદ્યમ,
છે તે સમસ્ત સ્વજનસમૂહને, **स्वागतम् स्वागतम्.**
જેનું ગલિત થયું છે પ્રભુમાં, સર્વભાવવડે અહમ્,
તેને પ્રભુરૂપ માની દઇએ, 　**स्वागतम् स्वागतम्.**
છે સાધી જેણે ચિત્તશુદ્ધિ, સેવી સાધન યમનિયમ,
નિર્મલસ્વરૂપ તે બન્ધુઓને, 　**स्वागतम् स्वागतम्.**
તત્ત્વાનુભવ થાવા સદા જે, સેવતા દૃઢ સુસંયમ,
સત્સાધનાભ્યાસી તમોને, 　**स्वागतम् स्वागतम्.**
જે અહોરાત્ર કરી રહ્યા છો, ઉન્નતિ કરી પરિશ્રમ,
તે ઉગ્ર પુરુષાર્થી વીરોને, 　**स्वागतम् स्वागतम्.**
જેને નિરન્તર સિદ્ધ છે, સત્ચિન્તનાદિકતણો ક્રમ,
તેવા તમો શુભચિન્તકોને, 　**स्वागतम् स्वागतम्.**
ગુરુશુશ્રૂષાના બળે સિદ્ધિમાત્ર તમને છે સુગમ,
તમસમ સુમંગળકારી જનને, **स्वागतम् स्वागतम्.**
ઉદ્યત થયા પ્રભુ છાયનીચે જેહ ગ્રહેવા હિત પરમ,
તે સર્વને શુભભાવપૂર્વક 　**स्वागतम् स्वागतम्.**

## मढूलीमां निमंत्रण.

**પદ ૧૦૪ ગઝલ.** (જગતના નાથને જોયાવિના૦ એ લય.)

પ્રભુને પ્રાણથી પ્યારા! પધારો આ મઢૂલીમાં,
પધારો આ મઢૂલીમાં, થઇને સ્નેહની ગલીમાં; 　પ્રભુને૦
હૃદયની કામના નીઠી, પ્રભુની મૂર્તિઓ દીઠી,
સર્વ છો રત્નની વીંટી, ધારવાયોગ્ય અંગુલીમાં; 　પ્રભુને૦
કરું આતિથ્ય હરખીને, નહિ પકવાન્ન પીરસીને,
હૃદયનો ભાવ નિરખીને, થજો સઉ રાજી ચુલીમાં; 　પ્રભુને૦

ન પાત્રો ચાંદી સોનાનાં, કંઇ પ્રસાદ દેવાનાં,
હૃદયના થઇ સઉ દાના, સ્વીકારી લો દડૂલીમાં; પ્રભુને૦
નથી તકીઆ અને ગાદી, નથી આરસતણી લાદી,
મળે જાજમ ન પણ સાદી, રીઝાજો બેસી ધૂલિમાં; પ્રભુને૦
પીવાને પાણી, મુજ વહાલા! નથી રમણીય કંઈ પ્યાલા,
ભાવને નિરખવાવાળા, પીજો માટીની ચડુલીમાં; પ્રભુને૦
તમારે યોગ્ય તો કાંઈ, કદી આતિથ્ય થવું નાહિ,
તથાપિ પ્રેમથી ભાઈ! ચરુ માનો ધડુલીમાં; પ્રભુને૦
હૃદયઔદાર્ય દર્શાવી, સ્નેહનું નીર વર્ષાવી,
સ્વલ્પમાં પૂર્ણતા લાવી, સ્વીકારો સિન્ધુ અંજલિમાં; પ્રભુને૦

---

## अन्यमां दोषदर्शन त्यजीने सर्वमां सद्गुण जोवाने बोध.

પદ ૧૦૫ ( મૂરખો ગાડી દેખી મલકાયે.—એ લય. )

પારકાને કહેતો જે પાઘડી બળે છે, ન જોતો જે રેલો તો તારી તળે છે.
બીજાના દોષતણી વાતો કહેવાને, તારી તો જીભ વવળે છે,
( પણ ) જે દોષતોક૧ તું બીજામાં જોતો, તેવી તો તારે ગળે છે રે; પાર૦
બીજાને માટે તું કહેતો જે 'એના તો, આચારે ભ્રષ્ટતા ભળે છે,'
એની આચારે, તો તારી વિચારમાં, એની એ લોથો વળે છે રે; પાર૦
(તું ) ચોપડીઓ વાંચે તેથી તું બીજાને કહે, 'એ તો અજ્ઞાને સળે છે,'
વિજ્ઞાતણા ઉચ્ચ અનુભવમાં તો, તારુંએ મીંડું વળે છે રે; પાર૦
કોઇને કહેતો જે 'તું તો જડેલો, બૈરીકેરી સાંકળે છે,'
ત્યારે તું તો ગોવાંજેવો થઈ રહે, મોટા અધિકારીઆગળે છે રે; પાર૦
'પેલો તો પૈસાનો દાસ થઇ પૈસાને કાજે અખંડ ટળવળે છે,'
એમ કહે, તો તારી કીર્તિની લાલસાનો, લોભ તારો કયારે ટળે છે રે; પાર૦
કહેતો જે 'પેલો બીચારો તો ચિન્તાથી, રાત ને દહાડો જળે છે,'
તારામાં જોઇશ તો તુજને જણાશે જે, ક્રોધથી તું નિત્ય પ્રજ્વળે છે રે; પાર૦
ડાહ્યો થઈને તું કહે છે 'અમુક તો, હિતનું વચન ન સાંભળે છે,'
ત્યારે તું તારા કર્તવ્યપંથે, જાવાને કયાં નીકળે છે રે; પાર૦
કે'તો તું અન્યને જે 'તું તો નિરન્તર, કલ્પનાને ઘોડે પળે છે,'
કેટલીએ મિથ્યાભ્રાંતિના આમળા, તું એ કયાં ઓછા આમળે છે રે; પાર૦

---

૧ દોષની બેડી.

આવી રીતે તારી દૃષ્ટિ બીજાના, દોષો જોવામાં ઢળે છે,
દોષનો વિચાર જો કરીશ તો જણાશે જે, તેમાં તુમાં સઘળે છે રે; પા૨૦
માટે તું સૌમાંથી સદ્‌ગુણને શોધી લે, લાભને તું જેથી રળે છે,
નિર્મળ દૃષ્ટિથી તું જોઇશ તો જણાશે જે, સદ્‌ગુણ તો સઘળે સ્થળે છે રે; પા૨૦

---

## अन्तरमां विविध प्रसंगे सत्य स्फुरणरूप घंट वगाडवा श्रीइष्टने विज्ञप्ति.

પદ ૧૦૬ ( કહું મન કેટલું, એ લય. )

ઘંટ વગાડજો, મોરા મન્દિરના માલિક!
મોહતણી નિદ્રાથી જાગી,
થવા કર્તવ્યે જાગ્રત્ અધિક; ઘં૦
ભય ભાસે તવ ચેતવવા જે,
ઘણી છો આપ સમર્થ નજીક; ઘં૦
કલેશ મૃત્યુ શોકાદિક પીડે,
હૃદયથી હણવા એની બીક; ઘં૦
સર્વ ઉધાર થતું જવ લાગે,
જણાવવા આપ ઉરે છો સીલીક; ઘં૦
વિષયાદિક ચિંતન ઉઠતાં ઉર,
વૃત્તિને જોવા આપ પ્રતીક૧; ઘં૦
વિશ્વવિષે પ્રભુ! પમાડવાને,
સુખો આ ઐહિકઆમુષ્મિક૨; ઘં૦
સત્ય જ્ઞાન થવા મુજ ઉરમાં,
વર્ણ્યું જે શબ્દે સાંકેતિક; ઘં૦
આપ સ્ફુરણરૂપ ઘંટ વગાડો,
ઉરે બળ વધવા આધ્યાત્મિક; ઘં૦
મુજ ઉર નરહરિ! જ્ઞાનસ્ફુરણધ્વનિ,
ગાજી રહેવાને સદા નખશિખ; ઘં૦

૧. મૂર્તિ, રૂપ. ૨ આ લોકના અને પર લોકના.

---

## आंतर शांतिनो अनुभव करवा सुबोध.

પદ ૧૦૭ ( મરછી પ્રભુની પ્રમાણે બને છે, એ લય. )

પરમ શાન્તિની આ જુઓ રેલ જાતી, કહો કોણ વૃત્તિ મહિં ઝંપલાતી ?
વિવિધ જાતિની છે લહરિ એ નદીમાં, નથી જેહની કાંઇ સામર્થ્યસીમા;—
શરીરના વિવિધ વ્યાધિઓને નિવારે, કદી બેસી જો ન્હાય શાન્તિકિનારે;—
કરે શુભ અંતર નિવારી વિકારો, મહિં જો કદી ડુબકી એક મારો;—
પ્રકટ આત્મદીપ્તિ થતી તેહમાંહિ, પરમ શાન્તિમાં જે રહે નિત્ય નાહી;—
વહે આંગણે એ નથી કાંઇ છેટી, હૃદયમાં જુઓ બાહ્ય વૃત્તિ સમેટી;—
હૃદયપદ્મઅભ્યંતરે મધ્યમાંહિ, પરમ શાન્તિકેરી લહરિ છે છવાઇ;—
ગુરુમંત્રથી શબ્દવૃત્તિ જગાડો, પછી લક્ષણાવૃત્તિ અંતર લગાડો;—
જુઓ ત્યાં વહંતા સુશાન્તિપ્રવાહો, શમાવે ત્રિતાપોતણા સર્વ દાહો;—
આલૌકિક જીવન તદા થઇ રહેતું, યદા ચિત્ત શાન્તિતણું ભાન લેતું;—
સ્મરી શ્રીહરિ છેદી જીવત્વભ્રાંતિ, લહો બંધુઓ! આ પરમ શાંતિ શાંતિ;—

---

## इष्टसंयोगिनी वृत्तिनलिनीनो अनुभव.

પદ ૧૦૮ ( મોહનવિરહે આલિ, એ લય. )

રસિક નલિની, આંહિ હું ડોલંતી ખીલું,
આંહિ ન્યાળી હું ચંદ્ર શૃંગારે ઝીલું; રસિક૦
ધવલ રશ્મિ શુભ્રાંશુએ, પ્રેરી મુજ ઉરમાંહ્ય,
પછી અમૃતરસને સિંચી, રસબસ કરી મુજ કાય,
હર્ષ ઉલટયો, અંગ મસ્ત બન્યું જે હતું ઢીલું; રસિક૦
ઉભયવિષે ઉરથી અતિ, જાગ્યો દૃઢ અનુરાગ,
ભક્તિરસ મુજ નયનથી, ગ્રહે જોઇ એ લાગ;
નવ સ્પર્શે, હાવે કામબાણ ડંસીલું; રસિક૦
દિવ્ય પ્રેમરસ ઉભયનો, એક બીજાની માંહ્ય,
આકર્ષાઇ જતાં સદા, અનંત જીવન લહાય,
એવું ચૈતન્યરૂપ થયું યુગ્મ રંગીલું; રસિક૦
પિયુ હરખે નિરખી મને, પિયુથી હું હરખાઉં,
અદ્ભુત યોગાનંદનો, શો અનુભવ હું ગાઉં;
તેહ કથતાં, મુખડું પડી જાય છે વીલું; રસિક૦

---

## संयमांजन आंजवा मनने सुबोध.

પદ ૧૦૯ ( સંતન મનભરીયાં મળજો રે, એ લય. )

અંજન મન! અંતર આંજી, તું નિત્ય નિરંજન ન્યાળ,
નયનથી નિત્ય નિરંજન ન્યાળ.
અંધપણાનું બંધન ત્યજવા, મલભંજન પ્રભુ સેવ,
મનરંજન ભયભંજન પ્રભુ એ,
રહ્યા હૃદય તુજ રાજી; તું નિત્ય નિરંજન ન્યાળ;—
લેશ ન અંતર છે અભ્યંતર, તુજમાં તુજ પ્રકાશ,
નિરખ નિરંતર મંત્ર જપીને,
દેખાતાં વાર ન થાશે ઝાઝી; તું નિત્ય નિરંજન ન્યાળ;—
થાય બહિર્મુખ જેમ જેમ તેમ, પડળ અધિક બંધાય,
અંતર્મુખ થાતાં આવરણો,—
ટળતાં, પલટાશે તારી બાજી; તું નિત્ય નિરંજન ન્યાળ;—
તેજતમપટ ભેદી તું જેમ જેમ આગળ આગળ જઇશ,
પરિણામે નરહરિપદ પામી,
તેમાં તું રહીશ અખંડ વિરાજી; તું નિત્ય નિરંજન ન્યાળ;—

---

## इष्टसंयोगिनी वृत्तिना विविध अनुभवो.

પદ ૧૧૦ ( એક સાંજસમે હું ઝરૂખે. એ લય. )

કોઇ એક સમે મારા પ્રેમી પતિએ, હું પર પ્રેમદૃષ્ટિ પસારી હતી,
મને ત્યારથી ચેટક લાગ્યું કંઇ જે હું, પ્રેમવિના કંઇ જોતી નથી.
કોઇ એક સમે મંજુલ સ્વરથી, મને મંત્ર કહ્યો કંઇ ગુપ્ત અતિ,
મને બોધ થયો જેથી ત્યાર પછી કાંઇ, બ્રહ્મવિના હું જોતી નથી.
કોઇ એક સમે મારા મસ્તકઉપર, હસ્ત મુકયો પ્રભુએ પ્રેમથી,
તાપમાત્ર મટ્યા હું ત્રિલોકમાં ત્યારથી, શાંતિવિના કંઇ જોતી નથી.
કોઇ એક સમે મને હૃદય લઇ, પતિએ કહ્યું તું છે સાચી સતિ,
એ વિશ્વાસવચન શુણાવ એ, પછીથી કંથવિના કંઇ જોતી નથી.
કોઇ એક સમે મેં પ્રભુચરણે, મૂકી દીધાં મારાં મન ને મતિ,
અતિ નિશ્ચિન્ત થઇ અને ત્યાર પછી, હું સુખવિના કંઇ જોતી નથી.
કોઇ એક સમે મેં ઉમંગવડે, અતિ પ્રેમે જઇને ભેટ્યા પતિ,
થઇ એકરૂપે ત્યારથી રસિલાથી હું, એકતાવિણ કંઇ જોતી નથી.

---

## पुनरागम्यताम्.

પદ ૧૧૧ ગઝલ.

ઉંચાં ઉંચાં સુખ પામવાને, બંધુ ! पुनरागम्यताम्.
પ્રભુપ્રાપ્તિકેરે પંથ વળવા કાજ, पुनरागम्यताम्.
છોડી વિનાશી વસ્તુકેરી પ્રીત અંતરથી તમામ,
અવિનાશી પદમાં પ્રીત ધરવા, બંધુ! पुनरागम्यताम्.
જગના ઉપાધિથી થઇને મુક્ત, લેવાને વિરામ,
આત્મા તથા તનમનની પુષ્ટિકાજ, पुनरागम्यताम्.
જે આવું કે તેવું નથી, જેને નથી કંઇ રૂપ નામ,
તેવા અગમ્ય સ્વરૂપઅનુભવઅર્થ, पुनरागम्यताम्.
છે શાંતિ, તૃપ્તિ, ઉન્નતિ પ્રાપ્તવ્યનું જે પરમ ધામ,
તેવા ગગનગામી થવાને, બંધુ! पुनरागम्यताम्.
આનંદની વૃદ્ધિ થવા વળી સિદ્ધ થાવા વિહિત કામ,
આપે હસીને હસાવવાને, સર્વ पुनरागम्यताम्.
ઉત્સાહ વધવા, પ્રેમ અક્ષય વધારવા સાધકલલામ !
ઉરમાં ઉમંગ વધારી વહાલા બંધુ ! पुनरागम्यताम्.
હર્ષે પુનઃ દર્શન થતા પર્યંત માની લો પ્રણામ,
સત્વર સુમંગલ કાર્યઅર્થે, બંધુ! पुनरागम्यताम्.

---

## ब्रह्मदर्शन.

પદ ૧૧૨ ( શીષ નામું, શીષ નામું—એ લય. )

બ્રહ્મ ભાળું, બ્રહ્મ ભાળું,
સુખમય, ચિતિમય, વિભુમય, શુભમય, સન્મય,
સકલ અકલમય, દ્યુતિમય;—
    આરંભે કરી ઉર પ્રતીતિ,
    વિસ્તૃતતા ક્રમથી વાધીઅતિ,
    જેનો પરિણામે આદિ ઇતિ—
    લહી ન શકતાં, થઇ રહું તન્મય;—

---

## अभिनंदन.

**પદ ૧૧૩.**

અભિનંદન દઇ આલિંગન,
કરૂ પ્રભુમય ગણી સાધક જને !
આવો પધારો દ્વાર, પ્રભુની કૃપા અપાર–
પામે સઉ નર ને નાર, કરીને પ્રભુચિંતન;—
સર્વોત્તમ હિત સધાઓ, ધ્યેયની પ્રતીતિ થાઓ,
સદ્‌ગુરુજયજય ગજાવો, કરીને પ્રભુવંદન;—
ઉન્નતગિરિશૃંગઉપર, ખટખટ ચઢો થઇને નિડર,
ગ્રહ્યો સદ્‌ગુરુશ્રીએ કર, ધરશો નવ સ્પંદન૧;—
પામો સર્વત્ર અભય, આજ થાઓ નરહરિમય,
માનો થયું નિઃસંશય, જીવપદઉલ્લંઘન;—

---

## वृत्तिरूप गौनुं रक्षण करवाने आववा गुरुगोपने निमंत्रण.

**પદ ૧૧૪ મહાડ.**

મારી ગાયોના ગોવાળ, હાવે વહેલો આવજે.
વિણ ગોવાળે ગાવડીર રે, ઝુરી ઝુરી મરતી જાય,
દેખતી નથી માલિકને તેથી, ચારો ધાન્ય ન ખાય; હાવે૦
તે પશુને મન સાલતો રે, તારો વિરહ અથાગ,
જેને તારી ઓથ હતી ને, સ્વભાવથી જે રાંક; હાવે૦
પાલક થઈ તું સર્વની રે, રક્ષા કરતો નિત્ય,
પણ જેણે જાણ્યું ન એ તેને, કયાંથી તવપર પ્રીત; હાવે૦
૩ કંઈકિંઈ તો ઉન્મત્ત થઇને, સામે થાવા જાય,
કાં જે પ્રકટ અંકુશ ન તારો, તેને કયાંહિ જણાય; હાવે૦
પણ (તે) ન પીછાણે તુજને રે, જાણે ન તુજ સામર્થ્ય,
નિજ ઉન્મત્તપણાને લઇને, સાધે નિજ અનર્થ; હાવે૦
મારકણી બનવામાં માને, એ પોતાને બલિષ્ઠ,
દુર્મતિઆવેશે ન વિચારે, અનિષ્ટ ને શું ઇષ્ટ; હાવે૦
નિયમન કરવા તેમનું રે, કરજે તુજ હોકાટ,
સદ્ય પ્રકટ થા ધરી, કાઢી તે, ધાબળીકેરો ઠાઠ; હાવે૦

---

૧ થરકવું. ૨ સદ્‌વૃત્તિ, ભક્તિમયી વૃત્તિ. ૩ મલિન વૃત્તિ.

ઉપરથી મારકણી છતાં પણ; એ પણ આખર ગાય,
તુજ હોકારો થાતાં તત્ક્ષણ, નિશ્ચય એ દબી જાય; હાવે૦
ઉંચા મુખ કરી વાટ જુએ છે, આ મુજ ગૌસમુદાય,
ગોપસ્વરૂપ ધરી તે પ્રતિ ફર, વેગવતા તુજ પાય; હાવે૦
અન્ય સ્વધર્મ તું ત્યાગીને પણ, હણવા વિરહપરિતાપ,
આવ, નહિ તો તુજને લાગશે, ગૌહત્યાનું પાપ ! હાવે૦

---

## शंका तथा उत्तर.

પદ ૧૧૫ (છું હું ચેલો નૃસિંહગુરુનો, એ લય.)

**शंकाकार:** તમે તો થઇ ફરોછો બંકા, પણ હું પૂછું એક શંકા.
**शंका:** નિંદાકેરા શબ્દ શુણો છો, કહો શી સ્થિતિએ રહીને ?
**उत्तर:** નિંદાસ્તુતિના શબ્દ શુણું હું, સ્વમસ્થિતિમાં જઇને; તમે૦
**शंका:** કેવી રીતે સમય ગાળતા, વિપત્તિ ને ચિંતામાં ?
**उत्तर:** વિપત્તિકેરો સમય વિતાવું, ઉંઘી ગાઢ નિદ્રામાં; તમે૦
**शंका:** દુઃખકલેશનો અગ્નિ તમપર, પડવા દો છો ક્યારે ?
**उत्तर:** દુઃખાગ્નિને પડવા દઉં છું, સ્નાન કરું હું જ્યારે; તમે૦
**शंका:** વિવિધ વેદનાકેરાં પુષ્પો, કહો સુંઘો છો ક્યારે ?
**उत्तर:** તમે કહો તેવો પરિમલ લઉં, કુંભક કરતો ત્યારે; તમે૦
**शंका:** બીજાને કટુ વચન શુણાવો, કહો શી રીતે કહીને ?
**उत्तर:** જે કંઇ કડવું કહેવું હોય તે, કહું હું મુગો થઇને; તમે૦
**शंका:** જેહ તમારું કરે અહિત તેને તો શું સંભળાવો ?
**उत्तर:** કહું: 'એથી જો તમ હિત થાતું, ભલે તેમ તો થાઓ: તમે૦
**शंका:** શત્રુ સંમુખ આવ્યે, યુદ્ધ કરો શી રીતે કરીને ?
**उत्तर** તેનું મસ્ત મુજપર ધરીને, મુજ તેના પર ધરીને[1];
**शंकाकार** તમે છો ખરેખરા બંકા, વાગશે દશદિશમાં ડંકા.

---

## सद्गुरुप्राप्त साधकना आनंदोद्गार.

પદ ૧૧૬ (હાં રે હુતો જાગી રે, એ લય.)

જોઇ ગુરુરાયા રે ગુરુરાયા,
આજ માનું, સર્વાર્થ મારા સધાયા રે; ગુરુ

[1] તેનામાં મારો ભાવ આરોપીને અર્થાત્ તેમ થતાં યુદ્ધ થઇ શકતું નથી.

જન્મમૃત્યુઆદિ વિકારો વિરામ્યા,
હાં રે ગુરુ જોતાં અજરામર થઇ કાયા રે;—
ગુરુબોધકેરું અંજન નયને આંજ્યું,
હાં રે જેથી મારે જોવી મટી માયા રે;—
વાધું હું તો વિદ્યુત્વેગે ગગનમંડલે,
કાં જે મેં તો ગુરુતણા ચરણોને સાહ્યા રે;—
આજ મારો મલમાત્ર નિવૃત્તિ પામ્યો,
કરણમાત્ર આનંદઅબ્ધિમાં નાહ્યાં રે;—
આજ ગુરુચરણામૃતપાન કર્યું પ્રીતે,
જેથી મારાં તત્ત્વો પ્રભુથી સંધાયાં રે;—
એક પણ તત્ત્વ વહે પ્રભુથી ન ન્યારું,
જેથી મારી ક્રિયામાં પ્રભુના અંશ છાયા રે;—
કેવળ એ ભાનવડે સર્વ ક્રિયા સેવું,
જેથી મને બંધન ન ક્યાંહિ જણાયાં રે;—
આનંદે આવેશમાં આજ આવી,
હાં રે શુદ્ધ હૃદયે મેં ગુરુગુણ ગાયારે;—

---

## प्रभुनी सृष्टिमां प्रसन्नतापूर्वक रहेवुं उचित छे.

પદ ૧૧૭ (આ શાં દેવળ એ લય.)

મારે રાખવું ઘટતું નિશદિન મુખ મલકાતું રે,
હશે ઇતરની સૃષ્ટિમાંહિ, દુઃખક્લેશમરણાદિક સ્થાયી,
આ જગ તો પ્રભુનું મન્દિર કહેવાતું રે;　　મારે૦
જેનો છે જગદીશ્વર શિલ્પી, તેમાં વિકારભાવ હું કલ્પી,
કરીશ હું ન વદન કદીએ કરમાતું રે;　　મારે૦
પ્રભુની સૃષ્ટિવિષે હું મહાલું, તો પછી દીન બની કેમ ચાલું,
હૈયું રાખીશ હરઘડી હું હરખાતું રે;　　મારે૦
દૃષ્ટિવિષે દિવ્યાંજન આંજી, પ્રભુમય જોઉં બધી જગબાજી,
સઘળું સુખસન્મયતાથી સોહાતું રે;　　મારે૦
હૃદયવિષે હૃષીકેશ વિરાજે, કેમ પછી તે તાપથી દાઝે,
તૃપ્તિથી રાખવું ઘટતું છલકાતું રે;　　મારે૦
હું તો ગણાઉં પ્રભુની પ્રતિમા, પ્રભુત્વની મુજને ક્યાં સીમા,
મસ્તીમાં મહાલે મુજ મન મદમાતું રે;　　મારે૦

પ્રભુની કક્ષામાં રહેવાને, સર્વાંશે પ્રભુરૂપ થવાને,
કરીશ નિરંતર અંતર ગુરુગુણ ગાતું રે; મારે૦
નરહરિ પ્રભુ છે પ્રસન્ન જેવા, મુજ અંતરને દઉં પટ તેવા,
સદ્‌ગુરુસ્વર્ણે રસી, કરું ઉર ઝળકાતું રે; મારે૦

## પોતાનું જ કર્તવ્ય સાધવા સુબોધ.

પદ ૧૧૮ ( વૈષ્ણવ પ્રાણથકી મને પ્યારા, એ લય. )

**સુજ્ઞ**—ભાઇ! તું શું કરે બેસી હેઠા રે,
**મંદમતિ**—આમળા વાળું છું બેઠા બેઠા.
પેલો તો ધર્મનો ઢોંગ કરે ને, ખોટો ઉપદેશ પેલો દેતો,
તો પછી લોક તેની પાસે કાં જાતા, વિચારું છું ઉર એ તો રે; આમળા૦
પેલાની નાની અવસ્થા છે માટે, તેનું જે પેલો કે'તો'તો,
એના એ દોષ છે સાચા કે ખોટા, એહ વિચારી જોતો'તો રે; આમળા૦
અમુક સારા લેખ લખે છે, સાંભળ્યું છે એમ મેં તો,
પણ એ શેમાંથી ઉતારો કરે છે, વિચારું છું હું તે તો રે; આમળા૦
એક વખત એક મિત્રને ત્યાં જતાં, બોલાવ્યો ન એણે મને તો,
માટે જાણું જે એહ હવે મને, અંતરથી હલકો ગણે તો રે; આમળા૦
તત્પરતા ધરીને પેલો તો, કોઈ કંઈ આપે તે લેતો,
'પરમાત્માં તેનું ફ્લ આપો', પછી એમ કેમ તે કે'તો રે; આમળા૦
ઉપરથી મીઠું મીઠું બોલે પેલો, પણ ઉરમાં એ કેમ રે'તો,
પેલો જેને તેનું ભુંડું કહે શીદ, એહ વિચારે હું વહેતો રે; આમળા૦
જેને તેને પેલો સારું કહ્યા કરે, એ પણ ગોટાળીયો છે તો,
એમ કરી શો એ કરતો પ્રપંચ હશે, એનો મર્મ હું ગ્રહેતો રે; આમળા૦
પેલો તો અંધશ્રદ્ધાથી અમુકની, અધીનતા વૃથા સહેતો,
વિચારું છું ઉર પેલો ફરે કેમ, શઠજેવો થઈ મહેતો રે; આમળા૦
**સુજ્ઞ**—શા સુખકાજે, વળઉપર વળ, આવા તું મિથ્યા વાળે તો,
શું અમૃતરસ મળશે તને ભાઈ, વિષવલ્લીને ગાળ્યે તો રે; ભાઇ૦
શુભ ફળ તો ભાઇ! તુજને મળશે, શુભ બીજ જો તું વાવે તો,
માટે તુજ હિતના પંથે વળ, નહિ તો થાશે ફજેતો રે; ભાઇ૦
અન્યનું ચિંતનમાત્ર ત્યજીને તુજને થાને તું જોતો,
સદ્‌ગુરુસાને સમજી વહે ઝટ, જો શુભ તારું ઇચ્છે તો રે;
ભાઇ! તુજ કર્તવ્ય કર બેસી હેઠો.

## तत्त्वारूढ पुरुषनुं स्वरूप.

### પદ ૧૧૯ રામગ્રી.

તત્ત્વારૂઢ પુરુષ! તને, વિશ્વે છે ધન્ય ધન્ય,
અકલ્પ્ય છે સ્થિતિ તાહરી, તું છે પ્રભુથી અનન્ય;—
કોઇની ઉપમા તુજને, કદી દઇ ન શકાય,
તુજસાથે સરખાવતાં, સઉ નિકૃષ્ટ લહાય;—
આકાશ જો કે વિશાળ પણ, તેમાં વાદળ થાય,
રાગદ્વેષાભ્રવિણ તુજ, હૃદયાકાશ લહાય;—
સમુદ્રમાં પણ થાય છે, અતિ ક્ષોભ ને ક્ષાર,
પણ શાંતિ ને મધુરતાનો, તું છે પારાવાર;—
મેરુ પણ કદી ડોલતો, પણ અંતર તુજ,
ડોલાવ્યું ન ડગી શકે, એવું સુદૃઢ બહુ જ;—
જેના મનનો છે થયો, પૂર્ણ અમનસ્ક ભાવ,
પ્રભુ પણ શસ્ત્ર ન ઘડી શકયા, જે દે તુજને ઘાવ;—
શું નિર્મલતા સ્ફટિકની, તુજ મતિની સમીપ,
તુજ પ્રતિભાજ્યોતકારમાં, ઝાંખા કોટિ દીપ;—
(તુજ) દૃષ્ટિસમીપ ભજવાયા કરે, સૃષ્ટિનાટ્યનો અંક,
પણ કેવલ નિઃસંગી ને, રહે તું નિષ્કલંક;—
જેની શ્રદ્ધાની શુભ્રતા, ચન્દ્રને આંટી જાય,
કોઇ પ્રકારના વાદળે, જે ન કદીએ છવાય;—
નમ્રતા લેશ ભરી નથી, નવનીતનીમાંહ્ય,
જેટલું તારું હૃદય મૃદુ, સારલ્યે સોહાય;—
અવધિરહિત નિષ્ઠા તુંમાં, જે ન મુખથી કથાય,
અનવધિ અહિત જુએ છતાં, તુજ હિતબુદ્ધિ ન જાય;—
મહા મનોહર રાજતો, જેમાં ચિત્તપ્રસાદ,
જેમાં અખંડ જ ઉઠતો, નિજ સ્વરૂપાહ્લાદ;—
આભા તુજ પ્રેમજ્યોતિની, કદી ઝાંખી ન થાય,
જેમ જેમ વિસ્તૃત કરે, તેમ તેમ અધિક પ્રસરાય;—
માહાત્મ્ય શું વાણી વર્ણવે, જેનું સ્વરૂપ અનંત,
અનુભવ એનો જેણે કીધો, એક જ તે વિશ્વવંદ્ય;—

---

## विकलताप्राप्त साधकनी विकलतायुक्त प्रार्थना.

પદ ૧૨૦ ( પ્રભુ પ્રજાની દાદ દિલ ધરજો ધણી. એ લય. )

હું તો થાકયો હવે કેમ કરવું મારે,
પ્રભુ શુણતા ન વાત મારી જ્યારે રે; હાવે૦
નીચે વાત મારી શુણતો ન પથ્થર,
અને શુણતા નથી તમે ઉપર,
મને સરખા જણાઓ આ વારે રે; હાવે૦
અહિં ભીંતને આંખ નથી હોતી,
ઉપર આપની પણ દૃષ્ટિ ન જોતી,
સુધાદૃષ્ટિ ઢાળી કોણ મને ઠારે રે; હાવે૦
અહિં બોલતાં ન આવડે કર્દમને[1],
ઉપર વાણી જણાતી નથી તમને,
કોણ ( મને ) ધૈર્ય દેશે બોલી વારેવારે રે; હાવે૦
અહિં વૃક્ષ નથી સાંભળતું કાંઇ,
ઉપર આપ પણ કાંઈ શુણો નહિ,
જાણું ઉપરના વૃક્ષ હશો ત્યારે રે; હાવે૦
ભલે જોશો ન બોલશો કે શુણશો,
પણ માત્ર એક કામ મારું કરશો,
નહિ તો બધું કુટાશે અંધારે રે; હાવે૦
તમે વૃક્ષમાંથી નાથ ! કાષ્ઠ થાજો,
તેની નૌકા પ્રભુ ! બની જાજો,
પછી લાવો મને ભવસિન્ધુઆરે રે; હાવે૦

---

## वालकनी विज्ञप्ति.

પદ ૧૨૧ ( શ્રદ્ધા સકલ સુખમૂલ છે,એ લય. )

બાલકની શુણજો વિનતિ, મુજમાં નથી લાંબી ગતિ.
સાકરથી મીઠું સુખ દીયો, ફળથી મીઠી વાણી દીયો,
દુધથી મીઠી ભક્તિ દીયો, મધથી દીયો મીઠો મતિ; બાલકની૦
રુડાં રમકડાંથી મને, રુડું હૃદયબલ દો અને—
આવી રહો મારી કને, (જેથી) સુધરું કરી તમ સંગતિ; બાલકની૦

---

[1] કાદવને.

પિતુથી અધિક પાલન કરો, માથી અધિક લાલન કરો,
તમ હસ્ત મુજ મસ્તક ધરો, વિદ્યા લહું જેથી અતિ; બાલકની૦
સુખી થાય મારા બંધુઓ, શી રીતે તે હું ન જાણતો,
આણી કૃપા મુજપર પ્રભો! એટલું કરો મારી વતી; બાલકની૦

## આડંબરધારી મનુષ્યોની પ્રવૃત્તિનું શ્રીઇષ્ટને કથન.

પદ ૧૨૨

ગુરુ! આવો તો કંઇ કંઈ બતાવું! હું કંઇ કંઇ બતાવું,
ક્યાંહિ જોયું હશે ન તમે આવું.
વહાણુમાં આપને જ પૂજ્યા'તા જેણે,
અત્યારે જુઓ કેવો વેષ ધર્યો તેણે,
જાણે આપથી દૂર સો ગાઉ; ગુરુ૦
આપને મુખે 'આપ સર્વશક્ત' કહે છે,
પાછળથી એ જ પેલો જુઓ શું બોલે છે,
'ન વે'વારે એમનાથી કાંઇ થાવું'; ગુરુ૦
આપને મુખે એ તો સારું સારું બોલે,
આપનું વચન સાંભળીને વળી ડોળે,
(પણ) માને મનથી જે મસકો લગાવું; ક્યાંહિ૦
'આપ તો છો દાતા' મુખે કે' એવું તે,
અન્યની નિકટ જઇ કહે: 'એ તો ધૂર્ત',
જાણે એક બીજાને હું લઢાવું; ક્યાંહિ૦
પેલો તો આમનું ને આમનું એ તાણે,
અંતરથી પણ એ તો વળી પાછો માને,
બંને બાજુનું ઢોલકું બજાવું; ગુરુ૦
આવી આવી તો અહિં કંઇ કંઇ છે લીલા,
કેમ ગમે આપને ત્યાં બેઠા એકીલા,
તમે કહો તો હું તેડવાને આવું; ગુરુ૦
સર્વના અંતરની વાત પ્રભુ જાણો,
કોણ કોણ હીરો ને કોણ કોણ પહાણો,
ચાર જાણનાર હું શું જણાવું; ગુરુ૦
બોલતો નથી હું નાથ! દ્વેષભરી વાણી,
પ્રાર્થના કરું હું પ્રેમ અંતરમાં આણી,
કરો સૌનું હિત જેમ થાવું; ગુરુ૦

## विरहव्यथा निवृत्त थवी दुर्लभ छे.

પદ ૧૨૩ (અંતર રે, અહાહા, એ લય.)

અંતરની વેદના, ટળવાને હું કરું કો ઉપાય.
એનું ઔષધ કો ન જણાય, એનો વૈદ્ય ન મળતો ક્યાંય રે;—
શરીરમાં ક્યાં હું વધારું ઘટાડું, રક્તની જે ગતિ થાય,
કાં જે એ રક્તાભિસરણ સુધરતાં, પીડ ટળતી કહેવાય રે;—
શરીરતણો હું ક્યો મલ ટાળું, જેથી વ્યથા આ શમાય,
કાં જે શરીરમલ નિવૃત્ત થાતાં, શાંતિ પમાતી મનાય રે;—
ક્યાં જઇને હું શ્વસનવિધિ કરું, કેવી હવાની માંહ્ય,
શ્વસનકલા કાં જે વિધવિધ વેદના, ટાળતી એમ ગણાય રે;—
કેવો આહાર ગ્રહણ કરું જેથી, ઉરની વ્યથા આ વિલાય,
કાં જે આહારઉપર આધાર છે, આરોગ્યકેરો સદાય રે;—
શરીર અને મનકેરા પ્રદેશમાં, વેદના વ્યાપી જણાય,
કોણ ટાળે અને કેવી રીતે ટળે, કોથી કહી ન શકાય રે;—
અન્ય ઉપાયે નથી ટળતી કદી, વેદના આવી જરાય,
પણ એ સહજમાં ટળી જતી જો કદી, મનના માન્યાને મળાય રે;—

---

## स्वरूपभावना करवा मनने बोध.

પદ ૧૨૪ ( અહા નરનાથને, નથી જંપ. એ લય. )

સ્વરૂપની ભાવના, મન! કર તુજમાં નિશદિન.
જે. જે જણાતું દશ્યરૂપે આ,
લહીશ ન તત્ત્વથી તે પરિચ્છિન્ન;૧—
વિવર્તરૂપે વિશ્વ સકલ આ,
નિરખતાં, કદી ન રહીશ તું ખિન્ન;—
સર્વાધિષ્ઠાતા થઇ રહેતાં,
જણાશે બધું તુજને સમિચીન૨;—
માયાના આવરણે મિથ્યા,
લહે તું તુજને પ્રભુતાહીન;—
જીવત્વકેરું ભાન સ્ફુરે પણ,

૧ જુદું. ૨ યોગ્ય, જોઇએ તેવું.

તેને નવ થાતું તું અધીન;—
તત્રૂપ ત્રિગુણાતીત પ્રભુ તું,
નથી તું જીવત્વજલનું મીન;—
તત્ત્વાનુભવ સદ્ય થતાં તું,
થઇશ ઉપેન્દ્રસ્વરૂપે અભિન્ન;—

---

## 'अहं ब्रह्मास्मि' ए भावने केवे स्थाने उपजाववो उचित छे.

પદ ૧૨૫ ( રૂપે શું રંગ રાચ્યો રે, કાયાનો રંગ કાચો રે, એ લય. )

દુઃખે જો દુઃખી થાઓ રે, કષ્ટેથી જો પીડાઓ રે, (તો) 'બ્રહ્માસ્મિ' કહો.
ક્લેશતણા કારણને જોતા, ઉરમાં થશો ન દીન,
બ્રહ્મભાવના ઉર ઉપજાવ્યે, તત્ક્ષણ થાશે ક્ષીણ,
સંતાપે જો તપાઓ રે, વિઘ્નોથી જો વીંટાઓ રે; બ્રહ્માસ્મિ કહો.
પ્રતિકૂળતા પ્રકટતી ભાળી, મનને કરો ન મ્લાન,
પ્રતિકૂળતા પળમાં પીગળવા, સ્મરજો બ્રહ્મજ્ઞાન,
દુરિતોથી જો દબાઓ રે, દીનત્વે જો દળાઓ રે; બ્રહ્માસ્મિ કહો.
વ્યાધિ કે ચિંતાઆદિથી, વિકલ થવાતું જણાય,
તેમાંથી ઉગરવાકાજે, લેજો સ્વરૂપસહાય,
મૃત્યુથી જો ગ્રસાઓ રે, દુર્બલતાથી દહાઓ રે; બ્રહ્માસ્મિ કહો.
સર્વ દુઃખનિવૃત્તિ કરવા, ગ્રહેવા સઘળાં સુખ,
અડગપણે ગુરુસ્મરણ કરીને, થાજો અંતર્મુખ,
દુઃખોનિવૃત્તિ ચહાઓ રે, ઇચ્છો જો સુખલ્હાવો રે; બ્રહ્માસ્મિ કહો.

---

## मंगल लग्न.

પદ ૧૨૬ ( સ્નેહની નદીઓ ઉભરાય, એ લય. )

આજે રુડાં મંગલ વર્તાય,
મારો પ્રભુસહ હસ્ત જોડાય,
પ્રભુકરથી મીંઢળ બંધાય,
છેડાછેડી પ્રભુથી ગંઠાય.
હું કન્યા ને આ પતિ, એવું હતું જે ભાન,
તે રૂપ અંતર્પટ હતો, ઉભયના મધ્યસ્થાન,

આજે મધ્યેથી અળપાય,
જેથી એક સ્વરૂપ થવાય; આજે૦

સાવધાન શબ્દે કરી, કરવા એ પટ દૂર,
સંજ્ઞા થાતાં, મુજ વધ્યું, અભિમુખતાનું પૂર,
ત્યાં તો સંલગ્ન મુજને કરાય,
મુજને અખંડ સૌભાગ્ય કથાય;— આજે૦

૧જલથી જલ મળતું યદા, તેનું વધે પ્રમાણ,
એકરૂપ થાવા વિષે, તેથી એહ અજાણ.
મુજ પ્રભુસહ ઐક્ય પમાય,
ત્યારે ઘટતું વધતું ત્યાં ન કાંય;— આજે૦

સૂર્યરશ્મિનું ઐક્ય પણ, નહિ અમારી તુલ્ય,
(કાં જે) રશ્મિ ને ભાનુતણાં, જણાય છે એ સ્થૂલ,
અમ ઐક્ય તો એવું થાય,
જેમાં દ્વૈત ન કાંઈ લહાય;— આજે૦

એવા અનુભવઐક્યમાં, માણું અવનવી મોજ,
અમે સરોવરરૂપ થતાં, થઈએ અમે સરોજ,
એથી અન્ય કશું ન વદાય,
લગ્નહેતુસમાપ્તિ સધાય; આજે૦

---

## अंतिम अभ्यर्थना.

### પદ ૧૨૭

શાંતિ: ! શાંતિ અખંડ આજ કરજો, હે નાથ ! સર્વાન્તરે,
શાંતિ: શાંતિવડે ત્રિતાપ હરજો, જેથી જીવો ઉદ્ધારે;
શાંતિ: ! શાંતિ કરી અમીરસ રુડો, પાજો સઉને પ્રભુ !
શાંતિ: ! શાંતિ દઇ સદા હૃદયમાં, પ્રાકટ્ય પામો વિભુ !
શાંતિમાં પ્રભુ રાખજો મનમતિ, શાંતિ કરો દેહમાં,
શાંતિથી વહીએ પરસ્પર સદા, આવી ઘણા સ્નેહમાં;

---

૧ પાણીમાં પાણી ભળવાથી તેના જથામાં વધારો થાય છે, તેથી તે ખરેખર એકરૂપ થતું ગણાતું નથી એમ મને લાગે છે. પણ અમારા ઐક્યમાં કંઇ વધતું કે ઘટતું જણાતું નથી.

શાંતિપૂર્વક ટાળજો જીવપતિ, જીવત્વની ભ્રાંતિને,
શાંતિરૂપ નૃસિંહ! આજ સઘળે, વર્તાવજો શાંતિને.

## जीवनतत्त्वप्रति जय जय.

પદ ૧૨૮ (હુય રખકી શાન ખડી, એ લય.)

જય જય જય જીવનવારિ, લીલા અદ્ભુત તારી.
ગતિ અગમ્ય જોઇ મતિ, મુગ્ધ બને મારી! જય૦
પૃથ્વી અગ્નિ વાયુ તું જ,
સૂર્ય ચંદ્ર તા'રા ભુજ,
તું જ મુજ પરમ પૂજ્ય, બલિહારી! બલિ હારી! જય૦
તુજ બલ અપ્રકટ ક્રિયા સ્રજીને, ઉદ્ધારે દઇ ઉન્નત ગતિ મૃતને,
તુજને સમજી જે ગ્રહણ કરે, પ્રકટાવે તું તેમાં અમૃતને! જય૦

## स्नेहाभिनंदन.

પદ ૧૨૯ (પ્રભુચરણોમાં, રમવું મુજને ભાવે, એ લય.)

બંધુજનને, હર્ષથી આજ વધાવું,
અતિ મલકાઉં, હરખાઉં; બંધુજનને
પ્રભુનાં સુન્દર સ્વરૂપ છો, દૃષ્ટિ જુએ મુજ એમ,
વિવિધ રૂપે પ્રભુ ન્યાળીને, ઉપજે અંતર પ્રેમ,
સઉ સ્નેહનો લ્હાવો લીજીએ, ને દીજીએ, અતિ ભીંજીએ,
આલિંગીએ, આરોપીએ, ગુણ, પ્રભુમય જો થાવું; બંધુજનને૦
જ્યાં જ્યાં પ્રભુરૂપતાતણું, કરીએ જે ક્ષણ ભાન,
સ્નેહતું આકર્ષણ થતું, સહજે તે તે સ્થાન,
સઘળી ભ્રાન્તિને ભૂલીએ, ભૂલાવીએ, ને ખીલીએ, ખીલાવીએ,
પ્રતિડાળીએ, ફુલ ઐક્યતણું આવું*; બંધુજનને૦

## शुं शुं सेव्य छे?

પદ ૧૩૦ (પ્રભુરૂપ થવા જો હું ધારું, એ લય.)

શાની શાની લીધી છે તેં દીક્ષા, તેની આજ કરું હું પરીક્ષા.
તારી જિહ્વાવડે બોલતાં આવડતાં હશે શાસ્ત્રો તમામ,

* આજના જેવું.

૫ હું પૂછું છું બોલતાં આવડ્યું, શું તને પ્રભુતણું નામ? શાની૦
રાખતાં સારી રીતે આવડ્યું હશે અંતરમાં વાત અનેક,
પણ હું પૂછું તને રાખતાં આવડી, શ્રદ્ધા અંતરમાં એક? શાની૦
જિતી જાણ્યા હશે તેં તો કદાપિ, મોટા ઘણા ઘણા દેશ,
પણ હું પૂછું તને જિતતાં આવડ્યો, મનકેરો નાનો પ્રદેશ? શાની૦
કર્ણથકી પણ અધિક ઉદારતા બતલાવી તો હશે તેં જ,
કોઇના કહેલા કટુ શબ્દો ભુલવા, ઔદાર્ય ધર્યું છે તેં સ્હેજ? શાની૦
તું તો કહે છે જે ટાળ્યા છે મેં તો વર્ણાશ્રમકેરા ભેદ,
પણ હું તો માત્ર પૂછું તેં અનુભવ્યો, તારા સ્વરૂપથી અભેદ? શાની૦
હકને મેળવવા તું દાવો કરે છે, રાજ્યસત્તાની પાસ,
હું પુછું તારા આત્મામાંથી મેળવ્યા, કેટલા તેં હક ખાસ? શાની૦
મારા પૂછેલા પ્રશ્નોનો તારા ઉરથી તું કરજે અભ્યાસ,
યોગ્ય ઉત્તર જ્યારે દઇશ તું ત્યારે, તુજને ગણીશ હું 'પાસ'; શાની૦

---

## सामर्थ्योने आह्वान.

પદ ૧૩૧ (વારી વારી કુંવરજી કાનુડો, એ લય)

આવો, આવો, સામર્થ્યો! હું તમને તેડું છું તમે, મારે અંતર આવજો.
હું તો હૈયાના હેતે બોલાવું, ઉમળકાના ઉછાળે તેડાવું—હું તેડાવું;—
સ્વાગત દઇને બોલાવું સન્માને,
પ્રેમે બેસાડું જુદાં જુદાં સ્થાને,

હું છાનેમાને—મારે મકાને,
જેથી પામું રુડી દિવ્ય પ્રભાને; હૈયાના હેતે બોલાવું-હું બોલાવું.
આવો શ્રદ્ધા દેવિ! મારા હૃદયમાં,
કારણરૂપ છો મારા ઉદયમાં,
યશમાં ને જયમાં, ને દુઃખલયમાં,
આપ જ છો સ્થાપનાર અભયમાં; હૈયાના૦
મારા અંતરમાં પ્રતિભા! પધારો,
જેથી કરી થાય તેમાં સુધારો,
ખુબ વધારો, રુડા વિચારો,
જ્ઞાનનો જેથી થાએ ઝળકારો; હૈયાના૦

શુભનું શ્રવણ! તું વસો મારે કર્ણે,
નિશ્ચયબલ ! તું મારા અંતઃકરણે,
પ્રભુનામ! સ્મરણે, રહો મને રટણે,
અંકુશ રહે જેથી જન્મ ને મરણે; હૈયાના૦
નિર્મલતા ! મારાં નેત્રમાં રહેજો,
નિર્ભયતા અણુઅણુમાંહિ વહેજો,
દૃઢતાને દેજો, કષ્ટ આવે જો,
તત્ક્ષણ તો મારી સંભાળ લેજો; હૈયાના૦
અવિકલતા ! મારી વૃત્તિમાં આવો,
ઉદારતા ! મારો હસ્ત શોભાવો,
સંપત્તિ લાવો, દૈન્ય વિલાવો,
સામર્થ્યો ! મારું સર્વાંગ દીપાવો; હૈયાના૦
બ્રહ્મત્વ ! પ્રકટો મારા અનુભવમાં,
સાક્ષિત્વ ! સંગી રો' શોક ઉત્સવમાં,
સર્વદા ભવમાં, જડ ને જીવમાં,
સમદૃષ્ટિ ! હો લાભહાનિસંભવમાં; હૈયાના૦
આ વિધિ સામર્થ્યો સઘળાં મારામાં,
આવીને પ્રેરજો મુજને સારામાં,
મટી વાસાટામા, (ને) સઘળા ઉધામા,
પ્રકટાવો આત્મજ્યોતિ અંધારામાં; હૈયાના૦

---

## साधनमात्रना मुख्य अंशने सेव्याविना साधनसिद्धि गणाती नथी.

પદ ૧૩૨ (કોઈ મનમેળાપી, હોય તો મનકેરી કહીએ, એ લય.)

આ વિશ્વે સઘળું, એકવિના છે નકામું.
મહત્વનું જે રહ્યું સકલમાં, એક હું એવું ગણાવું,
જે વિણ બીજું સિદ્ધ કર્યું તે, અસિદ્ધજેવું થાવું; આ૦
શરીરવિષે કોઈ અનન્ત શક્તિ, ભલે રહ્યું હોય પામી,
પણ એક દૃઢ જીવનબલવિણ એ, સઘળી વસ્તુ નકામી; આ૦
ઉથલપાથલ ઘણી કરે છો, હોયે મોટું નામું,
પણ એક શાખ બજારે જો ના, તો એ સર્વ નકામું; આ૦

ગૃહસ્થધર્મી થઇને છો ને, મોજમજા બહુ માણી,
પણ એક સાચી પ્રેમી પ્રિયાવિણ, ગૃહસ્થાઇ ધુળધાણી; આ૦
અનેક રીતે કરી ભલેને, સંબંધ જાળવી જાણ્યો,
પણ એમાં નથી આત્મભોગ એક, રત્ન ન તો, એ પ્હાણો; આ૦
ભલે ગુરુની અનેક રીતે, કરી શુશ્રૂષા ભારી,
પણ એક ભક્તિ ન જો તો જાણો, લીલા કાષ્ટની ભારી; આ૦
માનવ હૃદયવિષે છો જાતાં, અનેક બળ ઉભરાઈ,
પણ એક પ્રેમ નથી જો તો એ, હૃદયમાં માલ ન કાંઇ; આ૦
અંતરમાં છો અનન્ત શક્તિ, હોયે પૂર્ણ ભરેલી,
પણ એક પ્રતિભાશક્તિ નથી તો, જાણે એ ચર્મની થેલી; આ૦
અગાધ, સૂક્ષ્મ અને છો હોયે, વળી બુદ્ધિ બહુ ઉંડી,
પણ એક ઉદારતા નથી તેમાં, તો તો એ ધરની ખાળકુંડી; આ૦
અનેક શાસ્ત્રવચનને છો કો, બોલે થઇને શાણો,
પણ ના ધૈર્યવચન વદી જાણે, (તો) પોપટ એ પિંજરાનોજાણો; આ૦
આ વિધિ સર્વ વિષયમાં ખામી, એકવિના જ ગણાયે,
જ્યાં લગી એવું એક ન મળીયું, શત શૂન્યે શું થાયે; આ૦
મર્મરૂપ ને વળી મુખ્ય જે, લક્ષણ ગણાય જેનું,
તે તો જેણે સિદ્ધ કર્યું છે, સાર્થક જીવન તેનું; આ૦

---

## वाणी तथा वृत्तिथी संतत करेलुं इष्टस्मरण इष्टसाक्षात्कार करावे छे.

પદ ૧૩૩ ( સુખડાની માયા લાગી રે, એ લય. )

રસિયાની રીસ ટાળી રે, હાં મેં તો મારા, રસિયાની રીસ ટાળી રે.
રસિયાની રીસ ટાળી, પ્રીત મેં મારામાં વાળી,
હસાવીને લીધી તાળી રે;—
પ્રથમ તો ન બોલ્યા એ, સોગન મેં દીધા તોએ,
રહ્યા ઘણા ભારમાંહે રે;—
વિનયવચનવાણી, બોલી હું અશ્રુને આણી,
( પણ ) પડ્યું પથ્થરઉપર પાણી રે;—
ઘણીએ ચેષ્ટાઓ કીધી, ગાળો પણ ઘણી દીધી,
ફળ્યો નહિ કોઇ વિધિ રે;—

પછી તો હું મટી અબળા, જ્વલંત બની હું પ્રબળા,
એ પણ પડ્યા પાસા અવળા રે;—
બધી રીતે હું તો હારી, મતિ તો મુંઝાઈ મારી,
(પછી) કરી એક કળા ન્યારી રે;—
એક માળા મોટી આણી, 'પિયુ'[૧] શબ્દ તાણી તાણી—
બોલી જાણે ફુટી ધાણી રે;—
ધીમે ધીમે પછી મેં તો, શબ્દ કાઢયો મોટો મોટો,
પ્રભુકેરો કાન ફુટયો રે;—
જાણ્યું આ શું થઇ ગાંડી, આ તે શું રહી બરાડી,
એમ ધારી મીટ માંડી રે;—
એમણે તો સામું દીઠું, પણ મેં કર્યું અદીઠું,
જાણે હોઉં કાષ્ઠઠીઠું રે;—
મારા સામું જોતે જોતે, આવ્યા તેમ (હું) બોલી મોટે,
ત્યાં તો હસી પડ્યા પોતે રે;—
હજી પણ મોટે મોટે, બોલી ત્યાં એ આવી જોડે,
હાથ ધર્યો મારે મ્હોડે રે;—
બોલવા મને ન દીધી, પ્રેમસંજ્ઞા મને કીધી,
કહ્યું (તારી) વાણી શુણી લીધી રે;—
પછી હુંથી ન રે'વાયું, મારાથી હસી જવાયું,
મળ્યું મને મારું ચાહ્યું રે;—

---

## तत्त्वज्ञान ए ज सर्वोत्तम साधन छे.

પદ ૧૩૪ (આંખવિના અંધારું રે, એ લય.)

જ્ઞાનવિના અંધારું રે, સદા જીવોને, જ્ઞાનવિના અંધારું.
બીજાં બધા સાધન ખોટાં, છોને ધરે નામ મોટાં,
"મીઠું" નામ પણ એ ખારૂં ખારૂં રે; સદા૦
મુક્તતત્વનું નાવ આવે, જીવને પ્રભુનિકટે લાવે,
ઉઘડે જો જ્ઞાનનું બારૂં બારૂં રે; સદા૦
બીજા સાધનઉપચારે, રૂઝે ન કોનું લગારે,—
ઉંડું જીવત્વનું ઘારૂં ઘારૂં રે; સદા૦

---

૧ ઇષ્ટમંત્ર.

જેને તાપે છે જ્ઞાની, એવો દિવ્ય જ્ઞાનાગ્નિ,
બાળે કર્મોનું છારૂં છારૂં રે; સદા૦
જેમાં નથી કોઇ વિકારો, ભેદનો ના અણુસારો,
નથી જેમાં ક્યાંહિ મારું તારું રે; સદા૦
જ્યાં ન અસ્તિત્વ કશાનું, જ્યાં ન કોઇ કર્મનું પાનું,
જેને નથી કાંઇ સારું નઠારું રે; સદા૦
એવા એ તત્ત્વજ્ઞાને, વિચરો બંધુ! ગુરુસાને,
આપે જે અનુભવ ચારુ ચારુ[1] રે; સદા૦
સદ્‌ગુરુથી ગ્રહી કળ છાની, થજો સાચા તત્ત્વજ્ઞાની,
કરીને આ જીવપદ ન્યારું ન્યારું રે; સદા૦

---

## બ્રહ્માનુભવીની સ્થિતિ.

પદ ૧૩૫

બ્રહ્મમાં મતિ જેની રમે છે.
ઇતર કાંઇ પણ આસક્તિથી, તેને ન નયને જોવું ગમે છે;—
સ્વર્ણરૂપે તે આપે શોભે, તેથી ધમણ ન અન્ય ધમે છે;—
દુ:ખને તે દુ:ખરૂપ ન ગણતો, આવી પડે તેને સહજે ખમે છે;—
અસંગ રહીને સર્વ વસ્તુમાં, નિર્ભયતાથી તેહ ભ્રમે છે;—
બોલ્યાવિણ પણ વાણીમાંથી, તેની નિત્ય પિયૂષ ઝમે છે;—
મૃત્યુ કે મહા આધિવ્યાધિ, ત્રિકાળ પણ તેને ન દમે છે;—
નરહરિમય એવા પુરુષોને, પ્રેમવડે મતિ મારી નમે છે;—

---

## વિરહિણી વૃત્તિને શ્રીવિશ્વવંદ્યના આત્મધ્વનિનું સમાશ્વાસન.*

પદ ૧૩૬

વિયોગી વૃત્તિનું આક્રંદ શુણીને કરુણનમ્ર બની,
હૃદયનું પ્રેમઆશ્વાસન દીયે, આ વિશ્વવંદ્યધ્વનિ.
(શા માટે શ્રમ કરે સતી તુજ પતિભક્તિ સાચી—એ લય.)

**વિશ્વવંદ્યનો આત્મધ્વનિ—**

શા માટે દુ:ખ ધરો હૃદય લહી વિયોગ આ મારો,
બંધુ! હું તમથી નથી ન્યારો.

---

[1] સુન્દર, અપૂર્વ    * શ્રીવિશ્વવંદ્યસ્મરણુસંમેલનપ્રસંગે રચાયેલું

विरहिणी वृत्ति—

અમે જ ન્યારા થઈ રહ્યા, આપ તનુથી આજ,
ભવસિંધુની મધ્યમાં, ગુમાવી બેઠા ઝાઝ,
શ્રદ્ધાભક્તિ કાચી અમારી, પ્રીત કરી હત સાચી તમારી,
વિશ્વે કો નવ હોત આજ તમથી છોડવનારો;
અમારો ધિક્ આ જન્મારો.

वि० आत्मध्वनि—

શિવ ! શિવ ! એવું ન વદશો ભાઈ ! તમારી તો છે સાચી સગાઈ,
રખે આણતા ઓછું સંગી છું સદાય હું તમારો,
બંધુ ! હું તમથી નથી ન્યારો.
મેં તમકાજે કશું નથી કીધું, સ્વલ્પ મારું બહુ માની લીધું; રખે૦

वि० वृत्ति—

તેજ વાયુ આકાશનું, પણ કદી નીકળે માપ;
અમ હિતકાજે જે કર્યું, આપે તે જ અમાપ;
સદ્‌ગુરુકેરું સ્વરૂપ બતાવ્યું, નિજમાં પ્રભુત્વને પરખાવ્યું;
બદલો કશો ન વળ્યો આપનો, ભૂલ્યા ઉપકારો;
અમારો ધિક્ આ જન્મારો.

वि० आत्मध्वनि—

એમાં વિશેષ મેં નથી કીધું, તમારું હતું તે તમને દીધું; રખે૦

वि० वृत्ति—

વ્યાધિથી તનુ બહુ પીડાયું, અમે ખુટાવ્યું આપનું આયુ; બદલો૦

वि० आत्मध्वनि—

શરીરકેરી પીડ તો, હતી દેખવામાત્ર,
આટલું પણ ન ટકત; (જો) નિકટ, આપ ન હોત સુપાત્ર;
હતી પાત્રતા લેશ ન મારી: તો પણ પામ્યો કૃપા તમારી; રખે૦

वि० वृत्ति—

સ્વાર્થવૃત્તિને ત્યાગીને, સહ્યા કુવચનપ્રહાર;
પણ હિત કરવામાં કરી, પાછી ન પાની લગાર,
આપનો પ્રેમ શક્યા નવ જાણી, વદીયા દ્રોહમયી વળી વાણી; રખે૦

वि० आत्मध्वनि—

કંટકસમ હું કઠિન હતો, ગણ્યો તમે જ કુસુમ;
શુષ્ક કાષ્ઠ તેને ગણ્યું, નવપલ્લવિત દ્રુમ;
એમાં માત્ર તમારી મહત્તા, દર્શાવી હૃદયની વિપુલતા; રખે૦

वि० वृत्ति—

શ્રમને કેમ કરી વર્ણીએ, જે લીધો અમકાજ;
કોટિ અંશ પણ તેહનો, કોણ જ લેશે આજ;
જે જ્ઞાનામૃત પાયું આપે, તેવું હાવે કોણ જ આપે; બદલો૦

वि० आत्मध्वनि—

શ્રમ તો મેં તમને છે આપ્યો, આપ બોલ મેં હશે ઉથાપ્યો; રખે૦
કરવું ઘટતું જે હતું, થયું ન મુજથી તેહ;
તોપણ આપે દાખવ્યો, મુજમાં અપૂર્વ સ્નેહ;
સ્વરૂપે જ્ઞાનથી પૂર્ણ સકલ છો, સ્વયં તમે જ અલૌકિકબલ છો; રખે૦

वि० वृत्ति—

હૃદયદુઃખ આ ક્યારે ઘટશે, વિયોગનો પટ ક્યારે હટશે; બદલો૦

वि० आत्मध्वनि—

વિયોગની છે મિથ્યા ભ્રાંતિ, રાખી રહેજો હૃદયે શાંતિ; રખે૦
પ્રેમ તમારો મુજને, આકર્ષે છે નિત્ય,
ઇશકૃપાથી ઉભયને, થાશું ઉભય પ્રતીત;
તમને મળવા હું તલસું છું, જાણો તમથી ન દૂર તસુ છું; રખે૦

वि० वृत्ति—

ધન્ય ભાગ્ય છે અહો! અમારાં; ઇચ્છું દિવસો એહ સવારા[૧]; બદલો૦
અમને ના તરછોડશો, ભલે હોય અમ દોષ,

वि० आत्मध्वनि—

અરે! અરે! શું એ વદો, આપ સર્વ નિર્દોષ,
દીન હૃદય નવ થાવા દેશો, આર્દ્ર હૃદય નવ મારુ કરશો; રખે૦
નૃસિંહ પ્રભુ આપણ શિરે, પછી શીદ થાવું દીન,
બંધુ! નિશ્ચય માનજો, આપણ સર્વ અભિન્ન;

---

૧ જલદી.

**विरहिणी वृत्ति—**

અમે જ ન્યારા થઈ રહ્યા, આપ તનુથી આજ,
ભવસિંધુની મધ્યમાં, ગુમાવી બેઠા ઝાઝ,
શ્રદ્ધાભક્તિ કાચી અમારી, પ્રીત કરી હત સાચી તમારી,
વિશ્વે કો નવ હોત આજ તમથી છોડવનારો;
અમારો ધિક્ આ જન્મારો.

**वि० आत्मध्वनि—**

શિવ ! શિવ ! એવું ન વદશો ભાઇ ! તમારી તો છે સાચી સગાઇ,
રખે આણતા ઓછું સંગી છું સદાય હું તમારો,
બંધુ ! હું તમથી નથી ન્યારો.
મેં તમકાજે કશું નથી કીધું, સ્વલ્પ મારું બહુ માની લીધું; રખે૦

**वि० वृत्ति—**

તેજ વાયુ આકાશનું, પણ કદી નીકળે માપ;
અમ હિતકાજે જે કર્યું, આપે તે જ અમાપ;
સદ્ગુરુકેરું સ્વરૂપ બતાવ્યું, નિજમાં પ્રભુત્વને પરખાવ્યું;
બદલો કશો ન વળ્યો આપનો, ભૂલ્યા ઉપકારો;
અમારો ધિક્ આ જન્મારો.

**वि० आत्मध्वनि—**

એમાં વિશેષ મેં નથી કીધું, તમારું હતું તે તમને દીધું; રખે૦

**वि० वृत्ति—**

વ્યાધિથી તનુ બહુ પીડાયું, અમે ખુટાવ્યું આપનું આયુ; બદલો૦

**वि० आत्मध्वनि—**

શરીરકેરી પીડ તો, હતી દેખવામાત્ર,
આટલું પણ ન ટકત; (જો) નિકટ, આપ ન હોત સુપાત્ર;
હતી પાત્રતા લેશ ન મારી: તો પણ પામ્યો કૃપા તમારી; રખે૦

**वि० वृत्ति—**

સ્વાર્થવૃત્તિને ત્યાગીને, સહ્યા કુવચનપ્રહાર;
પણ હિત કરવામાં કરી, પાછી ન પાની લગાર,
આપનો પ્રેમ શક્યા નવ જાણી, વદીયા દ્રોહમયી વળી વાણી; રખે૦

वि० आत्मध्वनि—

કંટકસમ હું કઠિન હતો, ગણ્યો તમે જ કુસુમ;
શુષ્ક કાષ્ઠ તેને ગણ્યું, નવપલ્લવિત દ્રુમ;
એમાં માત્ર તમારી મહત્તા, દર્શાવી હૃદયની વિપુલતા; રખે૦

वि० वृत्ति—

શ્રમને કેમ કરી વર્ણીએ, જે લીધો શ્રમકાજ;
કોટિ અંશ પણ તેહનો, કોણ જ લેશે આજ;
જે જ્ઞાનામૃત પાયું આપે, તેવું હાવે કોણ જ આપે; બદલો૦

वि० आत्मध्वनि—

શ્રમ તો મેં તમને છે આપ્યો, આપ બોલ મેં હશે ઉથાપ્યો; રખે૦
કરવું ઘટતું જે હતું, થયું ન મુજથી તેહ;
તોપણ આપે દાખવ્યો, મુજમાં અપૂર્વ સ્નેહ;
સ્વરૂપે જ્ઞાનથી પૂર્ણ સકલ છો, સ્વયં તમે જ અલૌકિકબલ છો; રખે૦

वि० वृत्ति—

હૃદયદુઃખ આ ક્યારે ઘટશે, વિયોગનો પટ ક્યારે હટશે; બદલો૦

वि० आत्मध्वनि—

વિયોગની છે મિથ્યા ભ્રાંતિ, રાખી રહેજો હૃદયે શાંતિ; રખે૦
પ્રેમ તમારો મુજને, આકર્ષે છે નિત્ય,
ઇશિકૃપાથી ઉભયને, થાશું ઉભય પ્રતીત;
તમને મળવા હું તલસું છું, જાણો તમથી ન દૂર તસુ છું; રખે૦

वि० वृत्ति—

ધન્ય ભાગ્ય છે અહો! અમારાં; ઇચ્છું દિવસો એહ સવારા[1]; બદલો૦
અમને ના તરછોડશો, ભલે હોય અમ દોષ,

वि० आत्मध्वनि—

અરે ! અરે ! શું એ વદો, આપ સર્વ નિર્દોષ,
દીન હૃદય નવ થાવા દેશો, આર્દ્ર હૃદય નવ મારુ કરશો; રખે૦
નૃસિંહ પ્રભુ આપણ શિરે, પછી શીદ થાવું દીન,
બંધુ ! નિશ્ચય માનજો, આપણ સર્વ અભિન્ન:

---

૧ જલદી.

**विरहिणी वृत्ति—**

અમે જ ન્યારા થઇ રહ્યા, આપ તનુથી આજ,
ભવસિંધુની મધ્યમાં, ગુમાવી બેઠા ઝાઝ,
શ્રદ્ધાભક્તિ કાચી અમારી, પ્રીત કરી હત સાચી તમારી,
વિશ્વે કો નવ હોત આજ તમથી છોડવનારો;
અમારો ધિક્ આ જન્મારો.

**वि० आत्मध्वनि—**

શિવ ! શિવ ! એવું ન વદશો ભાઇ ! તમારી તો છે સાચી સગાઇ,
રખે આણતા ઓછું સંગી છું સદાય હું તમારો,
બંધુ ! હું તમથી નથી ન્યારો.
મેં તમકાજે કશું નથી કીધું, સ્વલ્પ મારું બહુ માની લીધું; રખે૦

**वि० वृत्ति—**

તેજ વાયુ આકાશનું, પણ કદી નીકળે માપ;
અમ હિતકાજે જે કર્યું, આપે તે જ અમાપ;
સદ્ગુરુકેરું સ્વરૂપ બતાવ્યું, નિજમાં પ્રભુત્વને પરખાવ્યું;
બદલો કશો ન વળ્યો આપનો, ભૂલ્યા ઉપકારો;
અમારો ધિક્ આ જન્મારો.

**वि० आत्मध्वनि—**

એમાં વિશેષ મેં નથી કીધું, તમારું હતું તે તમને દીધું; રખે૦

**वि० वृत्ति—**

વ્યાધિથી તનુ બહુ પીડાયું, અમે ખુટાવ્યું આપનું આયુ; બદલો૦

**वि० आत्मध्वनि—**

શરીરકેરી પીડ તો, હતી દેખવામાત્ર,
આટલું પણ ન ટકત; (જો) નિકટ, આપ ન હોત સુપાત્ર;
હતી પાત્રતા લેશ ન મારી: તો પણ પામ્યો કૃપા તમારી; રખે૦

**वि० वृत्ति—**

સ્વાર્થવૃત્તિને ત્યાગીને, સહ્યા કુવચનપ્રહાર;
પણ હિત કરવામાં કરી, પાછી ન પાની લગાર,
આપનો પ્રેમ શક્યા નવ જાણી, વદીયા દ્રોહમયી વળી વાણી; રખે૦

વિ૦ આત્મધ્વનિ—

કંટકસમ હું કઠિન હતો, ગણ્યો તમે જ કુસુમ;
શુષ્ક કાષ્ઠ તેને ગણ્યું, નવપલ્લવિત દ્રુમ;
એમાં માત્ર તમારી મહત્તા, દર્શાવી હૃદયની વિપુલતા; રખે૦

વિ૦ વૃત્તિ—

અમને કેમ કરી વર્ણીએ, જે સાધ્યો અમકાજ;
કોટિ અંશ પણ તેહનો, કોણ જ લેશે આજ;
જે જ્ઞાનામૃત પાયું આપે, તેવું હાવે કોણ જ આપે; બદલો૦

વિ૦ આત્મધ્વનિ—

શ્રમ તો મેં તમને છે આપ્યો, આપ બોલ મેં હશે ઉથાપ્યો; રખે૦
કરવું ઘટતું જે હતું, થયું ન મુજથી તેહ;
તોપણ આપે દાખવ્યો, મુજમાં અપૂર્વ સ્નેહ;
સ્વરૂપે જ્ઞાનથી પૂર્ણ સકલ છો, સ્વયં તમે જ અલૌકિક બલ છો; રખે૦

વિ૦ વૃત્તિ—

હૃદયદુઃખ આ ક્યારે ઘટશે, વિયોગનો પટ ક્યારે હઠશે; બદલો૦

વિ૦ આત્મધ્વનિ—

વિયોગની છે મિથ્યા ભ્રાંતિ, રાખી રહેજો હૃદયે શાંતિ; રખે૦
પ્રેમ તમારો મુજને, આકર્ષે છે નિત્ય,
ઈશકૃપાથી ઉભયને, થાશું ઉભય પ્રતીત;
તમને મળવા હું તલસું છું, જાણો તમથી ન દૂર તસુ છું; રખે૦

વિ૦ વૃત્તિ—

ધન્ય ભાગ્ય છે અહો! અમારાં, ઇચ્છું દિવસો એહ સવારા[૧]; બદલો૦
અમને ના તરછોડશો, ભલે હોય અમ દોષ,

વિ૦ આત્મધ્વનિ—

અરે! અરે! શું એ વદો, આપ સર્વ નિર્દોષ,
દીન હૃદય નવ થાવા દેશો, આર્દ્ર હૃદય નવ મારુ કરશો; રખે૦
નૃસિંહ પ્રભુ આપણ શિરે, પછી શીદ થાવું દીન,
બંધુ! નિશ્ચય માનજો, આપણ સર્વ અભિન્ન;

૧ જલદી.

वि० वृत्ति—

अस्तु! સમય એ સત્વર આવો, દર્શનનો દો અપૂર્વ લ્હાવો; બ૦
અધિક કશું બનવું અમથી નથી, સંતોષાજો માત્ર નમનથી; બ૦

वि० आत्मध्वनि—

દિવ્ય ઉન્નતિ સર્વની, થવી ભાવિમાં જેહ,
હસ્તામલકસમી સદા, અનુભવું નિઃસંદેહ,
ગુરુઇશ્વરઅનુગ્રહથી સવેળા, થઇશું આપણ સત્વર ભેળા; રખે૦
ભૂલી શકીશ ન હું કદી, આપતણો ઉપકાર,
તમે ન પ્રભુને ભૂલશો, એ માગું આ વાર,
હૃદયે હર્ષ અધિક વધારો, તમે માહરા ને હું તમારો; રખે૦

---

## ईश्वरप्रति अखंड उपकारनिवेदन करवा प्रबोध.

પદ ૧૩૭ (ક્યાં ક્યાં અનુભવીયું મેં સુખ, એ લય.)

કર ઉપકારનિવેદન નિત્ય,
દેતા ક્ષણ ક્ષણ સહાય તને પ્રભુ, તે તું ન જાતો ભૂલી,
પ્રભુવિણ તુજને કોણ જ આપે, સહાય એવી અણમૂલી; કર૦
અધિક અધિક ઉપકારનિવેદન, જેમ જેમ તારૂં થાશે,
તેમ તેમ અધિક અધિક ઉંચું સુખ, તુજથી સહજ પમાશે; કર૦
કરતાં અધિક ઉપકારનિવેદન, પ્રભુમાં રહેતી તારી,—
અધિક અભિમુખતા તેથી તને, મળે વસ્તુઓ ધારી; કર૦
કરવાને ઉપકારનિવેદન, ઘડી ઘડી તારી વૃત્તિ,
શું સુખ અધિક મળ્યું તે શોધવા, કરશે અધિક પ્રવૃત્તિ; કર૦
તેમ થવાથી ક્ષણ ક્ષણ ચિન્તન, શુભનું તુજને થાશે,
એ ચિન્તનથી અધિક અધિક શુભ, તુજ પ્રતિ આકર્ષાશે; કર૦
શુભનું આકર્ષણ થાતાં તો, શુભતમ પ્રભુ પરિણામે,
હાજર હજુર ઉભા રહેશે, આવી તારી સામે; કર૦

---

## सर्वोत्तम फलमां शानी आवश्यकता छे.

પદ ૧૩૮ (અત્યુત્તમ પદ મિત્રતણું એ લય.)

સર્વોત્તમ ફલ જો ઇચ્છો તો, ગ્રહો સુજન આ સાર,
મિથ્યા અન્ય પ્રવૃત્તિઓ તો, કરે જીવનસંહાર;

કર્તવ્ય કેવું સાધવાથી આપણું જીવપદ ટળે,
કર્તવ્ય શું સેવ્યાવડે અભિમાન શિવપદમાં ગળે,
એ નિર્ણય કરવાને ગ્રહેજો, શ્રીસદ્ગુરુઆધાર; સર્વોત્તમ૦
જે ક્રિયા અંતઃકરણની, ઉન્નતિ અને શુદ્ધિ કરે,
જે ક્રિયા અંતઃકરણમાં, શુભ સત્ત્વદ્રવ્ય અધિક ભરે,
તેહ ક્રિયાનું સ્વરૂપ સમજવા, કરો ગુરુબોધસ્વીકાર; સર્વોત્તમ૦
જે સાધનોનો બોધ દે તે ઉરવિષે ઉતારજો,
તે ફલ અવશ્ય જણાવશે, વિશ્વાસ એવો ધારજો,
પછી તે સાધનસેવન કરવા આગ્રહ ધરો અપાર; સર્વોત્તમ૦
મધ્યે જણાતાં કઠિનતા, નવ વિકલતા ધરશો જરી,
એ સમયમાં તો જાણજો રહી સિદ્ધિકેરી કળ ખરી;
તેવે સમયે કરજો પ્રાર્થના, વધવાને અધિકાર; સર્વોત્તમ૦
આ વિધિ પ્રયત્ને વાધતાં, ઉત્કૃષ્ટ ફલને પામશો,
જીવત્વમાંથી સહજમાં શિવપદવિષે જ વિરામશો,
નરહરિગુરુકરુણા મેળવવા, સદ્ય થજો તૈયાર; સર્વોત્તમ૦

---

## इष्टमति अभिमुखता धरी आनंदथी खेलवा साधकोने आमंत्रण.

પદ ૧૩૯ (દર્શન દેજો રે એ લય.)

ખેલીએ ખેલીએ રે, આવો આજ આનન્દે ખેલીએ રે.
જીવની સમીપ આજ યાચવાનું છોડી, પ્રભુપાસે ટહેલીએ રે;—
ચિંતાચિતાપર સુવું ત્યજી સુધએ, પ્રભુપદ ડહેલીએ રે;—
આપણામાં જીવપણું ભેળવવું છોડી, શિવપણું ભેળીએ રે;—
પ્રેમના વિશાળ ક્ષેત્રે કરીએ વિહાર-ફરીએ ન દ્વૈષનેળીએ રે;—
વિષયમાં વિસ્તાર પામેલી વૃત્તિઓ, પ્રભુમાં સંકેલીએ રે;—
અલ્પજ્ઞતામાં હેળવેલા આ ચિત્તને, નૃહરિમાં હેળીએ રે;—

---

## अभयवचन.

પદ ૧૪૦ કવિત.

ડરકણુ તું શીદ થાય, ભડકણુ થઈ કાં છુપાય,
રડકણુ બની કાં મુઝાય, તારે શો ટોટો છે ?

ડરડર કરતો તું કેમ, થરથર તું કંપે એમ,—
આણી અંતરથી વેમ (કે) દુશ્મનથી (તું) છોટો છે;
ઉરમાં તું જો લગાર, બેઠો તારો આધાર,
જેના છે કર હજાર, ભ્રમ તારો ખોટો છે;
શ્રદ્ધા સાચી તું ધાર, જોઇ લેજે રણમોઝાર,
(તને) મારનારથી તારો તારનાર મોટો છે.

---

ભડકે તું જોઇ ભાલો, ધડકે છે તું જ ઠાલો,
શત્રુ તારો નમાલો, ભાલો તો બુઠો છે,
તાતી તલવાર બાંધી; આવે છે શત્રુ આધિ,
જોઇ ડરે જેનાથી, એ તો ખાલી મૂઠો૧ છે;
ભાથુ ને બાણ જોઇ, બાણાવલિ શત્રુ કોઈ—
ધારી તું રહે રોઇ, (પણ) જાણ એ તો ઠુંઠો છે;
શત્રુ તારો ન કોઇ, મિથ્યા એ ભ્રાંતિ હોઇ,—
દુશ્મન તું જાણ તારો સર્વ રીતે જુઠો છે.

---

તું તો પ્રભુનો બાલ, ચિંતા તારે ન વાલ,
પ્રભુ તારો પ્રતિપાલ, તારે શો કેર છે !
અંતર્ આનંદ આણ, મનથી તું મઝા માણ,
નિશ્ચય તારા તો જાણ, નવે ગ્રહ ઘેર છે;
પ્રભુતણા રાજ્યમાંહિ, નિશ્ચય તું જાણ ભાઇ !
એકે સ્થાને ન ક્યાંહિ જરીએ અંધેર છે;
અભયકરું કવચ પે'ર, ફર તું વિજય ઠેર ઠેર,
શત્રુ હશે શેર તો, તું જ પ્રભુ બશેર છે.

---

દુઃખથી ડરીશ નહિ, બંધનથી બ્હીશ નહિ,
હિંમત હારીશ નહિ, ભવના અખાડામાં;
બૂમ તું પાડીશ નહિ, રણથી નાસીશ નહિ,
ભયથી ધ્રૂજીશ નહિ, ખપીશ ન ગાંડામાં;
ઢીલો તું થઇશ નહિ, ભ્રમથી ભ્રમાઇશ નહિ,
કાળથી તું કંપી જઇ, ભરાઇશ ન વાડામાં;

૧ તલવારના ફળવિનાની મૂઠ.

નથી બળ છેટું કાંઇ, લેવા ન જવું ક્યાંહિ,
પ્રભુ તારા ઉરમહિં તો બળ છે તારા કાંડામાં.

---

કાળો વિકાળ ક્લેશ, ઉભો ધરી વિકટ વેષ,
જોઇ ન ગભરા તું લેશ, એ તો કાળો કાગળ છે,
ચિંતાનો સિંધુ જોઇ, તું ના પડીશ રોઈ,
એ તો સિંધુ ન હોઇ, ખરેખરું ઝાકળ છે;
સર્વ પીડા ટાળનાર, નોંધારાનો આધાર,
તુજથી ન દૂર ધાર, ( કે ) પૃષ્ઠે એક આગળ છે,
જાણું પ્રભુ તારો સાથી, ઝાઝું કહું શું આથી,
જાણજે કે તારાથી, એ એક વહેંત આગળ છે.

---

## प्रभुमय चित्तना उद्गार.

પદ ૧૪૧ ( હાં રે હું તો જાગી રે, એ લય. )

ચિત્ત પ્રભુસંગે રે, રંગ્યું રંગે.
પ્રભુરૂપ થયો બાહ્યાંતરઅંગે રે; રંગ્યું૦
અંતરમાં ઐશ્વર્યભાનમાં હું મહાલું,
ઉપરથી દેખાતા દુ:ખના પ્રસંગે રે; રંગ્યું૦
આજ પ્રભુકરુણાથી ગિરિપર રાજું,
બાકી તો ચઢાય શી રીતે હું અપંગે રે; રંગ્યું૦
શોકક્લેશકેરી છાયા કદી આવે,
તોય ઉરે રહું છું સદાય હું ઉમંગે રે; રંગ્યું૦
કદી કદી દ્રહમાં પડ્યો મને લાગું,
તોય મારી દૃષ્ટિ રમાડી મેં શૃંગે રે; રંગ્યું૦
પરિણામે પ્રભુકરુણાને હું પામ્યો,
આજ શમ્યો નૃહરિમાં રંગેચંગે રે; રંગ્યું૦

---

## अज्ञानरात्रिमां भवप्रवासीने प्रवास करतां सावध रहेवा डिंडिम.

પદ ૧૪૨ સારંગ

સાવધ રહો પ્રવાસીની જાત! માથે ચાલી જોજો માઝમ રાત.
છે પ્રદેશ નવીન આ, ને છે નહિ કોઇ સાથ,
જો ન સાવધ રહ્યા તો તો, મારી જશે કોઇ હાથ;

સ્થાન આ છે એવું જ્યાં, નહિ રક્ષે માત કે તાત,
ઘુંટાશો સાવધ રહ્યા નહિ, જો તમે સાક્ષાત્; માથે૦
૧કોઇ તો તમનિકટ આવી, કરશે મીઠી વાત,
૨મોહ પમાડી વાતમાં પછી, કરશે એ તમ ઘાત; માથે૦
ભયની ટાઢથી ગાત્ર કંપશે, વળી કકડશે દાંત,
૩તાપમાટે પ્રેમ થશે પણ, તાપશો ન ભરી બાથ; માથે૦
તાપણીઆગળથી ઉઠતાં, પડશે પછી પંચાત,
કાં જે એહ લગાડી મધુરતા૪, કરશે પછી તમ પાત૫;— માથે૦
એ મધુરતા ભૂલવશે૬ તમે કોણ અને શા માટ,
એહ સ્થાને આવીઆ છો, ભૂલશો વળી તમ વાટ; માથે૦
એ ભૂલાતાં ભાન નહિ રહે, થશે બુદ્ધિવિઘાત૭,
જેથી અંતે વિનાશ થાશે, સર્વની પશ્ચાત્; માથે૦
માટે સાવધ રહો જેથી, થાય નાહિ નિપાત૮,
જો થવાશે અસાવધ તો, જોવાશે ન પ્રભાત; માથે૦
પણ નથી ભય લેશ જેને સદ્‌ગુરુસંગાથ,
બીજાને સાવધ થવા કહું: જાગો, જાગો ભ્રાત! માથે૦

---

## इष्टश्रीने दर्शन देवा सप्रेम प्रार्थना.

પદ ૧૪૩ ( જો જો સખિ ઓ રહ્યો પેલો, એ લય. )

આવો, આવો, મારા વહાલા, છૂપી હું સાન કરીને બોલાવું,
ઓવોને વહાલમા પાન કરો પ્રીતથી, પ્રેમના જે ઘુંટ હું ઘોળાવું;–
હેતથી ઉભરાતા મારા હૈયાપર, આવો રસીલા રોળાવું;—
મારા અંતર્નાં મન્દિરનાં બારણાં, આપતણા હાથે ખોલાવું;—
સઉપ્રતિ સમભાવ દર્શાવનારું, આપપાસે તાજવું તોળાવું;—
વિધવિધ કામનાના અંતરના અગ્નિને, આવો આપપાસે ઓલાવું;–
અંતરમાં ઉઠતા અલૌકિક નાદથી, આવોને આપને ડોલાવું;—
પસ્તાશો પાછળથી જો ન ઝટ આવશો, મળશે હૃદય ન ફરી આવું;—
નરહરિ આવશો જો મારા હૃદયમાં, મટશે તમારું બીજે જાવું;—

---

૧ સંગતિ. ૨ કામ ૩ ક્રોધ. ૪ સંમોહ. ૫ વિનાશ. ૬ સ્મૃતિવિભ્રમ ૭ બુદ્ધિનાશ ૮ પતન થવું.

## अंतिम विनंति.

પદ ૧૪૪ ( માલિકના બાલક સૌ માલિક, એ લય. )

અધમઉદ્ધારણ, તરણનું તારણ, જયજય શ્રીઅવિનાશ!
તારણ જયજય શ્રીઅવિનાશ!
હસ્તપ્રસારણ કરી નિવારણ કરજો સઘળા પાશ;— તારણ૦
જાણતા પ્રભુ સર્વ મનની,
ચિંતા તમને છે સ્વજનની,
દઇ દર્શન કરો અમૃતવર્ષણ એ છે અંતિમ આશ;— તારણ૦

( શુભેચ્છા )

અંતર ન અંતર્વિષે, અંતર્યામીને જ નિહાળતાં,
કૃતકૃત્ય થાશો બંધુઓ ! ઇષ્ટાર્થસિદ્ધિ ભાળતાં.

---

## आत्माना माहात्म्यकथनरूप मंगल.

પદ ૧૪૫ સોરઠ.

મારા ચિદ્રૂપ આત્મારામ, તારો અદ્ભુત આ શો ! પ્રભાવ.
મુજ અંતરમાં રહ્યા છતાં પણ, તું છે ન્યારો સાવ;—
તેમ છતાં પણ મારાથી તુજ, પૃથક્ નથી દેખાવ;—
સર્વભાવ તું ઉપજાવે પણ, તારો ન કોઇ સ્વભાવ;—
તારા પટમાં પ્રવેશી રહેતાં, નડે ન કોઇ ઘાવ;—
કલેશાગ્નિમધ્યે મુજને તું, ભાસે શાન્તિની વાવ;—
વિપરીત બાજી થતાં તુજ સ્મરણે, પડતા સવળા દાવ;—
તેવારૂપે ત્યાં તું પ્રકટે, જેવો જેનો ભાવ;—
વિનવું એક હું અનુભવરૂપે, મુજ ઉર ઉઠી આવ;—
પ્રણમું પ્રેમે અન્તર્યામિન્ ! દે આશીષ્નો લ્હાવ;—

---

## अभिनंदन.

પદ ૧૪૬

આજ પુષ્પે વધાવું બંધુ મારાને,
બંધુ મારાને, પ્રાણપ્યારાને; આજ૦

જેને ફાવે તે છો જુએ ન્હારાને,
મુજ બંધુમાં જોઇ એક સારાને; આજ૦
કોઇ જોઇ રાજી થાય ચન્દ્ર તારાને,
રાજી થાઉં ભાળી બંધુસ્નેહધારાને; આજ૦
જે ખીલાવે હૃદયસદ્મ કુસુમક્યારાને,
જેહ પામે ગુરુનાવે ભવકિનારાને; આજ૦
ત્યજી ચિંતાના સઘળા ધખારાને,
પ્રભુમાંહિ લગની દૃઢ લગાડનારાને;—જોઇ પુષ્પે વધાવું૦
નિજ કાજ સહે કષ્ટતણા ભારાને,
પ્રભુકાજે સર્વસ્વ અર્પનારાને; જોઇ૦
અચળ શ્રદ્ધાનો દંડ પકડનારાને,
તરી પોતે બીજાને તારનારાને; જોઇ૦
જોઇ આપઉરે ચિતિ ઝળકારાને,
આપું આલિંગન હૃદય તમારાને; આજ૦

---

## पाहि माम् पाहि माम्.

પદ ૧૪૭

ગુરુ! ચરણશરણ થયો હું બાળક, **पाहि माम् पाहि माम्**[1]
મુંજ પૂઠપાછળ લાગીયા થઇ વૈરી આંતર ક્રોધ કામ,
આગળ દીસે મદ મોહ મત્સર, **त्राहि माम् त्राहि माम्.**
તવ અભયકર આશ્રયપ્રદાતા ઓથમાં લઉં હું વિરામ,
સઉ વિઘ્નકારિ વિપત્તિમાંથી, **पाहि माम् पाहि माम्.**
મુજમાં નથી કંઇ બળ પ્રભુ! લેવા તમારું પુણ્ય નામ,
પણ આપ મારું નામ લઇને, **त्राहि माम् त्राहि माम्.**
આંતર ઉપાધિ ઉગ્ર થઇને ક્ષણ ક્ષણે દે તીવ્ર ડાંભ,
તેતણા પ્રબળ પ્રહારથી પ્રભુ! **पाहि माम् पाहि माम्.**
વિધવિધ વિરોધી સત્ત્વપ્રતિ સંમુખ થવાને નથી હામ,
તો આપ સહાય્યરૂપે રહીને, **त्राहि माम् त्राहि माम्.**
હું દીન પામર અજ્ઞ ને વળી કૃતઘ્ની પણ કરું પ્રણામ,
સર્વસ્વ મુજ તેને ગણીને, **पाहि माम् पाहि माम्.**
શ્રદ્ધા નથી કે ભક્તિ કે તમને રીઝવવા નથી સામ,[2]

---

૧ મારું રક્ષણ કરો. ૨ કળા, યુક્તિ.

કેવળ તમારા પ્રતાપે કરી, त्राहि माम् त्राहि माम्.
પ્રભુ! આપ આશ્રયવિણ હવે બીજાતણો આશ્રય હરામ,
નરહરિ પ્રભુ! મુજને શરણ ગણી, पाहि माम् पाहि माम्.

---

## इष्टदर्शनातुर भक्तना उद्गार.

પદ ૧૪૮ (કોઇ એક સમે મારા પ્રેમી પતિએ, એ લય.)

એકવાર મળે તો હું દુર્બલ તો પણ દોડીને હૃદયશું ભેટી પડું,
કંઇક કાળથી છુટું પડેલું હું લોઢું એ, ચુંબકને જઇ સહજે અડું.
એક વાર જુએ તો એ કમલનયનને, હસિતનયન હું બનાવી દઉં,
મારું હૃદય એ હરણ કરે તે પહેલાં, એમનું હરણ કરી હું લઉં.
એક વાર વદે તો તો એ વચનામૃત, પાન કરીને હું અમર થઉં,
ઉર શાન્તિ ને આનન્દ પામીને હું પછી, અંતરથી નિત્યતૃપ્ત રહું.
એક વાર શુણે તો તો દીનપણે, મુજ હૃદયવ્યથાને ખાલી કરું,
મારા આંતર ભારનો પોટલો આખો, તરત પ્રભુને માથે ધરું.
એક વાર કદી પ્રભુ દર્શન દે તો, આનન્દથી જયજય ઉચ્ચરું,
જન્મ સાર્થક માનીને ત્યારથી, હું નવ કોઇને કાંઇ કહું કે કરું.

---

## विरहालाप.

પદ ૧૪૯ (જ્યાં જ્યાં નજર મારી ઠરે, એ લય.)

તેડાવું કોને પ્રેમથી જ્યાં આવનાર જતા રહ્યા,
બોલાવું કોને બોલ દઇ જ્યાં બોલનાર મૂગા થયા.
મન તો ઘણુંએ થાય છે પ્રેમી હૃદયને ભેટવા,
પણ ભેટું શી રીતે હું જ્યાં, પ્રેમી હૃદય ચાલ્યા ગયા; તેડાવું૦
જેની દયાને પામવાને, રાત્રિ દિન તલસ્યો રહું,
દાતા દયાના જ્યાં ન ત્યાં હું મેળવું કયાંથી દયા; તેડાવું૦
નથી શરમ થાતી કે ન ઉર આવેગ પણ કંઈ આવતો,
હુંકાર તુંકારા અને કંઇ મર્મ પણ મેં તો કહ્યા; તેડાવું૦
સંબંધ સઘળો ભૂલીને તત્પર થયા તરછોડવા,
કંઇ કાળથી હું રંકકેરા હાથ તો જેણે ગ્રહ્યા; તેડાવું૦
મેરુસમા મેં નિત્ય નિશ્ચલરૂપ જેને તો ગણ્યા,
તે દૃષ્ટિમાંથી હાય! આજે, જોતજોતામાં વહ્યા; તેડાવું૦

વાણી છતાં પણ મૂક છું, આંખો છતાં પણ અંધ છું,
જીવવા છતાં નિર્જીવ છું, જ્યાં પ્રાણ મારા ના લહ્યા; તેડાવું૦
હે નાથ ! અધિક હું શું કહું, પણ એટલું તો જાણજો,
નયનોથી છો અળગા થયા પણ, મેં હૃદયમાં સંગ્રહ્યા; તેડાવું૦

## ईश्वरना अमर्याद विशुद्ध स्नेहनुं अंजन.

પદ ૧૫૦ ( મોહનવિરહે આલિ, હું દિવાની ફરું, એ લય. )

અંજન દૃગમાં[1], આંજું પ્રભુના સ્નેહનું,
જેહ આંજ્યે, સ્વરૂપ થાય દિવ્ય દેહનું; અંજન૦
એક શલાકાપૂર જો, એ અંજન અંજાય,
ત્રિલોકમોહન તો તરત, એ લોચન થઇ જાય,
કોઇ રસીયા, અંજાવે અંજન તેહનું; અંજન૦
કંઇ અવનવી ભુરકીભરી, એ દૃષ્ટિ જ્યાં જાય,
આકર્ષાતાં તે બધું, વશ આ વિશ્વ જ થાય,
એવું સામર્થ્ય છે, અદ્ભુત જેહનું; અંજન૦
[2]અતીત અનાગત જેવડે, સ્પષ્ટ યથાવત્ થાય,
વિકારી ભાવો નયનના, જેથી સદ્ય વિલાય,
દૃષ્ટિ વિમલ થઇ ટળે પડળ સન્દેહનું; અંજન૦
વિરોધ, નશ્વરતા તથા, આવરણો, અજ્ઞાન,
ટાળી દેખાડું હું તો, પ્રિય પ્રભુ સર્વ સ્થાન,
અજય ભેદી, દર્શન કરાવું હું ફતેહનું; અંજન૦
એ દૃષ્ટિથી સભર ભર્યું, જ્યાં ત્યાં જીવન લહાય,
અખંડૈકરસતત્ત્વનો, જેથી અનુભવ થાય,
વિગ્રહ શમતાં, સામ્રાજ્ય વર્તે જ્યાં સુલેહનું; અંજન૦
વ્યાપી રહ્યાં જે સર્વમાં, અનુપમ શુભ ને ક્ષેમ,
દર્શાવે પ્રત્યક્ષ તે, એવો જે પ્રભુપ્રેમ,
આવો, આવો, અંજન લગાવું હું એહનું; અંજન૦

## हितवचन.

પદ ૧૫૧ ( અંતરરે, અહાહા, કરે ચાંદલીઓ ચમકાર, એ લય )

હિત ચાહો તો બંધુઓ ! ટાળો અંતર્નો અંતરાય.
મારા વહાલા ! ન ધરશો જરાય, ભેદ એકબીજાનો માંહી રે; હિત૦

---
૧ નેત્રમાં. ૨ ભૂતભવિષ્ય.

દુધમાં સાકર જેમ ભળે તેમ, હૃદય હૃદય ભેળવાય,
અવનવો આનંદ ઉઠતો ઉરમાં જે, શમાવ્યો ન શમાય રે; હિત૦
બળનો પરાવધિ ભાસે જો બંધુમાં ઐક્ય સદા જળવાય,
અદ્‌ભુત સુખનો સાગર રેલે જેમાં, બંધુ નિરંતર નહાય રે; હિત૦
વિવિધ વિકળતા મટી જતી જો એક ભેદની વૃત્તિ વિલાય,
પ્રેમપ્રવાહ અખંડિત વહે જેનો, વેગ ન ખાળ્યો ખળાય રે; હિત૦
અભેદભાવથી બંધુને ભેટતાં ઉરમાં તો કંઇ કંઇ થાય,
અભેદભાવનુ વિશુદ્ધ સુખ એ, કલ્પ્યું ના કલ્પાય રે: હિત૦
અભેદભાવ એ લક્ષણ પ્રભુનું, અંતરમાં જો ધરાય,
પ્રભુના હૃદયસમ તેના હૃદયમાં, રહેતી પ્રશાંતિની છાય રે; હિત૦
ભેદ એ તો છે કીટ હૃદયનો જે, સર્વાંગ ફોલી ખાય,
વિધવિધ સંતાપ ઉપજાવનારી, ભેદ છે મોટી લાહ્ય રે; હિત૦
સ્નેહના તંતુમાં મણકા બનીને, જો કદી પ્રોવાવાય,
ભિન્ન છતાં પણ સઉથી નિરંતર, એકરૂપે રહેવાય રે; હિત૦
વિગ્રહ ટાળીને બંધુઓ મારા, સ્નેહ પસારો સદાય,
અધિક શું કહું પણ માનજો આવા, બંધુ ન મળશે કયાંય રે; હિત૦

---

## हृदयमल निवृत्त करवा श्रीइष्टने अभ्यर्थन.

પદ ૧૫૨ (બહોતેરી સમન્તયો રી, એ લય.)

હૃદયમલ ટાળો રી, હો ગુરુરાય.
આપની ચમત્કૃતિ પણ જેથી, દીસે પ્રપંચ કાળો રી;—
મલિનતાથી મને ન સુઝે, નાથ! તમે તો નિહાળો રી;—
બહિર્ વહેતી આ વૃત્તિઓ, હૃદયપ્રદેશે વાળો રી;—
હૃદયપ્રદેશમાં સુન્દર ચરણે, ઠમક ઠમક પ્રભુ ચાલો રી;—
ઉખરસરખી મનોભૂમિમાં, સ્નેહરસરંગ ઉછાળો રી;—
આપનું નામ ન હૃદયે, પણ ભર્યો, કુસંસ્કારઅટાળો રી;—
બીજું તો પ્રભુ કાંઇ નથી કહેતો, હાથ હવે તો ઝાલો રી;—
આપવિના નથી હૃદયને ઉજ્વલ, કોઇ કરવાવાળો રી;—
માટે આપના હૃદયકમલને, આપ પ્રભુ સંભાળો રી;—

---

## इष्टमां अविचल श्रद्धा तथा प्रेमने धरनार श्रद्धालु जनोना निश्चयो.

પદ ૧૫૩ (જગત્‌ના નાથને જોયા વિના, એ લય. )

અમારા ઇષ્ટને કાજે, અમો તો ચાહ્યુ તે કરશું,
થવા ઇષ્ટાર્થસિદ્ધિને, અમે તો ચાહ્યુ તે કરશું,
અમે તો ચાહ્યુ તે કરશું, કશાથી ના કદી ડરશું; અમારા૦
શરીરની સ્પૃહા નવ ધરતાં, શીતોષ્ણાદિથી ના ડરતાં,
ગ્રહેલાં કાર્ય આચરતા, અમે તો મસ્ત વિચરશું; અમારા૦
પ્રભુઇચ્છારૂપી વેદી,-ઉપર હોમીશું પ્રાણાદિ,
દઇ જીવનની આહૂતિ, અમે તો અમર વર વરશું; અમારા૦
સ્હેવી વ્યવહારહાનિને,—પડે તો તેહ પણ સહીને,
ભેખ એવો અચલ ગ્રહીને, અમે કર્તવ્ય આચરશું; અમારા૦
અમે સર્વસ્વ ત્યાગીશું, ગમે તો ભીખ માગીશું,
છતાં સર્વાર્થ સાધીશું, કદી પાછા ન પગ ધરશું; અમારા૦
પ્રભુઇચ્છા સફળ કરવા, પ્રભુઆજ્ઞા અનુસરવા,
કશાની ના કરી પરવા, અમે તો પ્રાણ પાથરશું; અમારા૦
પરિણામે સકલ સિદ્ધિ, ગ્રહીશું અકલ સમૃદ્ધિ,
તોય ગ્રહી ઉપકૃતબુદ્ધિ, પ્રભુમહિમા જ ઉચ્ચરશું; અમારા૦

---

## अंतिम शुभेच्छा.

પદ ૧૫૪ ( નેતરાન્ નેતરાન્, એ લય. )

પ્રભુઅનુગ્રહથી બંધુ ! તમને, તુષ્ટિ હો, પુષ્ટિ હો.
આ વિશ્વમાં અનુકૂલપ્રતિકૂલપ્રતિ તમ સમદૃષ્ટિ હો;
અંતર્‌તણી સંપત્તિ પામી, તુષ્ટિ હો પુષ્ટિ હો.
પ્રભુપ્રેમઅમૃતમેઘની તમપ્રતિ નિરંતર વૃષ્ટિ હો,
પ્રભુ કૃપાપાત્ર થઇ તમોને, તુષ્ટિ હો પુષ્ટિ હો.
આ તમારા સામ્રાજ્યકેરી, તમારી આંતર સૃષ્ટિ હો,
એ સૃષ્ટિના સામ્રાજ્યસાથે; તુષ્ટિ હો પુષ્ટિ હો.
તમ અભિમાનતણો વિષય વ્યષ્ટિ મટીને સમષ્ટિ હો,

સઉ ઇષ્ટ પામો, અનિષ્ટપ્રતિ નિત્યે તમારી અદૃષ્ટિ હો,
જ્યાં જાઓ ત્યાં પ્રભુસ્મરણસાથે તુષ્ટિ હો પુષ્ટિ હો;

---

## मंगल.

પદ ૧૫૫ (શંકર, શિવંકર, એ લય.)

હરિ ૐ! પરબ્રહ્મ! ભૂતાન્તરાત્મન!
સ્વયંભૂ! વિભુ! સત્યજ્ઞાનમ્ અનન્તમ્! હરિ૰
સદા આપ તો છો સ્વરૂપે અનુપમ,
થતાં ભેદભાન માનું મુજને जीवोऽहम् ; હરિ૰
વિલાવું સ્વરૂપે પૃથક્ આ અહંમમ,
ઉઠે ઉરઃ चिदानन्दरूपः शिवोऽहम् ; હરિ૰

---

## अंतर्मुख थवा मनने उपदेश.

પદ ૧૫૬ ધનાશ્રી.

થાને અંતર્મુખ, મનવા! થાને અંતર્મુખ. મનવા૰
અંતર્મુખ થવાથી ભાગશે, તુજ ભાવટ ને ભુખ; મનવા૰
અંતર્મુખતા ઉપજાવે છે, જીવને શાંતિસુખ; મનવા૰
અંતર્મુખતા થતાં જણાતું, તુજ પ્રિય તુજ સંમુખ; મનવા૰
બહિર્મુખતાથી ઉભું રહેતું, જ્યાં ત્યાં દુઃખનું દુઃખ; મનવા૰
અંતર્મુખ થતાં તું જોશે, તુજ ઉર જ્ઞાનમયૂખો[1]; મનવા૰
જ્યાંથી આજ તું વિમુખ રહે છે, તેપ્રતિ કર તુજ મુખ; મનવા૰
જે પ્રતિ અભિમુખતા જન સેવે, તેવો તે થતો અચુક; મનવા૰
માટે પ્રભુમય થવા ચહે તો, થા પ્રભુપ્રતિ અભિમુખ; મનવા૰

---

## आत्मतत्त्वनी अद्भुतता.

પદ ૧૫૭ સોરઠ.

મારા પરમ તત્ત્વ ચૈતન્ય, તારો અગમ્ય આ શો ખેલ.
જ્યાં જોઉં ત્યાં તારી કૃતિમાં, અકળ કળા સામેલ;--

૧ જ્ઞાનનાં કિરણો.

દ્રવતા તુજમાં છે નહિ પણ તું; વર્ષાવે જળરેલ;—
ઘનતા નથી તુજમાં પણ તુજને, પર્વત કરવો સહેલ;—
સ્નિગ્ધપણું નથી તુમાં તદપિ, તું જ કરે છે તેલ;—
નિવાસપણું સંભવે ન તુમાં પણ, કરી જાણે તું મહેલ;—
(તું) આદિઅંતરહિત છતાં પણ, જ્યાં ત્યાં તારી પહેલ;—
ભૂતભાવિ તું કરે, તુંજ કર્મે,—જો કે ન કાંઇ લખેલ;—
તુજમાં જવાપણું નથી પણ તું, કરે એલ ને વ્હેલ;—
નિત્યમુકત તું પણ તુજ કૃતિમાં, તું જ રચે છે જેલ;—
સર્વવ્યાપી છતાં પણ તારો, વાસ ન કોએ દીઠેલ;—
તારી કલાને તું એક જાણે, બીજાને મુશ્કેલ;—
અનુગ્રહ તારો જેને તેને, સઉ વાતનો ઉકેલ;—
હું તો તારી કલના નિરખું, તુજમાં રહી ભળેલ;—

---

## સ્ત્રીજાતિની પ્રગતિમાં સહાય કરવા બંધુઓને સાધ્વી ભગિનીઓની વિજ્ઞપ્તિ.

પદ ૧૫૮.

દો થઇ કોઇ ઉદાર, અમને, દો થઇ કોઇ ઉદાર.
પથ્થરના ઘડનાર અમે તો, દીઠા શિલ્પી અપાર,
પણ અમ અંતર્ સુઘટિત રીતે, જે શિલ્પી ઘડનાર; અમને૦
વનસ્પતિમાં પુષ્પ ઉગાડે, એવા માળી હજાર,
સ્ત્રીજાતિના હૃદયકુસુમને, હોય જે ખીલવનાર; અમને૦
પશુને પોષે એવા જગમાં, ઘણાય છે દાતાર,
ઉત્તમ માનસ ભક્ષણ દઇ જે, સ્ત્રીને પોષણહાર; અમને૦
કાગળઉપર સુંદર ચિત્રો, જોયા બહુ કરનાર,
સ્ત્રીના આંતર પટપર સંત્સંસ્કારો ચીતરનાર; અમને૦
કેવલ અધિક કલાથી કદીએ, દેશ ન ઉદ્ધરનાર,
સ્ત્રીઉન્નતિપર દેશોન્નતિનો; પ્રધાન છે આધાર; અમને૦
અમ હિતકારી બંધુ! કરજો, અમ ઉન્નતિનો વિચાર,
સમય જાય બહુ માટે કરજો, પ્રયત્ન તદનુસાર; અમને૦
બંધુને ન કહે તો કોને, કહે (આ) બહેનો લાચાર,
માટે હાવે પ્રિય બંધુઓ! સદ્ય થજો તૈયાર; અમને૦

---

## भक्तिमय चित्तनी उत्तम अवस्था.

પદ ૧૫૯ (કાન ગલી ગયે શ્યામ, એ લય.)

ભકિતમય આ ચિત્ત, મારું, ભકિતમય આ ચિત્ત.
મહામનોહર પ્રભુની મૂર્તિ, જ્યાં ત્યાં નિરખે નિત્ય;—
પ્રભુમય પોતાને તે જોતું, પ્રભુમાં થઇ સંસ્થિત;—
જુએ પ્રભુને અખંડ રક્ષક-રૂપે સન્નિહિત[૧];—
પ્રભુનાં સામર્થ્યો કદી નિજમાં, થાતાં જુએ પ્રતીત;—
આંતર સ્વર કાંઇ અખંડ ઉઠે, ગાતો પ્રભુસંગીત;—
ભકિતરસમાં સદાય માણે, શાંતિ અપરિમિત;—
ભકિતમય થઇ રહેતાં મુજને, કશું નથી વિપરીત;—
પ્રભુની આ સત્રંગી લીલામાં, જુએ ન કશું અનુચિત;—
ભક્તિ એક છે પાપમાત્રનું, ક્ષાલક પ્રાયશ્ચિત્ત;—
ભક્તિમહિમા ભાસે ન જેની, વૃત્તિ છે શંકિત;—
અનાયાસ ઉર જ્ઞાન અનુભવે, પ્રભુથી થઇ દીક્ષિત;—
અવિચલ નિર્ભય પદ પામી રહે, ઉપેન્દ્રપ્રભુઅંકિત;—

---

## श्री इष्टने पोताना गृहमां पधारवा आवाहन.

પદ ૧૬૦ (ક્યાં ક્યાં અનુભવીયું મેં સુખ, એ લય.)

પ્રભુ હું આવાહન દઉં આજ.
વિવિધ વિભુતિ સંગે રાખી, વળી નિજ શકિતસાથે,
વિનતિ સ્વીકારી નાથ! પધારી, મૂકો કર મુજ માથે; પ્રભુ૦
શરીર ને આ ગૃહ જેને હું, કહું છું મારું મારું,
તેમાં ચરણો કરાવવાને, આજે મેં નિર્ધાર્યું; પ્રભુ૦
ઐશ્વર્યાબ્ધિ આપ પ્રભુને, યોગ્ય ન એમાં કાંઇ,
તોપણ મુજ ઇચ્છાવશ વર્તી, નાથ! પધારો આહિં; પ્રભુ૦
પ્રેમવડે નિજ ચરણકમલને, ફેરવતા પ્રભુ! જ્યાં જ્યાં,
પૂર્ણ અલૌકિકતાનો પરિમલ, પ્રસરી રહેતો ત્યાં ત્યાં; પ્રભુ૦
જે સ્થળ દીપક પ્રકટે તે સ્થળ, પ્રકાશથકી છવાયે,
આપ પધારો તે સ્થળ દિવ્યતા, અનાયાસ થઇ જાયે; પ્રભુ૦

---

૧ પાસે.

સ્મરણવડે કદી કીર્તનથી કદી, પદસેવન કરી પ્રીતે,
આપ પ્રભુને પ્રસન્ન કરવા, યત્ન કરીશ હું નિત્યે; પ્રભુ૦
પૂજનથી કદી, બોધશ્રવણથી, કદી અનુચરભાવે,
આપ પ્રભુને સેવીશ હું કદી, સખ્યપણાને દાવે; પ્રભુ૦
અર્ચન કરી, કદી વંદન કરી કદી, કરી સમર્પણભક્તિ,
અનન્યભાવ ધરી કદી મુજને, લહીશ ન ન્યારી વ્યક્તિ; પ્રભુ૦
જે વિધિથી પ્રભુ પ્રસન્ન થાશો, સેવીશ તે વિધિને હું,
અથવા અવિધિથી જો રીઝશો, ગ્રહીશ તો તેને હું; પ્રભુ૦
જે રીતે કહેશો તે રીતે, સેવા કરીશ તમારી,
સ્વીકારી લેજો તે નરહરિ પ્રભુ ! મુજ ગૃહ આજ પધારી; પ્રભુ૦

---

## इष्टनुं संतत ध्यान करनारने सर्व कांई सुलभ होय छे.

પદ ૧૬૧

જેનાં હૃદય પ્રભુપદ ધ્યાય, તેને મળે સઘળી સહાય.
પ્રભુ વિરાજે હૃદય જેના, ઉર ન ઉડે કલેશ તેનાં–
મુખ સદા મલકાય; જેનાં૦
ભલે નાંખે અગ્નિમાંહિ, આંચ ના'વે તેને ત્યાંહિ–
કેવલ જલ દેખાય; જેનાં૦
ભલે તેને વ્યાધિ થાયે, દુઃખ જરી ન જણાય કાયે,
આરોગ્યે જ સુહાય; જેનાં૦
જેહ પ્રભુ નિરખે નયનથી, દુઃખ, જડ ને અસત્ય મનથી–
તેને કહિં ન લહાય; જેનાં૦
હાનિ, ભય, ચિન્તાવિષે પણ, જેહ પ્રભુને સ્મરી ક્ષણ ક્ષણ,
અહર્નિશ હરખાય; તેને૦
'અંતરેકો બહિર્નાના', વિચરી લોકો રહે છાના;
તેવા જન તો સદાય; જેનાં૦
જેહ પ્રભુને સ્મરી નિરંતર, નિરખે નરહરિ બહિરંતર,
તેહ પ્રભુમય થાય; જેનાં૦

---

## શ્રી ઇષ્ટનો મંગલનાદ.

પદ ૧૬૨ (મદનની શું બોલું બલિહારી, એ લય.)

શુણો આ, પ્રભુનો મંગલનાદ,
અણુઅણુમાં જીવન દઇ જે ઉપજાવે પરમ આહ્લાદ.
અહા! શો કોમલ અદ્‌ભુત નાદ;
શ્રવણ કરંતાં ઉરમાં પ્રકટે સહેજે ચિત્તપ્રસાદ; શુણો૦
ધન્ય એ જેને શ્રવણે પ્રાપ્ત;
જેનાં આન્દોલનથી આજે વિશ્વ સકલ આ વ્યાપ્ત; શુણો૦
શુણો એ સર્વ સિદ્ધિપ્રદ સુર,
નિજ કર્તવ્યે પ્રમાદ ત્યજવી, ઉપજાવે છે શૂર; શુણો૦
કહે શું! પ્રભુ એ નાદની માંહિ,
"નિકટ સદા હું રહ્યો તમથી કંઇ દૂર ન જાણો ભાઈ!" શુણો૦
વળી બીજો એ કરે રણકાર:
"દીનસમા શીદ બની રહો જ્યાં, છે મારો આધાર"; શુણો૦
કહે સ્વર એ, ફરીને ચોપાસ :
"ભયને શીદ ધારો જ્યાં હું છું, નિત્ય તમારી પાસ"; શુણો૦
કહે : 'શીદ ક્લેશથી પામો ત્રાસ,
સદા પ્રસન્ન રહો રાખીને મારામાં વિશ્વાસ"; શુણો૦
કહે છે: 'શંકા ધારો કેમ,
"સમર્થ છું હું સદાય વહેવા, તમારું યોગક્ષેમ"; શુણો૦
"અહિતની શંકા ધરો કાં ઉર,
"મારા પ્રિયનું હિત ન કરું એવો હું નથી નિષ્ઠુર"; શુણો૦
"લહો શીદ દરિદ્રતાથી દુઃખ,
"જાણો તમકાજે છે મારાં સંપત્તિ ને સુખ"; શુણો૦
હજી પણ શુણો પ્રભુનો નાદ,
કહે છે: "હું છું તત્પર દેવા જ્ઞાનૈશ્વર્ય અગાધ"; શુણો૦
પ્રભુનું આંદોલન કહે એમ :
"સદા સર્વદા મારો હવે છે તમપ્રતિ આત્મીય પ્રેમ"; શુણો૦
હજી પણ અધિક કહે પ્રભુ કાંઇ.
"મારું જે સઘળું તે માનો, તમારું નિશ્ચય ભાઇ!"; શુણો
શુણી આ પ્રભુનો મંગલ નાદ,
સદા મસ્ત વિચરો મુજ બંધુ! ત્યજીને સર્વ વિષાદ; શુણો૦

---

## પોતાના કર્તવ્યમાં સ્થિર થવાને સાધકોને સુબોધ.

**પદ ૧૬૩. રામગ્રી.**

સદ્‌ગુરુબોધ શ્રવણ કરી, મારા સાધકવીર !
મનમતિકરણો પ્રેરજો, થાવા કર્તવ્યે સ્થિર:--
શ્રેયસ્સાધક નામથી, માત્ર ધરો ન સંતોષ,
કંઇક વિશેષ એવું કરો, જેથી થાયે જયઘોષ;--
રાખે જગના જન ઘણા, વૃત્તિ નિજ બહિર્મુખ,
સાધક, ત્યારે તમે કરો, વૃત્તિ અંતર્‌મુખ;--
તર્ક ને બુદ્ધિ ભેળવી, બીજા કરતા છો કાર્ય,
(તમે) શ્રદ્ધાથી કેવલ માનજો, કહે જે આચાર્ય:--
બીજા છો ને માનતા, વેદવચન અમૂલ્ય,
જાણજો પણ કંઇ છે નહિ, નિજ ગુરુવાણીતુલ્ય;--
બીજા કમર કસી ભલે, પહેલો ખેડે વ્યવહાર,
સાધજો પ્રથમ તમે રુડો, પરમાર્થઆચાર;--
રમણીય આત્મસ્વરૂપનો, કરજો અધિક વિચાર,
કાં જે સ્વરૂપને પેખવા, પહેલો તમને અધિકાર;--
વિષયે વહેતી ઇન્દ્રિયો, છો ને રાખે અન્ય,
નિગ્રહ કરી તેનો ચાખજો, સુખ સ્વરૂપજન્ય;[1]--
બીજાઓમાં મન છો રહ્યું, પણ કરી તમે યત્ન,
તમમાં અમનરૂપ તેહને, કરી લહો ચિદ્રત્ન;--
જગતતણી પ્રતિકૂલતા બીજાને છો દે દુઃખ,
પણ તે નિહાળી મલકતું, સાચા સાધકનું મુખ;--
કષ્ટ ભલે આવે કોટિધા, જે દે બીજાને ત્રાસ,
તેથી તમે નવ ત્રાસશો, કે ન થાશો નિરાશ;--
સાચું એક સ્વરૂપ છે, બીજા મિથ્યા ભાસ,
તેથી અન્ય વિષયતણો, ત્યજજો દૃઢ અધ્યાસ;--
ગુરુએ પ્રબોધિત સાધને, વહાલા ! વહેજો સદાય,
વિમુખ થવાયે જો કદી, સાધકપણું તો લજાય;--
અદ્‌ભુત ભક્તિભાવને, ઉપજાવી ગુરુમાંહ્ય,
ગુરુઆજ્ઞાને પાળશો, તો તો શ્રેય સધાય;--
ગુરુથી અધિક કશું નથી, ગુરુથી ન કાંઇ અન્ય,
સુદૃઢ ભાવ એ ધારશો, વિશ્વે થાશો તો ધન્ય;--

[1] સ્વરૂપનું, સ્વરૂપથી પ્રકટેલું.

પ્રાણિમાત્રવિષે લહી, નિજ આત્મસ્વરૂપ,
અભિન્નભાવ પ્રસારશો, લહેશો સુખ તો અનુપ;—
બંધુ! પરસ્પરમાં સદા, રાખો દૃઢ અનુરાગ,
તો તો સહજમાં પામશો, પ્રભુપ્રેમપરાગ;—
હરઘડી હરિમાં વાળજો, વૃત્તિ સ્મરીને ઈશ,
ઉપેન્દ્ર ગુરુકરુણાવડે, થાશે જય દશદિશ;—

## निरंतर शुभदृष्टिने धारण करवा प्रबोध.

પદ ૧૬૪ (બાંધ લીઓ તરવાર, એ લય.)

શુભમય દૃષ્ટિ રાખ, નિરંતર, શુભમય દૃષ્ટિ રાખ,
જો હિત ચાહે અથાક; નિરંતર૦
જેમાં તેમાં શુભ તું જોજે, શુભમય વાણી ભાખ; નિરંતર૦
અનન્ત દેશે ઉડ ધરીને શુભ–કલ્પનારૂપી પાંખ; નિરંતર૦
શુભની ખુમારીથકી ભરેલી, આંખે ન વળતી ઝાંખ; નિરંતર૦
એ તુજ શુભ દૃષ્ટિને પતિત–જનોપર પણ તું નાંખ; નિરંતર૦
સઉમાં સૂક્ષ્મપણે શુભ વ્યાપ્યું, તેને સત્વર ઝાંખ; નિરંતર૦
સઘળે વ્યાપેલા શુભના અમૃતરસને તું ચાખ; નિરંતર૦
ભલે કહે કટુ વચનો કોઇ, પણ તેને તું સાંખ: નિરંતર૦
શુભનો સાધુ થઈ લગાડ. સર્વાંગે શુભની ખાખ: નિરંતર૦
તવ શુભતમ નરહરિથી મળશે, તારી આંખે આંખ; નિરંતર૦

## ज्ञाननुं दान करवा श्री इष्टने अभ्यर्थना.

પદ ૧૬૫ ધનાશ્રી.

જ્ઞાન દીયો ગુરુદેવા! અમોને, જ્ઞાન દીયો ગુરુદેવા!
આપને શરણે આવ્યા અમે તો, સત્ય જ્ઞાનને ગ્રહેવા; અમોને૦
સાચા જ્ઞાનવિના બીજાથી, અમારે ન લેવા દેવા; અમોને૦
જ્ઞાનવિના અમે કોટિ જન્મસુધી, રહીશું એવા ને એવા; અમોને૦
જ્ઞાન નથી તેથી છીએ અમે પશુ, પુચ્છવિનાના જેવા જેવા; અમોને૦
કરુણા કરો જેથી જ્ઞાન ગ્રહેતાં, પડે ન કષ્ટ કંઇ સ્હેવાં; અમોને૦
આપનું બળ ક્યાં? જ્ઞાન ગ્રહેતાં, જો ઉતર્યા પરસેવા; અમોને૦

ગટક ગટક અમ ગળે ઉતારો, જ્ઞાનના મીઠા મેવા; અમોને૦
અમ અંતરઘરને રક્ષો પ્રભુ! ચઢાવી જ્ઞાનનાં નેવાં; અમોને૦
જ્ઞાન મળ્યા પછી નહિ આવીએ, બીજું કંઇ લેવા કે કહેવા; અમોને૦
આપ પ્રભુના બાળક અમને, જાણો ન જેવા તેવા; અમોને૦
જ્ઞાન ગ્રહીશું, નવ જંપીશું, શરમ શી જ્યાં બેઠા લેવા; અમોને૦
ઉપેન્દ્ર નરહરિ! માની લેજો, અમ આડાઇને સેવા; અમોને૦

---

## गुरुस्मरण करवाने साधकोने प्रबोध.

પદ ૧૬૬ (પ્રભુચરણોમાં રમતું મુજને ભાવે—એ લય.)

નિજ ગુરુનું તો, સ્મરણ કદા ના ભુલીએ,
જો હિત ચહીએ, (તો આ) શિખ ગ્રહીએ, નિજ૦
જે ગુરુના ઉપકારથી, આપણું જીવન સમગ્ર.—
અભ્યુદયને પામતું, તેનું સ્મરણ જિહ્વાગ્ર,
બંધુઓ! નિરન્તર રાખીને, ગુણ ભાખીને, રૂપ ઝાંખીને,
સુખ ચાખીને, શિર નાંખીને—
ગુરુચરણવિષે ઝુલીએ; નિજ૦
જે ગુરુના અનુગ્રહવડે, સદ્ગુરુસ્વરૂપ લહાય,—
ધિક્ જો તેવા ગુરુપ્રતિ, કૃતઘ્ની થઇ વર્તાય;—
સાવધ થઈ ગુરુ સંભારીએ, ન વિસારીએ, જીવ તારીએ,
ઉદ્ધારીયે, ઉર ઠારીએ,
વળગી ગુરુઅંગુલિએ; નિજ૦

---

## स्नेहस्मरणथी थतुं वियोगाक्रंद.

પદ ૧૬૭ (બાપજી, બાળતાને આજ ઠારો,—એ લય.

સ્મરણ નથી ભૂલાતાં, નાથ! એ, સ્મરણ નથી ભૂલાતાં.
જે જે સમયે સ્નેહથી સાથે, બેસીને પીતા ખાતા,
જે જે સમયે સાથે હળીમળી, ફરવાને જાતાતા; નાથ૦
વિનોદભાવમાં પ્રેમભરેલાં, વચનો જે કહેવાતાં;
કોઇક સમયના નેત્રના ભાવો, (અમ) દૃષ્ટિથી હજી ન ભૂલાતા; નાથ૦
આપ પ્રભુનાં સંકીર્તનને, જ્યારે જ્યારે અમો ગાતા,
તે કાળે જે પ્રશંસાભરેલાં, વચન મુખે વદતા'તા; નાથ૦

નદીએ જઈને નીર ઉછાળી, જે જે સમે અમે ન્હાતા,
સાથે રહી વ્યાયામનિમિત્તે આમતેમ જવ દોડતાતા; નાથ૦
વૃક્ષનીચે કદી બેસતા તો કદી, વિહારસ્થાને ફરતાતા,
પ્રવાસમાંહિ રાતોની રાતો, સાથે રહી જે સુતાતા; નાથ૦
વિવિધ વિકલતામાં જે કોમલ, શબ્દો સંભળાવતાતા,
ઠપકાને બદલે (જે) મૃદુ વચનો, સ્મિતયુક્તમુખથી કહેતાતા; નાથ૦
નાનામોટાનો ભેદ ગણ્યાવિણ, હાસ્યમાં જે ભળતાતા,
મર્મભરેલાં વચન વદી અમને જે મુગ્ધ કરતાતા; નાથ૦
તુચ્છ અમારાં કષ્ટ નિહાળી, હૃદયથી જે લેવાતા,
અમઅર્થે જેણે વિવિધ પ્રકારના, જાતિભોગ દીધાતા; નાથ૦
સ્વાર્થ ત્યજી અમકાજે જેણે, શારિર કષ્ટ સહ્યાંતાં,
નિજ માનસ બલ જેણે સમર્પ્યું, દેવા અમોને સુખશાતા; નાથ૦
જે જે સ્મરણો વૃત્તિમાં થાતાં તે, શબ્દે નથી ઉચ્ચરાતાં,
કૂપની છાયા કૂપે શમે તેમ, મનમાં ને મનમાં શમાતાં; નાથ૦
અણુછતું પણ જવ સ્મરણ થતું તવ, હૃદય ભરાયે જાતાં,
હર્ષપ્રસંગે પણ એ સ્મરણ થતાં, વદન તો ઢીલાં થાતાં; નાથ૦
આપ પ્રભુને તો શું કરવું, સઉ વાતોના છો જ્ઞાતા,
કાં તો એ સ્મરણ વિલોવો કાં તો એ, સ્મૃતિના વિષયને દો દાતા !નાથ૦
આપની ભક્તિમાં જીવનના જેણે, સમગ્ર અંશો અર્પ્યાતા,
એ અમ સંગીને અમથી જન્મોજન્મ, મેળવજે હે વિધાતા !નાથ૦

---

## सममसर्वत्र जीवननी अभिव्यक्ति करवा जीवननिधि श्री इष्टने विज्ञप्ति.

પદ ૧૬૮ ( ઈશ્વર ક્યાં અમો શોધું. એ લય. )

જય જય જીવનનિધિ ! આજે જીવન જ્યાં ત્યાં પ્રવર્તાવો.
જ્યાં ત્યાં પ્રવર્તાવો, જગત્ આ જીવનમય થાઓ;—
આપ જ વિશ્વવ્યાપી વિભુ સકલમાં જીવનરૂપ કહાવો,
આપનું રૂપ જે પ્રચ્છન્ન તે પ્રભુ ! પ્રકટ પ્રકટાવો; જીવન૦
રોગી દરિદ્રી, દુર્બલઉરે પણ જીવનને લાવો,
જેથી પ્રાણમય બનીને લીયે નિજ જીવનનો લ્હાવો; જીવન૦
દઈને જીવન, વિદ્યા, ધન તથા આરોગ્ય ઉપજાવો,
સ્વત્વનું સાચું મૂલ્ય મનુષ્યહૃદયે આજ દર્શાવો;— જીવન૦

દૈવી જીવન દઇને નાથ! માનવે સ્વત્વ શોભાવો,
સ્વત્વ પ્રકટ થયાંવિણ મનનો દુર્બલ સ્વભાવ ન જાવો; જીવન૦
વાસ્તવ જીવનવિણ અજ્ઞાનઅંધાપો ન દૂર થાવો,
જ્ઞાનાગ્નિ પ્રકટવા જીવનઅંજનઃ આજ અંજાવો; જીવન૦
પ્રાણીમાત્ર આપ કૃપાથી દૈવી જીવનમાં ન્હાઓ,
જનનમરણવિદ્દારણજીવનઅમૃત પ્રેમથી પાઓ; જીવન૦
સાચું જીવન જે વિધિથી મળે તે માર્ગ બતલાવો,
દઇને જીવન, મ્લાન વદન જીવોનાં આજ મલકાવો; જીવન૦
જગપતિ! આપ પ્રભુના આ જગતને જીવનથી છાઓ,
નરહરિ! સાર્વભૌમરૂપે જીવનનો આણ વર્તાવો;-- જીવન૦

---

## જીવનનાં ફુલડાં.

પદ ૧૬૯ (મીરાંને પૂર્વ જન્મની પ્રીત રે, એ લય.)

લ્યો રે મધુરાં મધુરાં આ ગુલાબ રે, એ તો ફુલડાં જીવનનાં,
કોઇ ફુલડાં જીવનનાં,
અમે તો ભરીયાં ફુલડે અમારાં છાબ રે, લેજો ફુલડાં જીવનનાં,
આ લો ફુલડાં જીવનનાં—દઇએ ફુલડાં જીવનનાં.

મીઠાં ને મૃદુતાભર્યાં, જીવનકેરાં ફુલ,
ચૌદ લોકના સાહ્યબી, અમારાં ફુલડાંઉપર જાણો ડૂલ રે;
એવાં ફુલડાં જીવનનાં : અમારા ફુલડાં જીવનનાં;--
જરી પણ જેને સુંઘતાં, ચઢે ખુમારી અપાર,
મદભરીયાં એ ફુલને, અમે તો વેચું છચોક બજાર રે;
લ્યો રે ફુલડાં જીવનનાં : આ રે ફુલડાં જીવનનાં;—
એ ફુલડાંને સુંઘવા—ની તો નોખી રીત,
વિરલો લેવણહાર તો, પ્રાણસાટે પણ કરતો ખરીદ રે;
એવા ફુલડાં જીવનનાં : વિરલાં ફુલડાં જીવનનાં;—
વિપત્તિ, વ્યાધિ, મરણને, પણ ટાળી દે જેહ,
અમૃતથી અદકાં ઘણાં, દઇએ તમને આણીને સાચો સ્નેહ રે;
અમારાં ફુલડાં જીવનનાં : મીઠડાં ફુલડાં જીવનનાં;--
પુષ્પ અધિક એ સુંઘવા, ઇચ્છા થાય લગીર,
તો તો વહાલાં ! આવજો, અમારે જીવનકેરે મન્દિર રે;
સુંઘવા ફુલડાં જીવનનાં: લેવા ફુલડાં જીવનનાં;—

એક વખત પણ જો કદી, લેશો એની વાસ,
મનની મસ્તી માણતાં, કહેશો: સાર્થક આ ભવનો પ્રવાસ રે;
સુંઘે ફુલડાં જીવનનાં: પામ્યે ફુલડાં જીવનનાં;—

---

## જીવનની ઉક્તિ.

પદ ૧૭૦ (મુખ નહિ બોલે બાળા તમારી, એ લય.)

નિત્ય નિરંતર બાહ્યાભ્યંતર, સઘળે જેનો વાસ,
હાં...એવું હું છું અદ્‌ભુતસરખું, જીવન સ્વયંપ્રકાશ.
જ્યાં જ્યાં મારો ઉદ્‌ભવ થાતો, ત્યાં ત્યાં સર્વૈશ્વર્ય,
સહજે પ્રકટે, સૂર્ય ઉગતાં, પ્રસરે જેમ ઉજાશ; એવું હું૦

સર્વ કોઇને ઉન્નત કરવા, એ છે મારો ધર્મ;
મોંમાગ્યું દઉં તેને જે મુજમાંહિ ધરે વિશ્વાસ; એવું હું૦

મૃતસરખાને સજીવન કરવું, એ મારે મન સ્હેલ,
કાં જે એ તો થઈ રહ્યો મુજ, સ્વાભાવિક વિલાસ; એવું હું૦

મુજમાં હરતા ફરતા સઉ જન, પણ નવ મુજને જોઈ—
શકતા એવો પ્રકટ છતાં પણ, મારો ગુપ્ત આવાસ; એવું હું૦

યોગ્ય વિધિથી પ્રતિક્ષણ મુજને, ગ્રહણ કરે જે ઉર,
તેનામાં સઘળાં સામર્થ્યો—કેરો કરું હું વિકાસ; એવું હું૦

જીવન સઉ કો કહે મને પણ, લહે ન તેનો મર્મ,
મને સમજવા વિરલ જગત્‌માં, કરે યથાર્થ પ્રયાસ; એવું હું૦

ઉપવાસે આહારે ને જાગરણે નિદ્રામાંહિ,
એમ સર્વ વસ્તુ ને સ્થિતિમાં, મારો નિત્ય નિવાસ; એવું હું૦

યત્ન કરો કો મુજને ગ્રહેવા, દેવા છું તૈયાર,
જેને જે જે માગે તેને, મારો એ અભ્યાસ; એવું હું૦

રખે મને કોઇ સ્વર્ગે ધારો, કે ગિરિજંગલમાંહિ,
ગ્રહણ મને કરી લેશો તમમાં, લેતાં એક જ શ્વાસ; એવું હું૦

જે જોઇએ તે સહજ પામશો, ગ્રહેતાં મુજ આધાર,
નિર્ભય રહેજો, અષ્ટ પ્રહર છું, નિત્ય તમારી પાસ; એવું હું૦

---

## अंतर्मां रहेलुं अमर्याद सामर्थ्यवान् कंईक.

પદ ૧૭૧ ( અરે ચેત ચેત ચેત રાય શું સુઇ રહ્યા, એ લય. )

મુજ દૃષ્ટિમાંહિ ચમત્કભર્યું આ શું આવતું,
મને કાંઈ કાંઈ દૈવીતત્ત્વથી ભળાવતું;—
એ વિશ્વનો વ્યતિકર હશે કે વિશ્વથી પણ બહારનો,
અંતર્તણો એ સ્વર હશે કે શું હશે એ બહારનો ?
એ તે પ્રદેશ હશે હૃદયનો કે પ્રદેશ શું બહારનો ?
વૃત્તાન્ત એ કહેતો હશે, ભીતરતણો કે બહારનો ?
મને કોઈ એહ ગ્રંથિ ઉકેલી ન બતાવતું; મુજ૦
ભ્રાન્તિ હશે કે સ્વપ્ન કે એ કલ્પના કે શું હશે ?
કે પરમસત્યરૂપે કહે છે, જેહ એવું એ હશે ?
એ તે ક્ષણિક હશે કદિ, કે સનાતન શું એ હશે ?
એ તે હશે શું વિલાસ કે, અવ્યક્ત કહે છે તે હશે ?
કંઇ સમજી શકું ન તોય મને ઉરથી ભાવતું; મુજ૦
જોઉં છતાં પણ તેહ ના, કહેવાય મારાથી,
જોઉં ન મુજમાં, તોય પણ, નથી દૂર મારાથી;
ન હું ઓળખી શકું તે છતાં ન અગમ્ય મારાથી,
દર્શાવી પ્રકટ શકું ન પણ, નથી છૂપું મારાથી;
કંઇ અવનવારૂપે એ મુજવિષે સોહાવતું; મુજ૦
હું તે બીજું તો શું કહું પણ ( મને ) સુખ આપે છે,
શાંતિ પ્રસાદ અને વળી, કંઈ પ્રાણ આપે છે;
કંઇ સત્ય જ્ઞાન અને કંઇ સામર્થ્ય આપે છે;
એ સર્વથી પણ અધિક એવું, કંઇક આપે છે;
ન કથાય એવા હર્ષથી મને હુલાવતું; મુજ૦

---

## इष्टमाहात्म्यना कथनपूर्वक सप्रणाम सद्गुरुस्तुति.

પદ ૧૭૨ ( પ્રભુ મુજ કૃતિમાં બહુ ખામી, એ લય. )

જય ! જય ! જય ! નૃસિંહ ગુરુરાય ! પ્રેમે પ્રભુ ! પ્રણમીએ પાય.
રશ્મિરૂપ શ્રેયસ્સાધકના, આપ પ્રભુ આદિત્ય,
આપ પ્રભુના પ્રકાશથી અમે, ઝળહળી રહીએ નિત્ય; જય૦
શ્રેયસ્સાધકલહરિકેરા, આપ સિન્ધુ પ્રખ્યાત,
ગર્જન કરીએ મસ્ત બનીને, ઉર બલ લહી અગાધ: જય૦

અમમાં વ્યાપક રહીને કરતા, આપ પ્રભુ નિજરૂપ,
દિવ્ય કૃતિ એ આપની ભાળી, થઇ રહીએ તદ્રૂપ; જય૦
શી રીતે અમ હિત કરો પ્રભુ, વર્ણી ન શકીએ તેહ,
પણ અમલોહનું સુવર્ણ કરતા, એ તો નિઃસન્દેહ; જય૦
કેવા પુણ્યતણા પરિણામે, મળીયા આપ સમર્થ,
તે ન સમજીએ પણ ઉર લહીએ, સિદ્ધ થતા અમ અથ; જય૦
કદી, પ્રકટ દેખાતા નથી પણ, પ્રકટ સહાય દેખાય,
એ વાત્સલ્ય નિહાળી નેત્રે, હર્ષાશ્રુ ઉભરાય; જય૦
શી રીતે પ્રભુ ! નિર્ભય ચલવો, શ્રેયસ્સાધકતંત્ર,
એ જાણ્યું ન જતું કોણ જાણે, (આપે) શો એ સાર્યો મંત્ર; જય૦
આપ જ જાણો આપતણો પ્રભુ, અગમ્ય એ સંકેત,
માત્ર અમે અનુભવીએ અમને, બલઐશ્વર્યોપેત; જય૦
આપની લીલાવિષે અમે તો રહીએ સદા નિમગ્ન,
સમર્થ છો પ્રભુ કરવા અમને સ્વતંત્ર ને સર્વજ્ઞ; જય૦
અનેક સાષ્ટાંગો પ્રભુ કરીએ, ત્યજી ક્લિષ્ટ અભિમાન,
ઉપેન્દ્ર આપ કૃપાથી અમે સઉ, થયા નૃહરિ ભગવાન્; જય૦

---

## उपासकसाथे प्रकट संबंध सेववा-उपास्यने मर्मवचन-पूर्वक विज्ञप्ति.

પદ ૧૭૩ (મનમંદિરીએ મ્હાલો, એ લય.)

મન મૂકીને મળીએ, મોહનજી, મન મૂકીને મળીએ જી.
હૈયાના હેતથી હળીએ, મોહનજી, હૈયાના હેતથી હળીએ જી.
બળને છૂપાવીને અંદર ભરાયા તે, હાવે તો બાહિર નીકળીએ જી,
ભીતરને ભેદી બહાર આવો ઓ વાલમા, જોડાઇએ સ્નેહસાંકળી જી.
ભીતરમાં વ્યાપી પ્રભો ! કંઇ કંઇ વદતા વેણ,
સ્પષ્ટ ન પણ અમને થતાં, આપતણાં એ કહેણ;
સમજી શકવાને શક્તિ નથી લેશ, વાતા[1] જે ગુપ્ત વાંસળીએ જી,
બહાર આવીને કાંઇ બોલો જો પ્રેમથી, તો તે અમે સાંભળીએ જી; મન૦
મનમાં જે ગગણ્યા કરે, સ્પષ્ટ ન વદતો કાંય,
તેહ અમારામાં સદા, 'મનગુંગળી' કહેવાય;

---

[1] વગાડતાં

પ્રેમની જે વાતો તે મુખે ન કથાય, લખી ન શકાયે કાગળીએ જી,
સંકેતમાં શીદ સમજાવવું પડે, કહેવું ઘટે જે જીભલીએ જી; મન૦
આપસમા મનના મહા—ઉદાર અન્ય ન કોય,
મનમેલા જે જીવડા, તે તો બીજા હોય;
મનમેલાની હારમાં શીદ, હાથે કરીને ગોઠવાઇએ જી,
સાચું તમે જો વૃક્ષ ફલદ તો, પ્રકટરૂપે ઝટ ફળીએ જી, મન૦
પોતાનાં ગણીને કરો, મનનો ખટકો દૂર,
ખટકો રાખી બોલતા, આ જગના જન ક્રૂર;
કોમલ આપ પ્રભુ ક્રૂર થશો કેમ, કોમલ છો તો પીગળીએ જી,
ભેળા વસવાની વેળા આ આવી, ભોળા થઇને હવે ભળીએ જી; મન૦
પ્રકટપણે નિહાળવા, નાથ! ઘણું મન થાય,
કરવા કંઇ કંઇ ગોઠડી, જીભ અતિ તલસાય;
આજ દિવસલગી થઇને સ્વતંત્ર, રહ્યા ભલે પ્રભુ! તળીએ જી,
સૂર્યની પેરે હવે સદ્દગુરુસ્વામિ! પ્રકટપણે ઝળહળીએ જી; મન૦

---

## हृदयव्यथा अकथ्य होय छे.

### પદ ૧૭૪

દિલકી અગનીયાં, કિનકોં કહે,
કિનકોં કહે, સૈયાં મનમેં રહે રે;—
પાવત ના કલ, વિયોગદવાનલ, દિલમેં બહે;—
વિરહઅગનસેં, જલત જો મનસેં, સો હી લહે;—
તન યે તપાયા, જિગર જલાયા, અબ ક્યા દહે;—
વિરહકે દુઃખસેં, દૂજા સુખ મન, કૈસેં ચહે;—
પ્રાન છૂટત હેં, જીવન ખૂટત હેં, ક્યા ક્યા સહે;—
સુખં તબ ભાખે, નરહરિ આકે બાંહ ગ્રહે;—

---

## विरहविलाप.

### પદ ૧૭૫ ( શું કહું કથની મારી, એ લય. )

ક્યાં જઇ હૈયું ઠારું, આજ, ક્યાં જઇ હૈયું ઠારું,
જ્યાં ન કોઇ કહેતાં કોઇ મારું આજ; ક્યાં૦

મારા જેને માની જેપર મેં તનમન ઓવાર્યું,
તેણે પણ ક્ષણમાંહિ ત્યજતાં, મારું ન કાંઈ વિચાર્યું; આજ–ક્યાં૦
જ્યાં માધુર્યભર્યું જલ વહેતું, ત્યાં જલ પ્રસર્યું ખારું,
હવે ફરી તે ક્યાંથી મળશે, જીવન મધુર કરનારું; આજ–ક્યાં૦
આ જગ તો જેવું ને તેવું દીસે ક્રિયા કરનારું,
પણ મુજ દૃષ્ટિનું તેજ જતાં કરી, જોઉં સઘળે અંધારું; આજ–ક્યાં૦
સર્વ રહ્યું પણ સ્થાન ગયું મુજ હૃદયભાર હરનારું,
રહ્યું જંગલ પણ ગયું વૃક્ષ મુજને આશ્રય દેનારું; આજ–ક્યાં૦
ખાલી પિંજરડું નિરખી મુજને સુખ નથી થાનારું,
તેમાંથી જ્યાં ગયું પંખિડું, મધુર મધુર ગાનારું; આજ–ક્યાં૦
વાતતણો વિશ્રામ જતાં કરી જીવન થયું અકારું,
પ્રાણપ્રવાસી પંથે પરવર્યા, પરદેશીપદ ધાર્યું; આજ–ક્યાં૦
અંતરના પરિતાપોને શું આ જગ જાણે બિચારું,
સમજી ન શકતું હૃદયવેદના, ચાલ્યા તે શબ્દે ઉચ્ચારું; આજ–ક્યાં૦
પ્રભુ! ભલે સર્વસ્વ લુંટાવ્યું, કો તમને કહેનારું,
પોતાનાને અધિક પજવવા, વ્રત એ અજબ તમારું; આજ–ક્યાં૦
સમાધાનરૂપ ફાટ્યુંતુટ્યું, ચીથરું શરીર ઢાંકનારું;
રહેવા દો મારી પાસે મુજ, લજ્જા જાળવનારું; આજ–ક્યાં૦
એટલું પણ કરશો તો જાણીશ, આપે મુજ હિત સાર્યું,
શરીરઉપર ધરી રાખીશ તેને, જ્યાં લગી નથી મરનારું; આજ–ક્યાં૦

---

## मढुली (मूर्धा) नी निकटता.

પદ ૧૭૬ (મઢુલી મન્નની પેલે તીર, એ લય,)

મઢુલી ન તારી પેલે તીરે, સાધુ સાચા! નિકટ છે તારી જો!લગીર.
ભ્રાંતિથી જે દૂર ધારે, ઉભો તું તેને દ્વારે,
એક પગલે જઈશ ત્યાં સશરીર; સાધુ સાચા! ૦
અંતર આનંદિત કરતો, તન મનમાં જીવન ભરતો—
વહેતો જ્યાં મધુરો મંદ સમીર; સાધુ સાચા! ૦
જેના આંગણીયાપાસે, અંતરના અતિ ઉલ્લાસે,
અમૃતસરિતા વહેતી ગંભીર; સાધુ સાચા! ૦
સૌમ્ય ને શુભ્ર એવી, ચંદ્રની જ્યોત્સ્નાજેવી,
જ્યોતિ, ત્યાં ટાળી રહી તિમિર; સાધુ સાચા! ૦

વણીં જે જાય ન ઝીલે, જેની દિવ્યતાસમીપે,
તુચ્છ છે રત્નજડિતમંદિર; સાધુ સાચા ! ૦
જેની નિકટે આવેલા, અતિહરિયાળા ઉપવનમાં,
કામદુધા દે દૈવી ક્ષીર; સાધુ સાચા ! ૦
અંતર્મુખ સાધુ ! થાતાં, અન્ય માર્ગે નવ જાતાં,
મહુલીમાં થઈશ તું સુસ્થિર; સાધુ સાચા ! ૦

---

## निमंत्रण.

પદ ૧૭૭ ( અમને પાવન કરવાને, એ લય. )

જીવનરસને ઝીલવાને,
જીવનપુષ્પ બની ખીલવાને,
જીવનરૂપે ઝળહળવાને,
બંધુ ! આવજો.
દઈએ આમંત્રણ આજ, સ્નેહિ ! આવજો,
પીવા જીવનરસરાજ, પ્રેમી ! આવજો.
જીવનતીર્થના યાત્રાળુના સંઘે ભળવાને,
જીવનદેવનાં દર્શન કરવા પંથે પળવાને,
જીવનરૂપે ઝળહળવાને,
બંધુ ! આવજો.
જીવનમાર્ગમાં વહેનારાં રસિયાંને મળવાને,
રસબસ થઇ રસમય જીવનના રસને રળવાને,
જીવનરૂપે ઝળહળવાને,
બંધુ ! આવજો.
કરવા સાચું કલ્યાણ, વહેલાં આવજો,
વહાલાં ! જીવનની લ્હાણ, લેવા આવજો.

---

## श्रीचितिप्रदीपदर्शन.

૧૭૮ ( શ્રીપતિ ઝુલે ગોપાળ; એ લય. )

શ્રી ચિતિપ્રદીપપ્રકાશ, વિલોકું આજ;—
સકલ સ્થલે બાહ્યાંતર આ શો, ભાસે દિવ્ય ઉજાસ,

સ્થૂલ, સૂક્ષ્મ, કારણ, મહાકારણે, એમ બધે ચોપાસ; વિલોકું૦
ક્યાંથી પ્રકટે, ક્યાં રહી પ્રસરે, કો સ્થલ એનો નિવાસ,
જાણું ન તોય અનંત પ્રદેશે, જોઉં ચિતિઆભાસ; વિલોકું૦
ચંદ્ર સૂર્ય કે જ્યોતિસરખો, થાય ન એનો ભાસ,
શુભ્ર પ્રભારૂપે એ વ્યાપે, વ્યાપે જેમ સુવાસ; વિલોકું૦
પરમ શાંત કેવલ ઓજસ્મય, બલમય ને અવિનાશ,
જેમાં સહજ સ્વભાવે રમતાં, છૂટે અવિદ્યાપાશ; વિલોકું૦
જેને સહજ નિરખતામાં પણ, ટળે જીવત્વાધ્યાસ,
ચિન્મયભાન ઉઠે ઉર થાતાં, ચિતિપ્રદીપથી સહવાસ; વિલોકું૦
વર્ણાતીત છતાં વર્ણાત્મક, લહાય જેમ આકાશ,
સ્પંદરહિત છતાં પણ તેના, મનાય વિવિધ વિલાસ; વિલોકું૦
ચિતિપ્રદીપ અભિવ્યક્ત થતાં ઉર, થયો તિમિરવિનાશ,
( તેથી ) ચિતિપ્રદીપપ્રકટીકરણોત્સવ, કરું ઉર ધરી ઉલ્લાસ; વિલોકું૦

## चितिमन्दिरमां प्रवेशवा साधकोने अभिनंदनपूर्वकनिमंत्रण.

પદ ૧૭૯ ( તારું ગોકુલ જોવા આવે રે; એ લય. )

કોઈ ચિતિમન્દિરમાં આવજો, મુજ સાધક બંધુ !
નિજ સ્નેહીસંબંધી લાવજો, સઉને અભિનંદુ.
પૂર્ણ અલૌકિકતાથી ભરેલું, દૈવી ચિતિમન્દિર,
ચિતિપ્રદીપ જ્યાં પ્રકટ પ્રકાશે, થાજો ત્યાં સુસ્થિર; હો મુજ સાધક બંધુ !
ઋષિમુનિઓએ પ્રવેશવા ત્યાં, કીધા વિવિધ પ્રયાસ,
તત્ત્વજ્ઞો પણ લલચાયે છે, જોવા એહ નિવાસ; હો મુજ સાધક બંધુ !
મહા તપસ્વી, યોગી યતિઓ, ઇચ્છે છે ત્યાં પ્રવેશ,
આતુરતા ત્યાં જાવા ધરતા, બ્રહ્માદિ દેવેશ; હો મુજ સાધક બંધુ !
જ્યાં અનુપમ સામર્થ્યો ભરીયાં, જે ઉન્નતિનું [illegible]
તે મન્દિરમાં આવજો ઉર–માં ઉપજાવી [illegible]; હો મુજ સાધક બંધુ !
અવિકલતાથી ચાલ્યા આવો, પ્રેમ વરસી [illegible]
પ્રકટપણે જ્યાં ચિતિથી થાશે, [illegible]; હો મુજ સાધક બંધુ !
એ મેલાપ થતાં ત્યાં કરશો, [illegible],
તે ક્ષણ ભિન્નાસ્તિત્વ [illegible]; હો મુજ [illegible]

ચિન્મયતાનું ભાન પ્રકટતાં, ચિતિદર્શન સર્વત્ર—
થાતાં સમાધિઅનુભવ થાશે, ગમન કરે મન યત્ર; હો મુજ સાધક બંધુ !
એ અનુભવસુખ માણતાં રે, લહેશો પરમ આનન્દ,
સદેહ ચિન્મયતા ગ્રહેવા ત્યાં, હાલો સાધકવૃંદ; હો મુજ પ્રિયતમ બંધુ !

---

## साधनक्रमना निर्देशपूर्वक साधकोने चितिसाक्षात्कार करवा प्रबोध.

પદ ૧૮૦ ( અંતર રે, અહાહા, એ લય. )

આવો કરીએ મુજ બંધુઓ ! આજે ચિતિનો સાક્ષાત્કાર,
ગ્રહી સમર્થ ગુરુઆધાર,
શીદ સહીએ ઉર અંધકાર રે; આવો૦
સઉથી પ્રથમ નિજ સદ્‌ગુરુવચને, શ્રદ્ધા ધરીએ અપાર,
સદ્‌ગુરુબોધને જાગ્રત્ કરીને, વહીએ તેહ પ્રકાર રે; આવો૦
આરંભે અન્ય સ્ફુરણને દબાવો, કરી ગુરુમંત્રોચ્ચાર,
સરળપણે પછી વહીએ પ્રેમે, ઉંડે હૃદયાગાર રે, આવો૦
થાય બહિર્મુખતા મધ્યે તો, તેથી ન ડગીએ લગાર,
મનના દ્રષ્ટારૂપ થાવાનું, સાધન સ્મરજો તે વાર રે; આવો૦
આરંભે કદી ઉરમાં જણાયે, તિમિરનો પારાવાર,
તેથી ન વિકળ થશો કાં જે તેની, ઉંડે છે ચિતિજ્યોતકારરે; આવો૦
મનને અધિક શિથિલ થવા તે ક્ષણ, થાજો શાંતાકાર,
તિમિર જણાવા છતાં પણ તિમિરનો, કરશો ન લેશ વિચાર રે; આવો૦
મનને તે ક્ષણ કહો: 'હે મન ! થા, આગળ ડગ ભરનાર',
પ્રેમવડે એમ કહેતાં તે મન જશે, નિશ્ચય તિમિરની પાર રે; આવો૦
દૃઢ ભાવનાથી વૃત્તિથી જોજે, ( ત્યાં ) પ્રકાશકેરો પ્રસાર,
ત્યાંથી પણ હજી ઉંડે ઉતરજો, જોવા ચિતિચમકાર રે; આવો૦
આવ્યા હવે તમે હૃદયપ્રદેશે, વૃત્તિ રાખો તૈલધાર,
ભાળો ઉરે પેલો કેવો દીસે ! રમ્ય, હૃત્પદ્મનો આકાર રે; આવો૦
પદ્મની મધ્ય કલિકામાં વૃત્તિ કરજો એકાકાર,
ઉર ઉત્કટ ઇચ્છા પ્રકટાવો, જોવા ચિતિઝળકાર રે; આવો૦
નથી જણાતી ચિતિજ્યોતિ શું ? બનો નહિ ડગનાર,
આર્દ્ર હૃદયથી પ્રાર્થો: 'પ્રકટો હે પ્રભુ ! કરુણાગાર' રે; આવો૦

શુદ્ધ ભાવોભરી પ્રાર્થના કરતાં, તત્ક્ષણ ખુલશે દ્વાર,
જ્યોતિરૂપે ઝળહળતા ભાળશો, પ્રભુને ત્યાં કરતા વિહાર રે; આવો૦
તે જ ક્ષણે દૃઢ આલિંગનથી, ભેટજો વિશ્વાધાર,
ઉપકારી ભર્યાં વચનો વદી ત્યાં, કરજો પ્રણામ હજાર રે; આવો૦
સાર્થક થાશે શ્રીપતિ ભેટતાં, સહજે આ અવતાર,
ઉપેન્દ્ર પ્રભુ કાં જે ચિતિરૂપ કરતા, તમને જોતાંવાર રે; આવો૦

## मूर्धविराजित सद्गुरुश्रीनो साधकोने मूर्धप्रदेशमां प्रवेशवा आजना पुण्यसमये आकर्षणपूर्वक वात्सल्यादेश.

પદ ૧૮૧

આવો, આવો, બંધુ! કોઇ ઊર્ધ્વ આ પ્રદેશે,
થવાને ગગનવિહારી.
હળીમળી સ્નેહથી સાથે રહીએ,
હૃદયશું હૃદય પરસ્પર લઇએ,
થઇએ સકલ અભિન્નસ્વરૂપે,
આ અગમ્ય દેશે, દઇએ ભેદને વિદારી; આવો૦
મળ્યાં છે સાધનો હાવે વૃથા નીચે શું અટવાઓ,
ક્ષણ એકમાં ઉન્નત થશો, જો સ્વરૂપ ઉર ધ્યાઓ;
મુજ શરણ ગ્રહણ કર્યું હવે નિર્ભય ઉરે થાઓ,
નિઃશંક થઇ મુજ સ્મરણરજ્જુ દૃઢપણે સ્હાઓ;—હળીમળી૦
છે સુવિચાર–શુભઆચારપાંખો ઉન્નતિકાજે,
એ પાંખ અતુલ બળેથી ફફડાવી ચઢો આજે;
છું સહાય નિશ્ચય માનજો, આકર્ષું હું આજે,
થાશો સહજ અભિમુખ ત્યાં લઉં ઊર્ધ્વ હું આજે;—હળીમળી૦
છું મૂર્ધમાં, નથી દૂર ઉર પ્રસન્ન અતિ થાઓ,
આકર્ષું તમને મૂર્ધમાં, મન મંત્રથી છાઓ;
છું મંત્રને હું અધીન, મુજપર મંત્રનો દાવો,
આલિંગવા તત્પર છું આવો: બંધુઓ! આવો;—હળીમળી૦

## પ્રણિપાત.

પદ ૧૮૨ ( શ્રીપતિ ઝુલે ગોપાલ, એ લય. )

જય મહામાયા મહેશ! પ્રણુમીએ આજ; જય૦
સર્વાધાર છો આપ અમારાં, દો હૃદયે આશ્લેષ,
જે આશ્લેષ ગ્રહણ કરતામાં, છૂટે જીવપદવેષ; પ્રણુમીએ૦
અમો પ્રવાસીકેરા આપ છો, નિવાસકેરા પ્રદેશ,
કરુણા કરી નિજ નિશ્ચલ પદમાં, કરો અમારો પ્રવેશ;—પ્રણુમીએ૦
तत्त्वमसिનો પરમ મનોહર, દો ગુરુવર! ઉપદેશ,
બ્રહ્માત્મૈક્યઅનુભવ થાતાં, છૂટે કર્મકલેશ; પ્રણુમીએ૦
જે જાણ્યા પછી ઇતર જાણવું, કાંઇ રહે નહિ શેષ,
તે પદપ્રાપ્તિ કરવાનો અમ, સિદ્ધ કરો ઉદ્દેશ; પ્રણુમીએ૦
અનાયાસ જય જય વદી ઉઠીએ, પ્રકટયે પ્રેમાવેશ,
તે શુણી અમપર વત્સલભાવે, પ્રસન્ન રહો પ્રાણેશ! પ્રણુમીએ૦

---

## खरी अणीना समये एक ईश्वर निकट रहे छे.

પદ ૧૮૩ (પ્રભુ મુજ કૃતિમાં બહુ ખામી, એ લય.)

જીવ! તું માને બધું મારું. અણીએ કોઇ નથી તારું.
જ્યાં સુધી ખરી અણી આવી નથી, ત્યાં સુધી સઘળું તારું,
અણી આવતાં વાર ન થતી તા'રાને થાતાં ન્યારું; જીવ૦
અણી આવતાં આ તારું ધન, ધનરૂપે નથી રહેતું,
વાયુસમ બનીને એ તત્ક્ષણ. જ્યાં ત્યાં થાતું વહેતું; જીવ૦
પ્રાણ ગણે જેને તું તારો, સદા નિકટનો સાથી,
અણી આવતાં વાર ન કરશે, છૂટો થતાં તારાથી; જીવ૦
પાળે પોષે અને હુલાવે, માની શરીર તારું,
અણીએ જાણીશ હતો તું તેમાં, થોડા દિવસનો ઉતારુ, જીવ૦
મનને તો મારું મારું કહી, ચાંપે હૈયાસાથે,
અણી. આવતાં તે પણ તારા, ચઢી બેસશે માથે; જીવ૦
દૃશ્યરૂપી સઘળું જડ જંગમ, તારું માની રહ્યો તું,
તે પણ સઘળું અણીના સમયે, થાશે હતું નહોતું; જીવ૦
સઘળો સમય જ તુજને ભાસે, જે પ્રભુ તુજથી છેટે,
તે પ્રભુ એક જ અણીના સમયે, નિશ્ચય તુજને ભેટે; જીવ૦

તુજ પાસેની વસ્તુ, અણીના સમયે જાશે આવી,
તેથી ભજ નરહરિ પ્રભુ પ્રીતે; દશ્યની પ્રીતિ ત્યાગી; જીવ૦

---

## समर्थ सहायकप्रति उपकारकथन.

પદ ૧૮૪

કેવી રીતે ઉપકાર, વાળું, કેવી રીતે ઉપકાર.
હું પામરપ્રતિ કેવલ તું એક, ઉપકારો કરનાર;—(તેનો) કેવી૦
મુજ જીવનના સર્વ પ્રસંગે, દીધો તેં આધાર;—
ક્ષણ ક્ષણ મુજને સહાય કરી તેં, હરી લીધો છે ભાર;—
દુ:ખમાં ધૈર્ય અવિચલ દઇ તું, દુ:ખથી ઉગારનાર;—
ચિંતાકેરા પ્રસંગમાં તેં સિંચી શાંતિજળધાર;—
વિપત્તિમાંહિ થયો મુજપીઠે, હાથ તું ફેરવનાર;—
વ્યાધિસમયે વૈદ્ય બની તેં, કર્યો ઔષધઉપચાર;—
જીવનના અવધિની ક્ષણે તું, થયો જીવાડણહાર;—
જ્યારે મનથી ઇચ્છું કરવા, પ્રત્યુપકારવિચાર;—
(ત્યારે) મનના મનોરથ મનમાં રહેતાં, બની રહું લાચાર;—
મુજમાં છે સામર્થ્ય ન જરીએ, કરવા પ્રત્યુપકાર;—
એનું જ્યારે સ્મરણ કરું તવ, હૃદય ભરાય અપાર;—
કેવલ તારા અનુગ્રહથી મુજ, સફલ થયો અવતાર;—
હું કૃતઘ્ન પણ કૃતઘ્ન તું કદી, થયો ન કે થાનાર;—
સ્વાર્થમગ્ન બની હજી પણ ઇચ્છું, કરજે હજી પણ બહાર;—
સ્મરી ઉપકારો આર્દ્ર હૃદયે કરું, સપ્રેમ નમસ્કાર;—

---

## आंतर मनोव्यापारोमां सावध रहेवा सुबोध.

પદ ૧૮૫

ભાઈ! પેલું ધ્રૂપું ધ્રૂપું શું કરે છે?
ઉપરથી તો બધું સારું દેખાડે,
બહારથી તો નહિ કોઇનું બગાડે,
(પણ) અંતરમાં શું શું ભરે છે? ભાઇ

અડકાતો અભડાતો બ્હારથી દેખાતો,
ડરતો ને ગભરાતો પાપથી જણાતો,
(પણ) ઉરથી ઈશ્વરથી ડરે છે? ભાઈ!
ઉપરથી તો આંખ મીંચી તેં રાખી,
હાથવડે ફેરવતો માળા તું આખી,
(પણ) માયલું પેલું ક્યાં ફરે છે? ભાઈ!
બહારથી તો પૂજાનો ઠાઠ ધરે મોટો,
કંઈક વાર વગાડતો આચમની લોટો,
(પણ) એથી કંઈ અર્થ શું સરે છે? ભાઈ!
આસપાસ તારી, છે ઓરડાની ભીંતો,
એમ જાણી તેનાથી તું નથી બ્હીતો,
પણ તેમાં પ્રભુ સંચરે છે; ભાઈ!
દેખાય તારી પાસ લાકડાની ચીજો,
(પણ) દેખનાર એના જેવો નથી બીજો,
(હાં જો) તેમાં જ ઈશ્વર ઠરે છે; ભાઈ!
જાતો જગા જ્યાં એકાંત હોશે,
જાણે જે ત્યાંનું કર્યું કોઈ નહિ જોશે,
(પણ) પ્રભુ ત્યાંએ ફરે છે હરે છે; ભાઈ!
છાનો ને છૂપો રહી જેને નડે છે,
ધાટ તું જે જે મનમાં ઘડે છે,
પ્રભુની નજરે ને તરે છે; ભાઈ!
માટે તું સાવધ થઈ જોને જરા તો,
છેતરે પ્રભુને કે તું છેતરાતો,
ઈશ્વર તો ગહીયા ખરે છે; ભાઈ!
તેથી તપાસી જો તારું તું પાછલું,
મેળવ્યું તેં મીઠળ કે શ્રીફળનું કાચલું,
(જોને) તું તે રાંડે કે વરે છે? ભાઈ!

---

## साधकोना संकल्प.

પદ ૨૮૬ (અત્યુત્તમ પદ મિત્રતણું આ૦ એ લય.)

આજ અમે મળી બંધુ પરસ્પર, ધરીએ આ સુવિચાર,
જેના આગ્રહસહ સેવનથી, લહીએ શ્રેય અપાર; આજ૦

સંબંધ એક બીજાતણો છે, સુખને ઉપજાવવા,
કર્તવ્યમાર્ગવિષે પરસ્પર, સાહ્ય સઘળી પામવા,
તે સંબંધ વધે તે અર્થે, કરીએ પ્રેમપ્રસાર; આ૦૪૦
કદી દોષ એક બીજાતણા અંતરથી પણ નહિ જોઇએ,
કદી રોષ એક બીજાઉપર ધરી, સ્નેહને ના ધોઇએ,
એક બીજાની ભૂલ ભૂલી જઇ. દઇએ હૃદયસત્કાર; આ૦૪૦
દઇએ પરસ્પર સાહ્યને, વ્યવહારકાર્ય નીભાવવા,
મળીને પરસ્પર યત્ન કરીયે, શાંતિ ઉર ઉપજાવવા,
હળી મળીને સાથે રહી કરીએ ઉન્નતિપ્રદ આચાર; આ૦૪૦
શામાં અમારું શ્રેય છે, ગુરુભક્તિ સાધવી કો વિધિ,
કેવા પ્રકારવડે ગ્રહણ કરવો, ગુરુકરુણાનિધિ,
તેને ચિંતવી ઉપજાવીએ, ઉર ઉજ્જવલ સંસ્કાર; આ૦૪૦
આનન્દમાં, ઉત્સાહમાં ને, ઉન્નતિને પામતા,
રહીશું પરસ્પર એકરૂપે, બંધુભાવે જામતા,
નરહરિસદ્‌ગુરુપદમાં થઇશું, સાથે એકાકાર; આ૦૪૦

---

## श्री इष्टने आर्द्रभावे प्रार्थना.

### પદ ૧૮૭

દોરો મને હાથ ઝાલીને ગુરુરાય રે, હું તો બહુ ભવના માર્ગે અટવાયો,
મને સૂઝે હવે ન જરાય રે, ગુરુ મારા ! છેક થયો છું હું કાયો.
બૂમો મારીને હું થાકયો છતાં ન કોઇએ, પાસે આવીને કર સાહ્યો રે;–
મધ્યે આવેલા ખાડામાંથી ઉગારે એવો, કોઈ ન દીઠો મેં માડીજાયો રે;–
ખાડે પડેલો મને જોઇને જે તે આવી, પૂછે (તું) શી રીતે સપડાયો રે;
પણ નવ કોઇ મને કાઢવા કાજે, પ્રયત્ન કરવા ધાયો રે;—
'શાથી આમાં તું પડયો, ક્યારનો આમાં તું પડયો. (એમ) પૂછે સમાજ દોઢ ડાહ્યો રે,—
(પણ) થયું, ન થવાનું જાણી, કોઇ ઉગારવાનો, યત્ન કરતો ન દેખાયો રે;—
ઉલટા આંગળી કરી, બતાવે જેને તેને, 'જુઓ, પેલો કેવો ! ભરાયો રે';–
જેને તેને તો આજે જગમાંહિ જોતો, બોધ દેવાનો વાયુ વાયો રે;–
મ્હોડાની મોટી મોટી મિથ્યા વાતોને શુણી, આજ સુધી હું ભોળવાયો રે;–
સાચો સમય જ્યારે આવ્યો ત્યારે જાણ્યું, આંધળે બહેરો કુટાયો રે;–

હાવે અને હાવે જ મેં જાણ્યું કે નરહરિ ! આપ જ છો સાચો સાહ્યો રે;–
તેથી કૃપાદૃષ્ટિ કરજો, નહિ તો જાણો, ફુલનો આ છોડ કરમાયો રે;—

---

## एकबीजाने एकबीजानुं साचुं जुठु कहेवुं ए घातक कृति छे.

પદ ૧૮૮ (વૈષ્ણવ, પ્રાણ થકી મને પ્યારા, એ લય.)

કાન ના, ભંભેરશો કોઇ ભાઇ !
એ તો ઘાતક કૃતિ છે ગણાઇ; કાન ના૦
સહજ વિનોદને કાજે એ કૃતિ, કરતા ઘણા ભોળવાઇ,
પણ પરિણામે એ આપણ પોતાને, પકડી લેનાર કોળવાઇ; કાન૦
કંઇક જનો તો કુશળતા માની, કરતા કૃતિ એ મલકાઈ,
પણ એ જણાવે દુષ્ટ બુદ્ધિ ને, તના હૃદયની હલકાઇ; કાન૦
આની તેને, તેની આને, કહેતા કંઇક હરખાઇ,
પણ તેવાની મતિની મંદતા, જાતી તરત પરખાઇ; કાન૦
સાચી જુઠી કહેવી એને, માને છે કંઇક વધાઇ,
પણ એનાથી આંતર બળ ઘટે, રહે નહિ અર્થ કો સધાઈ; કાન૦
એવી કૃતિનો અભ્યાસ, મનપર, મલિનતા દે છાઇ,
અનવધિ દોષનું દર્શન કરાવે, હોય નહિ જ્યાં કાંઇ; કાન૦
કલ્પનાક્ષેત્રને એહ બગાડે, સ્વભાવની ટાળે ભલાઇ,
કાન ભંભેર્યાથી ચાંદીને સ્થાને, હાથમાં આવે કલાઇ; કાન૦
સાચા સાધક સાવધ રહી એ,—દોષે ન જાતા ફસાઇ,
કાન ભંભેરનાર અધમ મનુષ્યથી, જાણજો સારા કેસાઇ; કાન૦

---

## कसोटीरूप कारखानुं.

પદ ૧૮૯

પ્રભુએ તો કાઢયું છે એક કારખાનું,
એ તો જેનું તેનું તેલ કાઢવાનું; પ્રભુએ૦
જેમાં રાય રંક સર્વને આવવાનું,
નહિ બહાનું ત્યાં કોઇનું ચાલવાનું; પ્રભુએ૦
છો ને દુનીયાના હોયે મોટા જાણું*
આવે તેને પણ તેડું ત્યાં જાવાનું; પ્રભુએ૦

* જાણકાર.

કોઇને તેડાવે પ્રકટ ને કોઇને છાનું,
પણ સૌનું એની સાથે પડતું પાનું: પ્રભુએ૦
ત્યાં ન વાંકાટેડાપણું નીભવાનું,
સીધાં સોટા થઇને ત્યાં પેસવાનું; પ્રભુએ૦
ત્યાં ન હીંડોળાખાટમાં મહાલવાનું,
ત્યાં તો તલવારની ધારપર ઝુલવાનું; પ્રભુએ૦
રણસંગ્રામમાં એ તો ઝુકવાનું,
નથી પાન ખાઇને કંઈ થુંકવાનું; પ્રભુએ૦
બૂમો પાડે તો એ ન કશું વળવાનું,
ત્યાં તો ભીનું દળણું છે દળવાનું; પ્રભુએ૦
કસોટીનું એ કારખાનું જાણવાનું,
તેનું એઠાં વેરોહું તાણવાનું; પ્રભુએ૦
જેણે ધાર્યું શરણ પરમાત્માનું,
તેણે તો એ જોઇને હરખાવાનું; પ્રભુએ૦
એ તો દ્વાર પ્રભુમન્દિરમાં પેસવાનું.
" જ્યાં જઇને નીરાંતે બેસવાનું; પ્રભુએ૦

---

## श्री इष्टने दर्शन देवा वृत्तिनी अभ्यर्थना.

પદ ૧૯૦ ( થનગન નાચું, નિહાળી ઘનશ્યામ, એ લય. )

જરી તો પધારો, પધારો પ્રિય પ્રાણ !
પધારો પ્રિય પ્રાણ હો, લેવાદેવાને લ્હાણ; પધારો૦
વિશ્વ સકલનો સંબંધ ત્યાગી, થઇ હું તમારી વેચાણ; પધારો૦
પ્રકટ નિહાળ્યાવિણ કોના પ્રતિ, મારું નયનનાં બાણ; પધારો૦
મળ્યાવિના મુજને પ્રભુ ક્યાંથી, લેશો પ્રેમનું દાણ; પધારો૦
કરાય છે પ્રેમીનો આગળ, પ્રેમતણાં જ વખાણ; પધારો૦
છૂપી સાનવડે હું સૂચવું, આપણો પ્રેમ પુરાણ; પધારો૦
સ્પષ્ટ કહેવું તેને પડે જે, પ્રીતિરીતિથી અજાણ; પધારો૦
માટે હાવે સમજો વહાલા! કરો ન ખેંચાતાણ; પધારો૦
ઝાઝું કહેવા નથી મુજપાસે, કંઇ શબ્દોની ખાણ; પધારો૦
છેલ્લું કહું: જો ન આવો તો તમને, તમારા ભક્તનો આણ; પધારો૦

---

## आत्मभावथी संबंध बांधवा साधकोने उपदेश.

પદ. ૧૯૧ ( ક્યાંહી સ્વાર્થવિના નથી પ્રીતિ દીઠી૦ એ લય. )

નિજઅર્થવિના નથી સંગી થતું કો કોનું,
જગે કો કોનું—ભવે કો કોનું.
નવ પરહિતમાં અનુસંગી થતું કો કોનું,
જગે કો કોનું—ભવે કો કોનું.
નિજ સુખ સાધવા અર્થે સગાઇ,
રાખે છે સ્ત્રી પુત્ર માતા કે ભાઇ; અર્થ૦
જગનાં સ્વાર્થી પૂતળાં, સ્વાર્થવડે સંધાય,
સ્વાર્થની સાંકળ તુટતાં, છૂટાં તત્ક્ષણ થાય,
( જેમ ) ગ્રાસ લેતાં તો જોડાતી આંગળીઓ,
છૂટી થાતી ગ્રાસ જ્યાં મુખે ગળીયો; અર્થ૦
પરઅર્થે થાતી નથી, કોને કોશું પ્રીત,
સ્વાર્થસમુદ્રેથી વીંટયું, જગ આ થાય પ્રતીત,
ગાય છે એથી શ્રુતિ પણ ગીતિઃ
आत्मनस्तुकामाय सर्वं प्रियं भवति; અર્થ૦
આત્માના સંબંધથી, જે જે જન જોડાય,
કોટિ કલ્પે તેહથી, કદિ નહિ છૂટાય,
આત્માબંધેથી બાંધો બંધુ મારા !
એક બીજાસાથે હૃદય તમારાં; અર્થ૦

---

## उत्कृष्ट प्रकारनी गृहिणी थवा भगिनीओने बोध

પદ ૧૯૨ ( પ્રભુચરણોમાં, રમવું સુજને ભાવે. એ લય. )

ગૃહદેવિઓ ! ઉત્તમ ગૃહિણી થાજો.
અમૃત પાજો, રસ છાજો; ગૃહદેવિઓ
આશ્રમમાંહિ ગણાય જે, શ્રેષ્ઠ ગૃહસ્થાશ્રમ,
તે આશ્રમના પ્રાણરૂપ, તમે જ સર્વોત્તમ;
એ આશ્રમને શોભાવજો, દીપાવજો, ખીલાવજો, ઝળકાવજો,
પ્રકટાવજો, પતિપ્રણયસુરસ ઝાઝો; ગૃહદેવિઓ

જે સર્વોત્તમ પાળતી, ગૃહીપણાના ધર્મ,
તે જ લહે આ વિશ્વમાં, કુલઉદ્ધારક મર્મ;
નિજ પતિમાં સ્નેહ વધારીને, પ્રભુ ધારીને, મોહ મારીને, ભય હારીને;
ઉર ઠારીને, પતિહૃદયસદન રાજો; ગૃહદેવિઓ૦
અર્ધ નટીશ્વરરૂપ છે, પતિ પત્નીનું સ્વરૂપ,
બનીને રસિયાં દંપતી, જીવન લહો અનુપ;
આત્માથી આત્મા ભેળજો, મન મેળજો, તનુ હેળજો, રસ રેલજો,
ખુબ ખેલજો, પતિસહ અનુસંધાજો; ગૃહદેવિઓ૦

## अन्यना दोष न जोतां हितमार्गे प्रवृत्ति करवा प्रतोद.

**પદ ૧૯૩** ( પતિવિના પ્રમદાના મનના પૂરાય ક્યાંથી કોડ, એ લય. )

કહી કહીને થાક્યો, કહું શું હું તે વગાડી ઢોલ ?
કહે તો કહું વગાડી ઢોલ,
પ્રભુના રાજ્યવિષે નથી જરીએ, ક્યાંહી પોલંપોલ.
જેને કાલે પગે તું પડતો,
આજે તેને માથે ચ્હડતો,
કાં જે આજે તુજ ઘર ઉડતી ધનની છોળંછોળ; ( પણ ) પ્રભુના૦
આજસુધી શું કર્મ કર્યાં તેં,
શાં શાં છાનાં પાપ ભર્યાં તેં,
તે વિસરી બીજા દૂષિતની, કરે તું છોલંછોલ; ( પણ ) પ્રભુના૦
જાણે છે તુજ સાવધતાથી,
રક્ષાયે છે ધનવિભવાદિ,
પણ સમજાશે, જવ થાશે તુજ ઠાઠીયું ડોલંડોલ; પ્રભુના૦
અદૃષ્ટ સત્તા તુજને પૂછશે :
સાધુજીવન તુજમાં કેટલું છે ?
તવ[૧] જીવનમાં કરવી પડશે, તુજને ખોળંખોળ; પ્રભુના૦
માટે સમજી ભાઇ ! સવેળા,
પ્રભુ પ્રસન્ન કર વહેલા વહેલા,
છોડી દઇને કૂડકપટની સઘળી ઘોળંઘોળ; પ્રભુના૦

---

૧ ત્યારે.

## कर्तव्य करनारनी विरलता.

પદ ૧૯૪ ( માન માયાના કરનારા રે, એ લય. )

જોયા બહુએ કંઇ બોધ દેનારા રે, પણ ક્યાં છે ઉરે ઉતારનારા?
જ્યાં ત્યાં જોઇએ કરોડ કહેનારા રે, મળે એક બે ન આચરનારા.
તેથી સામગ્રી બધી પડી દૃષ્ટિપાસે પણ, કોઇ ન જમી શકનારા,
સીધું છે પાસે, પણ ઉંધું જ્યાં આચરણ, તૃપ્તિ ત્યાં કોણ લહેનારા રે; મળે,
ટોટો નથી કાંઇ રૂનો જગત્માં, સાધન પણ છે બહુ સારાં,
કાંત્યું પીંજ્યું બધું ધુળ મળે છે, ક્યાં છે વસ્ત્રો વણનારા રે? મળે૦
માર્ગો દર્શાવ્યા–દર્શાવે છે બહુએ, શાસ્ત્રોના રચનારા,
ક્યાં છે પરંતુ તે પંથમાંહી, પગલાં પનોતાં પાડનારા રે; મળે૦
સાધન બતાવ્યાં છે સુખ ને સંપત્તિનાં, કંઇ કંઇએ ન્યારાં ન્યારાં,
સુખ ને સંપત્તિઓ વ્યાપી અનંત પણ, ક્યાં છે તેના સ્વામી થનારા રે; મળે૦
જગને જોઇએ છે તે એક જ વસ્તુ છે: સાચી ક્રિયા કરનારા,
વિઘ્નો નડે પણ વિકળ ન થાતાં, આગળ ને આગળ જનારા રે; મળે૦
જગમાં ઘણા છે આરંભશૂરા ને, અન્યના આધારે રે'નારા,
જગને જોઇએ છે સ્વાત્માશ્રયી વીર, પરિણામસુધી પહોંચનારા રે; મળે૦
તત્પર થઇ રહ્યાં જોજો! વિજયદેવી, વિજયમાળને અર્પનારાં,
દેવો પણ આતુર છે ડંકો વગાડવા, ક્યાં છે પણ વગડાવનારા રે; મળે૦
શૂરા કો આવી સાધનસંગ્રામમાં, થાજો સુયશ વરનારા,
કર્તવ્ય કરનારઉપર પ્રસન્ન રહે, જાણજો નરહરિ અમારા રે; મળે૦

---

## श्री इष्टप्रसन्नताप्राप्तिनिमित्त तपश्चरण आदरनार साधकना निश्चय.

પદ ૧૯૫ ( હૃદયમળ ટાળો રી, એ લય. )

તપે તનુ ગાળું રી, જોવા શ્યામ.
શીતોષ્ણાદિ સહન કરીને, દેહાસક્તિ ટાળું રી; જોવા૦
જ્ઞાનાગ્નિ સળગાવી તેમાં, કર્મકલેશ પ્રજાળું રી; જોવા૦
પૃષ્ઠદંડમાં પ્રાણ પ્રસારી, સંસ્કારોને બાળું રી; જોવા૦
ભક્તિસરિતામાં ધોઇને, કાળું મન હું ઉજાળું રી; જોવા૦
જીવલોહને પ્રભુ થાવા પ્રભુ–સ્વર્ણરસે ઓગાળું રી; જોવા૦
ઉપરતી સાધન સિદ્ધ કરીને, ઉદ્દતું મમત્વ આ ખાળું રી; જોવા૦
પ્રભુને કાજે કષ્ટો સહેવાં, સુગમ સદા હું ભાળું રી; જોવા૦

તપ એ ભૂષણ, તપ તપ સંપત્તિ, સર્વસ્વ નિહાળું રી; જોવા૦
તપ એ વ્રત મુજ, મુજ દૃષ્ટિમાં, તપ વહાલામાં વહાલું રી; જોવા૦
દેહ પડે વા અર્થસિદ્ધિ કરું, મન એ નિશ્ચયવાળું રી; જોવા૦
પ્રકટપણે નરહરિરૂપ થાવું, લક્ષ્ય એ મુજ રઢીયાળું રી; જોવા૦

---

## अंतिम प्रणामांजलि.

પદ ૧૯૬ (પ્રિયતમ પ્રભુ કરીએ વંદના, એ લય.)

પ્રભુ ! પ્રણામઅંજલિ આપીએ,
અમ 'હુંપણું' તમ સ્થાપીએ;—
ભિન્નાસ્તિત્વ અમારું વિલાવી, આપ સ્વરૂપમાં વ્યાપીએ;—
આપ પ્રભુના મુકત પદે ઠરી, ભવબંધનને કાપીએ;—
કંઠરવેથી આપ પ્રભુનાં, ગુણગાનો આલાપીએ;—
મનથી સેવાભાવ ધરીને, આપચરણને ચાંપીએ;—
છાપ અવિદ્યાની ટાળીને, સચ્ચિત્‌છાપો છાપીએ;—
નરહરિ ! આપ સ્વરૂપે શમતાં, ઉપાધિમાત્ર ઉત્થાપીએ;—

---

## आरंभक नति.

પદ ૧૯૭ (ભક્ત ન પણ આપનો માની, એ લય.)

જય જય જય વિશ્વપતિ ! આજ આ સ્વીકારો નતિ.
યદ્યપિ મન્દમતિ, તોય પ્રભુ ધારો પ્રીતિ, જય૦
પ્રભુ આપનું શરીર સુન્દર, નિરખીએ બહિર્ અંતર્,
સાધન સાધીએ તદર્થ, થઇ અભિમુખ આપપ્રતિ; જય૦
સઘળાં દુરિતો પ્રભુ કાપી, અમ યત્ને સુગમતા આપી,
આપની કરાવો ઉરે, આજ નાથ ! દૃઢ પ્રતીતિ; જય૦
જીવપદ જે દુઃખનું દાતા, તેમાંથી ઉદ્ધારી ત્રાતા !
સત્યસ્વરૂપ અનુભવવા, દો ગુરુવર ! ત્વરિત ગતિ; જય૦
લેજો ઝટ હૃદયની જાણી, અમઉપર અનુગ્રહ આણી,
નરહરિ પ્રભુ આજ કરો, પ્રવૃત્તિ અમ સુફલવતી; જય૦

---

## સ્વાગત.

પદ ૧૯૮ ( મધુચરણોમાં. એ લય. )

સાધકજનને, સ્નેહથી સ્વાગત દઇએ,
હૃદયે લઇએ, હરખાઇએ; સાધક૦
સ્વાગત દેતાં સ્નેહથી, હૃદય એકરૂપ થાય,
તે કાળે ઉર હર્ષનાં, અશ્ર આવી જાય;
આનંદ અતિ ઉપજાવીએ, ખુબ ખીલીએ, ખીલાવીએ,
દુઃખ ભુલીએ, ભુલાવીએ, સઉ અનન્ય થઇ રહીએ; સાધક૦
સાધન વિધવિધ સાધીને, કરીએ ઇશ પ્રસન્ન,
થઇએ ગુરુઅનુગ્રહવડે, સંપત્તિસંપન્ન;
આત્મયત્નમાં કસજો કટિ, નૃહરિ રટિ, જાશે મટી, પીડ સામટી,
સુખની ઘટિ, પછી અખંડ ભોગવીએ; સાધક૦

---

## सर्वत्र रमणीयतानुं भान करवा मनने उपदेश.

પદ ૧૯૯ ( સ્વરૂપનો કરજે વિચાર, એ લય. )

રમણીયતાનું ભાન, કર મન ! રમણીયતાનું ભાન,
રમણીયતાથી ભરી રહ્યું છે, આ સૃષ્ટિનું સ્થાન,
તેમાંથી સર્વોત્તમ ગ્રહેજે, બનીને તું ગુણવાન; કર૦
વિચારવાટિકામાં ફરી લે જે, રમ્ય ગુલાબસમાન,
પરિમલ તેનો લઇને ફરજે, વિશ્વવિષે મસ્તાન; કર૦
હૃદયતણી રમણીયતા શી તે જોવા પર ધર ધ્યાન,
તે રમણીયતામાં અંતરને, કરાવજે તું સ્નાન; કર૦
પરમ મનોહરતા આત્માની, કરજે તેનું પાન,
સમગ્ર વિશ્વવિષે નથી કોઇ, રમણીય એહ સમાન; કર૦
સકલ રમ્યતા જોતાં થઇશ તું, રમણીયતાનું નિધાન,
પરિણામે રમણીયસ્વરૂપ થઇ, થઇશ પ્રકટ ભગવાન; કર૦

---

## उन्नत प्रकारनुं जीवन गाळवा प्रबोध.

પદ ૨૦૦ ( આંખવિના અંધારું રે, એ લય. )

રમ્ય જીવન કોઇ ગાળો રે, બંધુ ! મારા રમ્ય જીવન કોઈ ગાળો.
સૃષ્ટિમાં સભર ભરી છે, જ્યાં ત્યાં રમ્યતા પ્રસરી છે,

નેત્ર ઉઘાડી ન્યાળો ન્યાળો રે; બંધુ!
દૃષ્ટિએ ના'વે એ જો, અનુભવે ના'વે એ તો,
કલ્પનામાંહિ ભાળો ભાળો રે; બંધુ!
કલ્પનામાં આજે જે, પ્રત્યક્ષ થતું કાલે તે,
( તેથી ) કલ્પનામાં પણ મહાલો મહાલો, રે; બંધુ!
જગના જીવો જ્યાં ભ્રમતા, જે ભૂમિકામાં રમતા,
તેથી કાંઇ ઉપર ચાલો ચાલો રે; બંધુ!
વિધવિધ વિષયોના સુખમાં, ધારો ના કેવળ મમતા,
તેથી પર વૃત્તિ વાળો વાળો રે; બંધુ!
સ્નેહીને આપો જેવો, શત્રુને દો પણ તેવો,
( તમારા ) રમ્ય જીવનનો ફાળો ફાળો રે; બંધુ!
ભાવના ઉન્નત સેવી, જીવનરમણીયતા લહેવી,
શમશે તવ ક્લેશની જ્વાળો, જ્વાળો રે; બંધુ!

---

## ज्ञान अर्पवा श्री गुरुप्रति विज्ञप्ति.

પદ ૨૦૧ ( હાં રે હું તો જાગી રે, હું તો જાગી, એ લય. )

જ્ઞાન ગુરુ! આપો રે, ગુરુ! આપો.
આવ્યો શરણે અજ્ઞાન મારું કાપો રે; જ્ઞાન આપો.
લાગે મને ભારી સંસારસિંધુ તરવો,
માટે મને આપોને આપચરણત્રાપો રે; શરણ આપો.
મુજને ન સુજે ગંતવ્યમાર્ગ મારો,
હાં રે મારે નેત્રે અભાનઅંધાપો રે; નેત્ર આપો.
અંતરમાં મારા હું અંધકાર ભાળું,
પ્રકટે કંઇ પ્રકાશ ઉરે આપ જો વ્યાપો રે; પ્રકાશ આપો.
વિશ્વમાં ગણાય ત્યારે કિંમત કંઇ મારી,
જ્યારે આપ, આપનો કરીને મને સ્થાપો રે; સ્થાન આપો.
સદ્ગુરુ! દયા તો હવે હુંપર કીજે.
કંઇક હવે કર્ણે ધરો મારા પ્રલાપો રે; ધ્યાન આપો.

---

## विकट समये श्री इष्टाभिमुखता ए ज तेनी निवृत्तिनो मार्ग छे.

પદ ૨૦૨ ( કર લે સીંગાર, એ લય )

ભજી લે ભગવાન, સમય સમજીને, આજ વિકટ આ વેળ નિરખી લે.

ચોમરદમ ઉત્પાત ઉઠ્યો આ, સાવધ થઇને તે ઝંખી લે;—
(પણ) ભય તું ધાર ન, હિંમત હાર ન, નયનનિકટ પ્રભુને પરખી લે;—
તારી નિકટ એ, નિત્ય પ્રકટ છે, એહ વિચારે પ્રથમ હરખી લે;—
આવા સમયે પ્રભુશરણે જા, પ્રભુ તુજ દુઃખને નિજ શિર ઝીલે;—

---

## इष्टश्रीना प्रत्यक्ष आश्रयथी रहित थयेला अधैर्यप्राप्त बंधुओना करुणोद्गार.

પદ ૨૦૩

સબલાશ્રયથી રહિત થયેલા, કોણ દિશે જઇશું,—હો બંધુ!
દયાહીન જ્યાં દેવ ત્યાં કોના, દયાપાત્ર થઇશું;—
અણધાર્યો ઉત્પાત થતાં કો, હૃદયે લપટાઇશું—કોના—
આધિ ઉપાધિ હણે તો કોની પુંઠે સંતાઇશું; સબલા૦
સહજ પ્રસંગે કાલા બની કો આગળ હરખાઇશું,—કોની—
સહજ સહજમાં આડા બની કોનાથી રીસાઇશું; સબલા૦
દુર્જનના કારી ઘાવસમ શાં-શાં વચનો સહીશું, બંધુ!૦
ભાગેલા કાનાસમ થાળીવિણ ક્યાં સંધાઇશું; સબલા૦
જેનાથી તેનાથી હાવે, આપણ સલવાઇશું, બંધુ!૦
એકલડા પડતાં મનમાં ને મનમાં હીજરાઇશું; સબલા૦
સૂર્યમુખી પણ સૂર્ય વિલાતાં, આપણ કરમાઇશું—હાવે—
સૂત્ર વિલાતાં આપણ મણકારૂપ, શું વિખરાઇશું? સબલા૦
બંધુ! વળે શું ગમે તેટલા, આપણ અકળાઇશું—છોને—
ભાગ્ય ભુંડાં ત્યાં આપણ કોને હવે દોષ દઇશું; સબલા૦
સાથે રહીને આ જીવનલગી, પ્રભુના ગુણ ગાઇશું—હાવે—
પ્રભુકરુણાથી નગહરિપદમાં સાથે અળપાઇશું; સબલા૦

---

## आधिने निवृत्त करनार हेतुओ.

પદ ૨૦૪ (જન્મ ધરીને આવો રુડો રે, એ લય.)

મનના વ્યાધિથી કાં પીડાઓ રે, સાવધ થઇને,
મનનું શરીર આ સદ્ય સુધારો રે જી.
! મનના વ્યાધિ પ્રકટતા ભાળી, અંતર્ વિકલ ન કરતા રે જી

આપણે કારણ પ્રકટાવ્યાવિણ, આધિ ન કાંઇ પ્રકટતા રે; સાવધ૦
આપણે પ્રકટાવેલું કારણ, આપણે શકશું નિવારી રે ૭,
પ્રયત્ન આદરવા કટિ કસજો, સાધક વીર વિચારી રે; સાવધ૦
જેવા ચિંતનમાં એ ભ્રમતું, રંગ તેને તેવો લાગે રે ૭,
નિરામયતાનો રંગ લાગે જો, સ્વરૂપચિંતને અનુરાગે રે; સાવધ૦
મનમાં ભાન સતત રહે જેનું, તદ્રૂપ તે થઇ જાતું રે ૭,
રહેવા ઉન્નત ભાન આ મનને, કરજો 'અહં બ્રહ્મ' ગાતું રે; સાવધ૦
ઉત્તમ માનસ વાતાવરણે, મનને નિરંતર રાખો રે ૭,
ઉત્તમ પરિવેષ્ટનને કરીને, ઉત્તમ જ્યાં ત્યાં ભાખો રે; સાવધ૦
સર્વોત્તમ પદ નરહરિનું જે, તેમાં અહંને દઢાવો રે ૭,
પછી નિર્ભય બની ક્લિષ્ટ ચિંતનની, પ્રચંડ હોળી સળગાવો રે; સાવધ૦

---

## अंतर्मांथी उठता स्वरनुं कथन.

પદ ૨૦૫ ( સંકેલી વૃત્તિને વીરા બહારથી રે, એ લય. )

અંતરના ઊંડાણમાંથી ઉઠતા રે, કોઇ સ્વરને શુણાવું,
પામે સુખ જે અંતરમાં પુનઃ ઉતારતા રે, એવા સ્વરને શુણાવું.
સ્વરને શુણાવું, કાંઇ ધ્વનિને શુણાવું, કાંઇ મંત્ર શુણાવું,
કાંઇ વાણી શુણાવું;—
પ્રાણિમાત્રના હિતની વસ્તુ, પ્રાણિમાત્રની પાસ,
પણ તે પ્રકટ ન થાતી જો તે, તેનો કરે ન વિકાસ રે; કોઇ૦
જેમ જેમ તે પર ઢાંકણ દે, તેમ તેમ આવે છે દુઃખ,
કાંઇક સુખ મેળવવા જાતાં, થાય તે વસ્તુથી ઉન્મુખ રે; કોઇ૦
ભલે કોટિ યત્નો સેવે પણ, જો ન જુએ તે એક,
નિઃસંશય સુખની પ્રાપ્તિથી, દૂર રહે તે છેક રે; કોઇ૦
અનુપમ હિત કરનારી એવી, એ વસ્તુ છે 'લક્ષ્ય',
તે પ્રતિ અભિમુખ થાનારાને, સુખ રહેતું પ્રત્યક્ષ રે; કોઇ૦
લક્ષ્ય અને વળી પરમ લક્ષ્ય છે, એવા એના ભેદ,
લક્ષ્યસિદ્ધિ કરતો તે અંતે, પરમ લક્ષ્યે લ્હે અભેદ રે; કોઇ૦
આવશ્યક કર્તવ્ય સ્વીકારે, લક્ષ્યરૂપે સઉ પ્રજ્ઞ;
પરમ લક્ષ્યમાં પામવું ધારે, સચ્ચિત્પદ સર્વજ્ઞ રે; કોઇ૦
લક્ષ્યસિદ્ધિ કરતો તો એ પણ, ચુકે ન પરમ લક્ષ્ય,
નરહરિરૂપે રહે નિરંતર, થઇને સર્વાધ્યક્ષ રે; કોઇ૦

---

## શ્રી ઇષ્ટાનુગ્રહપ્રાપ્ત વૃત્તિની ઉક્તિ.

પદ ૨૦૬ (કર્તાકી કુદરત ન્યારી ન્યારી, એ લય.)

ભવની આ ભાવટ મારી ભાગી,
મુજ લગની પ્રભુશું લાગી, હું અંતર્ જાગી,
ત્યાગી આ ઉપાધિને જી.
મોહ ન મેં કાંઇ છોડ્યો, ઉલટો મોહનમાં જોડ્યો,
વૃત્તિઓ તેમાં અનુરાગી; મુજ૦
દૃષ્ટિ ન ખેંચી પાછી, લંબાવી તેને ઝાઝી,
પ્રભુને પામીને થઇ સુભાગી; મુજ૦
કોટિકામસરખો સ્વામી, વરણાગીયો વર પામી,
જો કે છોડી મેં વરણાગી; મુજ૦
પ્રભુએ પોતાની કીધી, અંકમાં મુજને લીધી,
બીજાએ જ્યારે પરિત્યાગી; મુજ૦
મુજપર નરહરિ અનુરાગ્યા, આવી મળીયા મોંમાગ્યા,
હું પણ મળી એમને મોંમાગી; મુજ૦

---

## ગુરુકરુણાથી.

પદ ૨૦૭ (મંજરીએ મનડું મોહ્યું રે, એ લય.)

અંજલિએ અમૃત પીધું રે,
ગુરુકરુણાથી આજ, મેં તો, ગુરુકરુણાથી આજ.
અભ્યંતર શીતલ કીધું રે; ગુરુ૦
ઝાઝ મોટું પામ્યા છતાં, આ ભવસિંધુમાંહ્ય,
કુશળતાભર્યાં માનવી, હજીએ ગોથાં ખાય,
ઉતર્યું મુજ નાવડું સીધું રે; ગુરુ૦
આકાશ ને પાતાળની, કંઇ કંઇ કરતા શોધ,
પણ નિજમાં શું છે રહ્યું, તેનો નથી પ્રબોધ,
મેં તો મુજ સ્વરૂપ ચીંધ્યું રે; ગુરુ૦
કંઇક વિષયવ્યવહારની, વિસ્તારે છે જાળ,
(પણ) ઉલટી પીડા પામતા, બની રહે કંગાલ,
મેં મારું સમેટી લીધું રે; ગુરુ૦
ગગનમંડળે ગતિ થઇ, સહજ સ્વભાવે મુજ,

નરહરિ ગુરુને ભાળતાં, ઉકલી ગઇ મુજ ઘુંચ,
મુજ લક્ષ્યસ્થાન મેં વીંધ્યું રે;　　　ગુરુ૦

## શ્રીઇષ્ટને અંતસ્તમ પ્રદેશમાં શોધનાર સાધકના ઉદ્‌ગાર.

પદ ૨૦૮ ( નયને આવોને આજે વાલમા, એ લય. )

ઉતરીને આજે અંતરે, જોઉં કંઇક પ્રભુ જણાય,
છુપ્યા હશે શું મારા ભીતરે, મને કંઇક એમ થાય;　　ઉતરીને૦
વૈખરીઆં હું શોધી વળ્યો રે, પણ પ્રભુ ન લહાય,
જોઉં હવે શું પરાપાર જઇ, મને ભ્રાંતિ ત્યાં કંઇ થાય;　　ઉતરીને૦
સ્થૂલ સૂક્ષ્મ ને કારણદેહમાં રે, થયો પ્રભુનો ન ભાસ,
જોઉં ઉતરી જરા હજી ઉંડે, છે મહાકારણે આવાસ ?　　ઉતરીને૦
માલિક નહિ મળ્યા મને રે, જોઇ વળ્યો પંચ પ્રાણ,
( હવે ) જોઉ સમાનના અંતમાં, છે છુપાયા ત્યાં મુજ પ્રાણ ? ઉતરીને૦
સ્થૂલ ને સૂક્ષ્મ આ ઇન્દ્રિઓ રે, તેમાં જણાય ન નાથ,
તેની મર્યાદાથી ઉંડે જઇ, જોઉં આવે છે હાથ ?　　ઉતરીને૦
અન્ન પ્રાણાદિ કોશમાં રે, મને થયા ન પ્રત્યક્ષ,
જોઉં કોશાતીત સ્થાનમાં, દીસે ત્યાં શું કોશાધ્યક્ષ;　　ઉતરીને૦
જ્યાં કંઇ હશે ત્યાં હશે મુજમાં રે, એ તો નિઃસંશય વાત,
ત્યારે પછી શું કઠિન છે, કરતાં એમને સાક્ષાત;　　ઉતરીને૦
જ્યાં જ્યાં ને જે જે ગણાય છે રે, ઉરે અંતસ્તમ પ્રદેશ,
ત્યાં હું શોધીશ પૂર્ણ ખંતથી, મારા નરહરિ મહેશ;　　ઉતરીને૦

## આંતર સાધુતાને જાણવા જીવદૃષ્ટિ અસમર્થ હોય છે.

પદ ૨૦૯ ( સાન આણી સાચી ભજ તું હરિ, એ લય. )

કોણ જુએ જાણે કો નરનારી, ગર્ભિત સાધુતા અમારી.
ઉપરનું જે જોયા કરે છે, અંતરમાં નવ જે ઉતરે છે,
ભાળે શું તેની દૃષ્ટિ બિચારી;　　ગર્ભિત૦
ઉપરનાં છોડાં જોઇને ટાળે, માંહિ બદામને લેશ ન ભાળે,
બીજ શું તેને કદી જણાનારી;　　ગર્ભિત૦
રચીપચી રહે જેહ અજ્ઞાને, શી રીતે આવી શકે તેને ધ્યાને,
ઘુડદૃષ્ટિ ક્યાંથી સૂર્ય જોનારી:　　ગર્ભિત૦

જેના હાથેથી છૂટી એક પાઇ, નિજ પરઅર્થે ન કદી ખરચાઇ,
(તે) જાણે શું નિઃસ્પૃહતાની ખુમારી; ગર્ભિત૦
સહન કરે નહિ જે એક કે'ણુ, શુણાવે અન્યને સહસ્ર વેણ,
(અમારી) ઉપેક્ષા તેને ક્યાંથી જડનારી; ગર્ભિત૦
કાગનો વાધ જોવાનો સ્વભાવ, તેને મળે ક્યાંથી જોવાનો લ્હાવ,
આંતર શુભ દૃષ્ટિ અવિકારી; ગર્ભિત૦
જોઇ જાણી શકવા ન સામર્થ્ય, કલ્પના ખોટી કરીને તે વ્યર્થ,
ભ્રાંતિઓ ઉત્પન્ન કરતા ભારી; ગર્ભિત૦
અંતરે ઉતરી જેહ જુએ છે, યથાર્થ રહસ્ય તેહ લહે છે,
જેપ્રતિ કરુણા પ્રભુએ પ્રસારી; ગર્ભિત૦

---

## अंतर्अनुभव अकथ्य होय छे.

પદ ૨૧૦ (લે ગયો ચીર મુરારી, એ લય.)

કહ ગયો જો દિલજાની, મેં કૈસે કહું.
સહજમેં સમજી સકત ન કોઉ,
તોભી ન હે કછુ છાની; મેં૦
મુખસે સબહી બાત ન કીની,
અખિયાંસે કીની નિશાની; મેં૦
હીયામેં કછુ કછુ સમઝા દીયો,
મુસેં ન નીકલત બાની; મેં૦
મુગા કયસે કહ સકતે હે,
કયા હે દુધ કયા પાની; મેં૦
મનમેં સમજકે મનમેં રખના,
વોઇ હે સચ્ચી મરદાની; મેં૦
ગુરુકલ લે કે જાઓ મુર્દામેં,
સુનોગે (જો) ખુદાકી મહેરબાની; મેં૦

---

## नामरूपातीत तत्त्वनुं नाम पाडवानी मुझवण.

પદ ૨૧૧ (રસીયાની રીસ ટાળી રે, એ લય.)

શું કહીને હુ બોલાવું રે, મારા 'એ' ને તો, શું કહીને હુ બોલાવું રે.
નામ ન દેવાય તાણી, લજવાઇ જાય વાણી,

ત્યારે શી દેવી એધાણી રે; મારા૦
એમને શું કહી બોલાવું, કોની પાસેથી કઢાવું,
નવું રડયું ( નામ ) ક્યાંથી લાવું રે; મારા૦
'ચિત્તચોર' કહું શું હું ? ઉંહું ઉંહું ઉંહું ઉંહું,
ચોરની તો થઉં વહુ રે; મારા૦
'સ્વાંમિ' નામ કેવું લાગે ? સંન્યાસીને એ તો લાગે,
મને તો એ જીભે વાગે રે; મારા૦
બોલાવું કહી 'શ્રીપતિ'? ( અરે ! ) એ તે શું હું બોલી જતી,
શ્રીતે કોણ થતી હતી રે; મારા૦
ત્યારે હું શું કહું 'પીયુ'? પપૈયાએ કહેતા બહુ,
પપૈયો શું હું તે છઉં રે; મારા૦
'ચિદાનંદ' કહી લઉં લ્હાવો ? બળ્યો, આ શો શબ્દ આવો !
દીઠો એ શું બાવો બાવો રે; મારા૦
કહું ત્યારે રસીયાજી ? નાજી નાજી નાજી નાજી,
ચારવચ્ચે મરું લાજી રે; મારા૦
'કોટીકામ' કહું ત્યારે ? કામમાં તે છે શું ભારે ?[1]
ચઢા'વોર છે એને મારે રે;[2] મારા૦
કામ તો પડે ઘડીએ ઘડીએ, મોંએ આવ્યું તે બડબડીએ,
( તો ) આપણે બા છોભાં પડીએ રે; મારા૦
નામ ન જો કંઇ દેવાયે, નનામા તો એ કે'વાયે,
મારાથી એ શે સંખાયે રે; મારા૦
બીજું નહિ ગમે એકકે, બીજાને છો ફાવે તે કે',
હું તો મારે કે'વાની 'એ' રે—
મારા 'એ' ને તો, 'એ' કહીને હું બોલાવું રે.

---

## कोइ एक जणे

### પદ ૨૧૨ ( કોઇ એક સમે, એ લય. )

કોઇ એક જણે જગમાં જન્મી, કાંઇ કાંઇ સુંદર સુકૃત્ય કીધાં,
કોઇ એક જણે નિજ માનવ બન્ધુને સહાય કરી આશીષ લીધાં.

---

૧ કામમાં એટલું બધું શું છે અર્થાત્ કામકરતાં મારા સ્વામિ અધિક સુંદર છે.
૨ તિરસ્કાર દર્શાવવાને માટે ઘણી સ્ત્રિઓ 'એને તે શું મારે ચઢાવવો છે' એમ કહે છે

જેના હાથેથી છૂટી એક પાઇ, નિજ પરઅર્થે ન કદી ખરચાઇ,
(તે) જાણે શું નિઃસ્પૃહતાની ખુમારી; ગર્ભિત૦
સહન કરે નહિ જે એક કે'ણુ, શુણાવે અન્યને સહસ્ર વેણુ,
(અમારી) ઉપેક્ષા તેને ક્યાંથી જડનારી; ગર્ભિત૦
કાગનો વાઘ જોવાનો સ્વભાવ, તેને મળે ક્યાંથી જોવાનો લ્હાવ,
આંતર શુભ દૃષ્ટિ અવિકારી; ગર્ભિત૦
જોઇ જાણી શકવા ન સામર્થ્ય, કલ્પના ખોટી કરીને તે વ્યર્થ,
ભ્રાંતિઓ ઉત્પન્ન કરતા ભારી; ગર્ભિત૦
અંતરે ઉતરી જેહ જુએ છે, યથાર્થ રહસ્ય તેહ લહે છે,
જેપ્રતિ કરુણા પ્રભુએ પ્રસારી; ગર્ભિત૦

---

## अंतर्अनुभव अकथ्य होय छे.

પદ ૨૧૦ (લે ગયો ચીર મુરારી, એ લય.)

કહ ગયો જો દિલજાની, મેં કૈસે કહું.
સહજમેં સમઝી સકત ન કોહુ,
તોભી ન હૈ કછુ છાની; મેં૦
મુખસેં સબહી બાત ન કીની,
અખિયાંસે કીની નિશાની; મેં૦
હીયામેં કછુ કછુ સમજા દીયો,
મુસેં ન નીકલત બાની; મેં૦
મુગા કયસે કહ સકતે હૈ,
કયા હૈ દુધ કયા પાની; મેં૦
મનમેં સમજકે મનમેં રખના,
વોઇ હૈ સચ્ચી મરદાની; મેં૦
ગુરુકલ લેકે જાઓ મુર્દામેં,
સુનોગે (જો) ખુદાકી મહેરબાની; મેં૦

---

## नामरूपातीत तत्त्वनुं नाम पाडवानी मुझवण.

પદ ૨૧૧ (રસીયાની રીસ ટાળી રે, એ લય.)

શું કહીને હું બોલાવું રે, મારા 'એ' ને તો, શું કહીને હું બોલાવું રે.
નામ ન દેવાય તાણી, લજવાઇ જાય વાણી,

ત્યારે શી દેવી ઓધાણી રે; મારા૦
એમને શું કહી બોલાવું, કોની પાસેથી કઢાવું,
નવું રડચું (નામ) ક્યાંથી લાવું રે; મારા૦
'ચિત્તચોર' કહુ શું હું? ઉંહું ઉંહું ઉંહું ઉંહું,
ચોરની તો થઉં વહુ રે; મારા૦
'સ્વામિ' નામ કેવું લાગે? સંન્યાસીને એ તો લાગે,
મને તો એ જીભે વાગે રે; મારા૦
બોલાવું કહી 'શ્રીપતિ'? (અરે!) એ તે શું હું બોલી જતી,
શ્રીતે કોણ થતી હતી રે; મારા૦
ત્યારે હું શું કહું 'પીયુ'? પપૈયાએ કહેતા બહુ,
પપૈયો શું હું તે છઉં રે; મારા૦
'ચિદાનંદ' કહી લઉં લ્હાવો? બળ્યો, આ શો શબ્દ આવો!
દીઠો એ શું બાવો બાવો રે; મારા૦
કહું ત્યારે રસીયાજી? નાજી નાજી નાજી નાજી,
ચારવચ્ચે મરું લાજી રે; મારા૦
'કોટીકામ' કહું ત્યારે? કામમાં તે છે શું ભારે?[1]
ચઢા'વેર છે એને મારે રે;[2] મારા૦
કામ તો પડે ઘડીએ ઘડીએ, મોંએ આવ્યું તે બડબડીએ,
(તો) આપણે બા છોભાં પડીએ રે; મારા૦
નામ ન જો કંઇ દેવાયે, નનામા તો એ કે'વાયે,
મારાથી એ શે સંખાયે રે; મારા૦
બીજું નહિ ગમે એકકે, બીજાને છો ફાવે તે કે',
હું તો મારે કે'વાની 'એ' રે—
મારા 'એ' ને તો, 'એ' કહીને હું બોલાવું રે.

---

## कोइ एक जणे

પદ ૨૧૨ (કોઇ એક સમે, એ લય.)

કોઇ એક જણે જગમાં જન્મી, કાંઇ કાંઇ સુંદર સુકૃત્ય કીધાં,
કોઇ એક જણે નિજ માનવ બન્ધુને સહાય કરી આશીષ લીધાં.

---

૧ કામમાં એટલું બધું શું છે અર્થાત્ કામકરતાં મારા સ્વામિ અધિક સુંદર છે.
૨ તિરસ્કાર દર્શાવવાને માટે ઘણી સ્ત્રિઓ 'એને તે શું મારે ચઢાવવો છે' એમ કહે છે

કોઇ એક જણે ગાઇ ગીત મધુર, કોઇકના હૃદયને શાંત કર્યું,
કોઇ એક જણે પ્રકટાવી પ્રસન્નતા, અન્યના હૃદયનું દર્દ હર્યું.
કોઇ એક જણે મહાવિપદવિષે કરી સહાય, સાર્થક મિત્રધર્મ કર્યો,
કોઇ એક જણે શબ્દ શ્રવણ કર્યો નિર્જ આશ્રિતનો ઉપકારભર્યો.
કોઇ એક જણે જઇ એકાંતમાં, નિજ સ્વરૂપતણું રુડું ધ્યાન ધર્યું,
કોઇ એક જણે 'દેશસેવા કરુ' એવું, સાચા હૃદયનું વચન ઉચ્ચર્યું.
કોઇ એક જણે નિજ ધર્મને કાજ, અધર્મપ્રતિ યુદ્ધને આદર્યું,
કોઇ એક જણે નિજ જીવન ગાળ્યું, તપાદિમાં એકાંતે શાંતિભર્યું.
કોઇ એક જણે વ્યવહારે રહી, સાચા સાધનથી સાધી ઉત્તમતા,
કહો બંધુ! વિચારી મને તો જરા એવા, 'કોઇ એક જણ' તે તમે શું હતા?

---

## इष्टस्वरूपसुवर्णरसथी पोतानां हृदय रसवा साधकोने सुबोध.

પદ ૨૧૩ ( સ્નેહ તો કરો રે સાચો, એ લય. )

હૃદય રસો રે, બંધુ! હૃદય રસો,
સાચાં પ્રભુસ્વર્ણરસથી આજે હૃદય રસો.
ઇચ્છો છો થાવા સ્વર્ણરૂપ તમે તો,
ભઠ્ઠીનો તાપ જોઇ શાને ચસો; બંધુ!
તપ્ત થયા વિના રસાવું ન રહેલું,
એમ જાણીને અગ્નિમાંહિ ધસો; બંધુ!
રસ લાગવા પહેલાં તાવે તે ન્યાળીને,
અકળાઇ જઇને આઘા જરી ન ખસો; બંધુ!
સાચો રસ લાગતાં તે કદી ન ઘસાશે,
ભલેને મોટા મોટા શસ્ત્રે ઘસો; બંધુ!
સાચો જો રંગ પ્રભુનો હોય ચઢાવવો તો,
પ્રભુના નિકટ દેશે આવી વસો; બંધુ!
શૂરા કહાવીને શાને કસોટીથી હારો,
તવાવા છતાંએ તેમાં અખંડ હસો; બંધુ!
હસતાને હરિ તો પોતે નિજરૂપ કરતા,
હરિપદે નરહરિરૂપે વિલાસો; બંધુ!

---

## कसोटीमां इष्टस्मरण न छोडवा इष्टस्वरूपानुभवी वृत्तिनां सत्संस्कारी वृत्तिप्रति वचनो.

પદ ૨૧૪ (અલી જોજે મનાતી ભોળી મેના, એ લય.)

આલી જોજે રસિયાથી છૂટી થાતી,
છોડવશે તુજને, યુક્તિઓ કંઇ કંઇ એ લગાવી.
ભોળી થઇને રખે તું ભરમાતી,
ભરમાવી તુજને, છટકી જશે એ લાગ લાવી.
એક કોડી નથી નિજ પાસ, એમ કદીક એહ જણાવશે,
ઐશ્વર્યહીન એ હોય કેવલ, એમ વેંમ અણાવશે;
ભિક્ષુકથી પણ ભુંડી સ્થિતિને, એહ કદી બતલાવશે,
તોએ ભમાઇશ તું નહિ તો રૂપ ખરું દર્શાવશે; આલી૦

અલ્પજ્ઞપણું દર્શાવશે, સામર્થ્ય ન્યૂન લહાવશે,
ભય, ભ્રાંતિ, મોહ મમત્વ આદિ, નિજવિષે પ્રકટાવશે;
કદી કૃતિ વિલક્ષણ કરી તારા ભાવને ભુલાવશે,
પણ જો ન છૂટીશ સંગથી તો અંકમાંહિ ઝુલાવશે; આલી૦

બીજા વિષે તું મુગ્ધ થાયે એવો યત્ન ચલાવશે,
તુજ ચિત્ત અન્યે જાય, એવે પંથ તેહ પળાવશે;
પણ તે છતાં તું તેમનામાં, અધિક સ્નેહ દઢાવશે,
તો હસિત હૃદયે પ્રિતમ તુજ, તુજને જ હૃદય લગાવશે; આલી૦

---

## अंतिम जयजयकार.

પદ ૨૧૫ (દશદિશ શાંતિ કેવી છવાઇ, એ લય.)

જય જય જય શ્રી નૃહરિ મહેશ! જય ઉચ્ચારીએ.
કરી પ્રભુ! આપપદઆશ્લેષ, અર્થો સારીએ.
સ્મરી સ્મરી આપનો આદેશ,
ઠરીએ આવી આંતર દેશ; અર્થો૦
ત્યજીને ઉરથી પંચ કલેશ,
વસીએ મહાનન્દપ્રદેશ; જય૦

લહીએ શાન્તિ ઉર હંમેશ,
કરીને નિજસ્વરૂપપ્રવેશ; અર્થો૦
જયજયકાર વદીએ દેવેશ!
અન્ય કથન નથી અવશેષ; જય૦

---

## परमात्माप्रति प्रारंभक प्रणति.

પદ ૨૧૬ (પ્રભુ સચ્ચિતિ સુખસાગર છો, એ લય.)

જય પ્રેમાસ્પદ પરમ પ્રભુ! પ્રણતિ કરીએ પ્રેમથી,
ઘટ ઘટમાં છો વ્યાપ્ત વિભુ! પ્રાણિમાત્રના છો પ્રીત.
પ્રભુ! સઘળે, પ્રેમરૂપે છો રહ્યા,
ગ્રહગ્રહ આકર્ષીએ છે, તેથી પરસ્પરંના પ્રતિ; જય૦
એ જ પ્રેમના કારણે, રસમય સઉ દેખાય,
જેના આવિષ્કારમાં, અનવધિ જીવન લહાય,
તેવો નિજ દિવ્ય પ્રેમ સઉમાં જગાવજો; ઘટ૦
અનુભવી જન જેને સદા, 'પ્રેમામૃત' કહી ગાય,
અજબ્ય ખુમારી ઉર ઉઠે, પીતાં મન ન ધરાય,
પ્રેમામૃત પાઇ આજ પ્રેમી કહાવજો; ઘટ૦

---

## जयजयपूर्वक सत्कार.

પદ ૨૧૭ (હાં રે પ્રેમ સાચો પ્રભુતણું ધામ છે, એ લય.)

આવો બન્ધુ! આવો પ્રેમે પ્રભુદ્વારમાં,
સ્નેહવડે વદીએ 'જય જય' આવકારમાં,
વદીએ આવકારમાં; આવો૦
સ્વાર્થવિનાના વિશુદ્ધ ભાવે ભેટીએ,
સાચા સમર્થ સદ્દગુરુને ચરણ લેટીએ,
સાચો વિશ્રામ એ સંસારમાં; આવો૦
આરામ એ સંસારમાં,
જેની કૃપાથી ભીતિમાત્ર ભાગતી,
સહજે સધાયે સર્વોત્કૃષ્ટ ઉન્નતિ—

પરમાર્થમાં ને વ્યવહારમાં; આવો૦
અંતરમાં આત્મસ્વરૂપ અનુભવ્ય૧ જે,
તેને અનુભવવું એ આપણું કર્તવ્ય છે—
આવીને માનવ અવતારમાં; આવો૦
તેની સિદ્ધિ અર્થે નરહરિ ક્ષણે ક્ષણે,
સ્મરીએ એકત્ર થઇ આજ, જેથી આપણે—
પલટાઇએ પ્રભુના આકારમાં; આવો૦

---

## प्रवृत्ति तथा निवृत्ति ए उभय मार्गमांथी पोताना अधिकार-अनुसार मार्गे वाळवा श्री इष्टप्रति साधकनी अभ्यर्थना.

પદ ૨૧૮ ( મહાડ. )

હું દુર્બલને દોરનાર, મારે તારો છે આધાર.
મુજ દૃષ્ટિઆગળ વિસ્તરેલા, બે માર્ગો દેખાય,
તેમાંથી કોણ માર્ગે જાવું, તે ન મને સમજાય; મારે૦
એક માર્ગમાં જણાય મુજને, સુખ અને આનન્દ,
બીજા માર્ગે કર્તવ્યકેરો, ભાર દિસે અત્યન્ત; મારે૦
એવા બે માર્ગોઆગળ હું, ઉભો શિથિલ થઇ નાથ!
આશભર્યો હૃદયે જોઉં વાટ હું, ગ્રહીશ તું મારો હાથ; મારે૦
પ્રવૃત્તિ ને નિવૃત્તિના, સંમુખ માર્ગ જણાય,
મારે મન તો બેઉ સરખા છે, આવું જ્યાં તું લઇ જાય; મારે૦
નથી પ્રવૃત્તિથી હું ડરતો, નિવૃત્તિનો ન ચહું ત્યાગ,
માત્ર મને તું સૂચવી દે કે, જાવું મારે કોણ માગર! મારે૦
મારી યોગ્યતાને તું વિચારી, એવે માર્ગે પ્રેર,
જે માર્ગેથી શીઘ્ર ગતિથી, મેળવું તારી મ્હેર; મારે૦

---

## हृदयपूर्वक कार्य करवा मनप्रति सुबोधवचन.

પદ ૨૧૯ (રમણિયતાનું ભાન, કર મન, એ લય.)

અંતરથી કરનાર, થા મન! અંતરથી કરનાર.
કરતો તું આસન પ્રાણાયામ, જાપ જપે તું અપાર,

૧ અનુભવવા યોગ્ય. ૨ માર્ગ, રસ્તો.

પણ જો ઉપરનું જ હશે તો, વ્યર્થ જ તે થાનાર; થા મન।૦
ધ્યાન ધરીશ આંખો મીંચીને જોઇશ મહિં દશ્યલ્હાર,
'સુખ પામીશ' એ તુજ આશાનો, ખાલી જશે તો બ્હાર; થા મન।૦
'सर्वे जनाः सुखिनो भवन्तु २ એ સદ્ભાવના વદનાર,
મુખથી નહિ પણ અંતરમાંથી, થા તેનો બોલનાર; થા મન।
પ્રભુ પામું ધ્રુવજીની પેઠે, લક્ષ્યે ભલે એ ધાર,
વિહિત ક્રિયામાં પણ ન વહીશ તો, વધીશ ન લક્ષ્યે વાર; થા મન।
દાન કરીશ તું વિવિધ ભાતિનાં, ગણાવવા દાતાર,
તો દાતાપદમાં સ્થિત થાતાં, જાણ હજુ છે વાર; થા મન।
જેહ ક્રિયાઓ કરે તું તારો વધારવા અધિકાર,
તે અંતરથી સાધીશ તો તુજ, પાસા પડે પોબાર; થા મન।
અંતરનું અંતર દે ટાળી, પછી કંઇ કરી જો લગાર,
જાણીશ તવ તુજ ઇપ્સિતને, (તુજ) અંતર્યામી પૂરનાર; થા મન।

---

## તમે—બંધુ! તમે.

પદ ૨૨૦ (તે જ જીવે છે, તે જ જીવે છે. એ લય.)

કોઈ એક કાજે જગત્ આજે, વાટ તો જોઇ રહ્યું,
આતુરતા ઉત્સુકતાથી, રાહ એ જોઇ રહ્યું;
જે જગતણી ઉન્નતિ કરે, તે રાહ તેવાની જુએ,
જે કલેશકેરાં આંસુડાંને, શાંતિ આપીને લ્હુએ.
"કોણ હશે એ? કોણ હશે એ?" પૂછો અવિચાર્યે શું મને?
બીજું ન કો પણ બંધુ મારા—એવા એક છો તમે—તમે.
કંઇ કાળથી આ જગત્ આતુરતાથી રાહ જુએ સદા,
આશ્વાસનાદિક દેઇને, તેની હરે જે આપદા;
સદ્ધર્મને જે પોષીને, સદ્બોધ સ્નેહે આપતો,
જે પ્રેરતો સમયાનુચિત હિતમાર્ગ૧માં, ભય કાપતો;
"કોણ હશે એ? કોણ હશે એ?" પૂછો શું શંકા આણી મને,
બીજું ન કો પણ બંધુ મારા, એવા એક છો તમે—તમે.
એકકાજ વાટ જુએ જગત્, જે કાર્ય સ્નેહ ભર્યું કરે,

---

૧. માર્ગ રસ્તો. ૨. પ્રાણિમાત્ર સુખી થાઓ.

દુઃખી થતો જાતે છતાંયે, અન્યનાં દુઃખો હરે;
તો ઉહોતે કરીને ત્વરા, હે સકલ માનવ બન્ધુઓ !
રેલાવજો જ્યાં જે ઘટે—સુખસિન્ધુઓ ને બિન્દુઓ;
"કોણ હશે એ ? કોણ હશે એ ?" હવે ન પૂછશો તમે મને,
બીજું ન કો પણ બંધુ મારા, એવા એક છો તમે—તમે.

---

## श्री इष्टासक्त वृत्तिए श्रीइष्टदर्शनार्थ साधेलां विविध साधनोनुं श्री इष्टप्रति कथन, अने परिणामे समग्र साधनोना सहकारी अनुष्ठाननो निश्चय.

પદ ૨૨૧ ( સત્યજ્ઞાનની કુંચી, એ લય. )

હું તો બોલાવી થાકી, કંઇક બોલ દો વહાલા !
હું તો તેડાવી થાકી, કંઇક કેણુ દો વહાલા !

આપ પ્રતિમા પૂજી પ્રથમ મેં, કરી વિવિધ ઉપચાર જો,
ધૂપ દીપ નૈવેદ્ય ધર્યું વળી, ચઢાવીયા મેં હાર જો;
( પણ ) પ્રતિમામાં નવ હાલ્યા ચાલ્યા, મેં જાણ્યું જે ઠગીયા ઠાલા,
નાથ નથી કંઇ ભોળા બાળા; બોલાવી૦

તનમનમન્દિર સુન્દર કરવા, કીધાં મેં વ્રતરાજ[1] જો,
'તપ'રૂપ બ્રાહ્મણ પછી મેં પ્રેર્યો, તમને તેડવા કાજ જો,
આપ નામની ફેરવી માળા, તો એ મેં નજરે ના ભાળ્યા,
શમાવી ના જરી વિરહની જ્વાળા; બોલાવી૦

તેડી લાવવા તમને પછી મેં પ્રેર્યો મારો 'પ્રેમ' જો,
પછી મેં 'સેવકભાવ' મોકલ્યો, તો એ ના'વ્યા કેમ જો,
કહાવ્યાં વળી મેં વચનો કાલાં, સ્નેહભરેલાં અને રસાળાં,
( છતાં ) ના'વ્યા રઢ છોડી રઢીયાળા; બોલાવી૦

તેનાથી પણ ના'વ્યા ત્યારે, મોકલી 'ભક્તિ' નાર જો,
તે પાછી આવી તવ મોકલી, મેં 'શ્રદ્ધા' સુકુમાર જો,
મનથી કર્યા મેં કાલાવાલા, શુણ્યા છતાં ના બોલ્યા ચાલ્યા,
વહાલે વદને વાસ્યાં તાળાં; બોલાવી૦

---

૧ અષ્ટ વ્રતો.

સ્નેહભરી પછી 'સ્તુતિ' મેં પ્રેરી, તો એ ના'વ્યા નાથ જો,
'યોગસિદ્ધિ'ને પછી મેં પ્રેરી, નાવ્યા તેની સાથ જો,
'છું મમભાવના'રૂપી બાળા, મોકલી પણ ન ઉઠ્યા છોગાળા,
એવી કેઇએ તમને ઝાલ્યા; ખોલાવી૦
સઘળાં સાધન સાથે લઇને, કરું છું નાથ ! પ્રયાણ જો,
આવી આપને દ્વારે જાણો, વિછોડવાને પ્રાણ જો,
સ્ત્રીહત્યાના પાતક કાળાં, હાવે તમને જાણો આલ્યાં,
કાં તો પ્રકટ થજો પ્રેમાળા; ખોલાવી૦

---

## तत्त्वज्ञाननी प्राप्तिविना मुक्तत्वनो असंभव.

પદ ૨૨૨ ( થશે શાંતિ ત્યારે આ અંતરમાં, એ લય. )

નથી મુક્તિ થતી કદી જ્ઞાનવિના,
જ્ઞાનવિના, જ્ઞાનવાન્‌વિના; નથી૦
રજતમમલ છુટવા નથી કલ્પે, તત્ત્વનદીમાં સ્નાનવિના;—
જન્મમરણ સહજે નથી ટળવું, જ્ઞાનામૃતના પાનવિના;—
સમસર્વત્રસ્વરૂપ ન લહાતું, તત્ત્વતણા દૃઢ ધ્યાનવિના;—
અભેદભાવ નથી દૃઢ થાવો, અહં બ્રહ્મના ગાનવિના;—
સર્વોત્તમ ફલપ્રદ નથી બીજું, તત્ત્વજ્ઞાનના દાનવિના;—
તત્ત્વજ્ઞાનના શિખરે ચઢજે, શાન્તિ નથી એ સ્થાનવિના;—
સમર્થ આવું જ્ઞાન ન મળતું, કદી ઉપેન્દ્ર ભગવાન્‌વિના;—

---

## जोइए छे! जोइए छे!!

પદ ૨૨૩ ( લાવણી. )

કર્તવ્યો ઉત્તમ રીતે સાધે, એવો નર જોઇએ છે,
નિ:સ્વાર્થે સેવા કરનારો, એવો અનુચર જોઇએ છે.
પ્રેમને અર્થે પ્રાણ પસારે, એવો પ્રેમી જોઇએ છે,
સદાચારનાં વ્રતને કરનારો, દૃઢ નેમી[1] જોઇએ છે.
સર્વ સમયમાં સહાય આપે, એવો સ્નેહી જોઇએ છે,

---

૧ નિયમવાળો.

વીતરાગ ને અલિપ્ત, એવો, જનકવિદેહી જોઇએ છે.
સમયોચિત કર્તવ્ય જણાવે, ( એવો ) સ્મૃતિકાર એક જોઇએ છે,
અન્ય હિતાર્થે ત્યજે સકલ, એવો ઉદાર એક જોઇએ છે.
સુધરીને સુધારે એવો, દેશસુધારક જોઇએ છે,
સદ્ધર્મોદ્ઘાટન કરનારો, ધર્મોદ્ધારક જોઇએ છે.
પ્રીતિ પરસ્પરમાં ધરનારાં, દંપતી ઘેર ઘેર જોઇએ છે,
શ્રદ્ધાનાં, શુભનાં વચનો કહેનારા ઠેર ઠેર જોઇએ છે.
સ્પૃહાવિના પણ બન્ધુભાવથી, પ્રત્યુપકારક જોઇએ છે,
અચલભાવ ગુરુમાં ધરનારો, એવો સાધક જોઇએ છે.

જોઇએ છે, જોઇએ છે ઘરઘર, પતિવ્રતા સ્ત્રી જોઇએ છે,
ક્લેશભર્યા સંસારને સ્વર્ગસદનસમકર્ત્રી* જોઇએ છે.
પતિને પ્રભુ માનીને પતિની સેવા કરતી જોઇએ છે,
સહાય કરી પતિના કાર્યે પતિશ્રમને હરતી જોઇએ છે.
પવિત્રતા, મનહરતા, મૃદુતા, મધુરતાભરી જોઇએ છે,
પતિને પ્રસન્ન કરવા અર્થે, મુખની સ્મિતભરી જોઇએ છે.
દર્શન કરતાં પૂજ્યભાવ પ્રકટાવે એવી જોઇએ છે,
ઉત્સાહવચનથી હૈયું હરખાવે એવી જોઇએ છે.
આત્મપ્રકાશિત બુદ્ધિથી મન છાઇ દેનારી જોઇએ છે,
જીવનરસનો લ્હાવો આપી—ને લેનારી જોઇએ છે.
અન્ય સ્ત્રિઓનું હિત કરી, તેની દુ:ખભાગિની જોઇએ છે,
નિજ ગૃહને સુખસાગર કરનારી ગૃહરાજ્ઞી જોઇએ છે.

---

**मनुष्यने दूषित थवामां जगत्‌नो संबंध मुख्य कारणरूप नथी; जगत ईश्वरनी विभूति होवाथी सुंदर छे. मनुष्यने मलिन राखनार तेनी असावधानता छे.**

પદ ૨૨૪ ( મોરી કામનીયાં, એ લય. )

રહ્યો ક્યાં છે તું વસી, વીરા ! વિચારને,
તું તે રહેતો હસી કે પાડે અશ્રુધારને.
નથી કાલસાકેરી ખાણમાં, વસી રહ્યો તું ભાઇ !
પ્રભુના સુન્દર જગતવિષે છું, ઉર વિચારજે કાંઇ; રહ્યો૦

---

* સ્વર્ગનારસ્થાનજેવું કરનારી.

તેથી તુજ આ શરીર મનને, કાળું કાળું જોઇ,
રખે ઉપેક્ષા કરતો તેની, સાવધાતાને ખોઇ; રહ્યો૦
નથી રહ્યો તું ભાઇ! જરીએ, કાજળકોટડી માંહ્ય,
તોએ તુજપર મેશ નિરખતાં, સાવધ કાં ના થાય; રહ્યો૦
નથી પડ્યો કંઈ ઉકરડામાં, જેથી તું ગંધાય,
અત્તરના કુંડે છું, તુજમાં, રખે કુવાસ જણાય; રહ્યો૦
નથી પડ્યો તું અંધારે જે, આમ તેમ અથડાય,
પડ્યો આખડ્યો જો ક્યાંહિ તો, ભુલ તે તારી ગણાય; રહ્યો૦
'રહ્યા છીએ આ જગતવિષે, તે મલિનતા તો થાય,'
એવું ભુલભરેલું જોજે, તુજ ઉર રખે મનાય; રહ્યો૦
જગત્ વસ્તુતઃ મલિન નથી,જેવી દૃષ્ટે જોવાય,
તેવું તે બની તુજને પાછું, તેવે રૂપે જણાય; રહ્યો૦
માટે જગને દોષ ન દેતો, તુજ દૃષ્ટિ દૂષિત,
વહોરે છે તું હાથે કરીને, તેથી તારું અહિત; રહ્યો૦
જગને ખરાબ કહીને તુજને, ઠગતું તારું મન,
ખરું જોતાં તે જાતે ખોટું, સાવધ થા તો ધન્ય; રહ્યો૦
જગને કાજળની કોટડી કે, ખાણ રખે તું જાણ,
એ તો મહાલય પ્રભુનો, જ્યાં રહી, વિવેકી લે સુખલ્હાણઃ રહ્યો૦

---

## દૃશ્યનું વિનાશિત્વ જોઇને તેમાં વિરાગ પ્રકટાવવા આસક્ત જીવને ઉપદેશ.

પદ ૨૨૫ ( હજી કાં જ્ઞાન ના આવે, એ લય. )

હજી વૈરાગ્ય શું ના'વે ? હજી વૈરાગ્ય શું ના'વે ?
પ્રીતિ, શો સ્વાદ પ્રકટાવે ?
આજસુધી તેં તો ગણી, જે જે વસ્તુ નિત્ય,
આ ક્ષણ તુજઆગળ થઇ, નહિવત્ તેહ પ્રતીત;
છતાં ઉર શું ન મૂંઝાવે, છતાં ઉર શું ન મૂંઝાવે,
નિરસતા શું ન ઉપજાવે ?
ખેલાવ્યાં ખોળે લઇ, જેને ધરી ઉલ્લાસ,
પોતાનાં જાણ્યા છતાં, રહ્યાં ન આજે પાસ;

પ્રસંગ શું એ ન કંપાવે? પ્રસંગ શું એ ન કંપાવે?
ન દશ્યાસક્તિ ભુલાવે ? હજી૦

દૃઢ આલિંગન પ્રેમનાં, જેને દીધાં કાલ,
પરવશતાથી થઇ રહ્યાં, ન્યારાં જો! તે હાલ;
ન બોલાવ્યાં ફરી આવે, ન બોલાવ્યાં ફરી આવે,
ના શું એ ક્ષોભ ઉપજાવે? હજી૦

ચરણો જેનાં ચાંપતો, કાલે ધરી અનુરાગ,
આજે તુજ હસ્તે મૂકે, તેના મુખપર આગ ;
ક્રિયા શું એ ન થરકાવે, ક્રિયા શું એ ન થરકાવે?
જગે શું સાર દર્શાવે? હજી૦

(જેણે) કાલ સુધી તો સાચવ્યાં, કરીને યત્ન અગાધ,
સઘળો પ્રેમ વિસારીને, તે જ ચઢાવી કાંધ,
શ્મશાને આજ તે લાવે, શ્મશાને આજ તે લાવે,
મુખે વળી અગ્નિ મૂકાવે; હજી૦

વડિલસમાં જેને ગણ્યાં, માન્યાં સ્વજનસમાન,
ગુરુજન જાણ્યા તેહ પણ, ચાલ્યા સર્વ શ્મશાન;
અચલતા કયાં રહી હાવે? અચલતા કયાં રહી હાવે?
અનિશ્ચિત વિશ્વ જ્યાં કહાવે; હજી૦

પ્રકટે તો પ્રકટાવજે, દૃઢ આ દશ્યે વિરાગ,
અંતરથી નિર્લેપ રહી, પ્રભુમાં ધર અનુરાગ;
પછી કદી ક્લેશ નહિ તાવે, પછી કદી ક્લેશ નહિ તાવે;
નૃહરિ પ્રભુ જો ઉરે ભાવે; હજી૦

---

## अपराधीउपर दयाभाव राखवः हितवचन.

૨૨૬ પદ (મુજ જીવન વૃથા વહી જાય, એ લય.)

અપરાધીઉપર હે ભ્રાત! દયાળુ થજે સદા,
કરીને વાત્સલ્યપ્રપાત, કૃપાલુ થજે સદા.
મનુષ્યમાત્ર સદોષ છે, રખે ભૂલતો એહ,
ક્ષમા દેવી ઘટતી તને, ઉરમાં આણી સ્નેહ,
તું એ ન વિસરતો જરાય, જુએ જ્યાં ત્યાંય; દયાલુ૦

કોઈના અપરાધો હશે, તારાથી પણ ખુબ,
( પણ ) મનથી તે ને તું નથી, સરખા આબેહુબ,
તે અધિક લાલસાધીન, હશે વળી દીન; દયાળુ૦
તુજસમ બળીયા નહિ હશે, થવા વિકારસંમુખ,
( તેમ જ ) તું તુલના ન કરી શકે, બીજાઓનું દુઃખ,
તેથી તે પડતા જણાય, તું કરજે સ્હાય; દયાળુ૦
અંતરમાં તું રાખજે, વાત નિરંતર એહ,
દૂષિતને દેતા પ્રભુ, સહાય નિઃસન્દેહ,
પૂર્વના સ્મરી દૃષ્ટાન્ત, થજે નિર્ભ્રાન્ત; દયાળુ૦
તારા મર્મવચનવડે, કોતું હૃદય ન ભેદ,
છેદેલાને ક્રૂર થઇ, પુનઃ પુનઃ ના છેદ,
ત્યાં પ્રસાર જે સુવિચાર, અને વળી પ્યાર;— દયાળુ૦
ક્ષમા ઉપેક્ષા કરી વળી, ઉદારતા દર્શાવ,
તેને ઉન્નત ભૂમિનો, સુંદર ક્રમ બતલાવ,
તેનું વિશુદ્ધ જીવન ગળાવ, પ્રભુને ભળાવ; દયાળુ૦

---

## मिथ्या ज्ञानीनुं आत्मकथन.

પદ ૨૨૭ ( જ્યારે રહું હું સ્વરૂપ વિચારી, એ લય. )

મધુરું મુખડું હું મલકાવું, અનુકૂલ અનુકૂલ જ્યારે જોઉં છું,
કલ્પનામાં પણ પ્રતિકૂલ જોતાં, પોશ ભરી ભરીને હું રોઉં છું; મધુરું૦
બોધ બીજાને દેવા વખતે, ડહાપણનો દરીઓ હું ડો'ઉં છું,
પણ મુજ માથે આવી પડતાં, જ્ઞાનતણું હું ભાન જ ખોઉં છું; મધુરું૦
બીજાનાં દુઃખ જોતી વખતે, તત્ત્વદૃષ્ટિથી મસ્ત હું હોઉં છું,
જોશી મુજ ભાવિનું નબળું કહે તો ત્યારથી થંડો થઉં છું; મધુરું૦
ભ્રાંતિ ને સ્વપ્નાની વાતો, મારે માટે ખરેખરી લહું છું,
ત્રિકાળ જગત્ થયું નથી એવું, ભડાક બીજાને કહી દઉં છું; મધુરું૦
વાત બીજાને કરતા જોઈ કહું: " શીદને માટીની કોઠી ધોઉં છું ! "
પણ હું તો ગુપચુપ મુજ મનથી, ગાય છાંડીને [1]ગર્દભી દોહું છું; મધુરું૦
વિષયો છે વિષસમાન એવો, બોધ દઇને થાકી જઉં છું,

---

[1] ગધેડી.

સો ગાઉ દૂરથી પણ હું વિષયને, જેમ જેમ જોઉં છું
તેમ તેમ મ્હોઉં છું; મધુરું૦
બીજાને તો કહું છું હું તો, ચિત્ત પ્રભુમાં હરઘડી પ્રોઉં છું,
પણ જાણો છો ને મુજ મનની, ભોગે મારવાડનું મઉ છું; મધુરું૦
મુજ જેવાનાં જગમાં તો કીડીયારાં ઉભરાતાં જોઈ રહું છું,
પણ બીજા કોઈને કહેશો નહિ, ખાનગીમાં આ જે જે કહું છું; મધુરું૦

---

## जीवत्वबंधनथीं मुक्त थवा श्रीइष्टने अभ्यर्थना.

પદ ૨૨૮ ( મંજરીએ મનડું મોહ્યું રે, એ લય. )

પિંજરીઆમાંહિ પૂરાણો રે, મુક્ત કરો ગુરુરાય ! મુજને, મુક્ત૦
બંધનથી અતિ અકળાણો રે; મુક્ત૦
બંધનથી છુટ્યા વિના, ગગને ક્યાંથી ઉડાય,
ગગનવિષે ઉડ્યાવિના, ઉંચે ક્યાંથી જવાય,
તમે સ્વામિ ! સઘળું જાણો રે; મુક્ત૦
ઉચ્ચ ભૂમિએ ગયા વિના, દર્શન ક્યાંથી કરાય,
દર્શનવિણુ કેવી રીતે, આપ પ્રભુ ભેટાય;
પોતાનાનું તો તાણો રે; મુક્ત૦
આપ પ્રભુ ભેટ્યા વિના, કેમ કરી થાઉં કૃતાર્થ,
કૃતાર્થતા પામ્યાવિના, સરે ન મુજ પરમાર્થ,
છું અંતરથી અમુઝાણો રે; મુક્ત૦
પરમ અર્થ સાધ્યાવિના, શ્રેય ન મુજ સધાય,
શ્રેય સધાયાવિણુ હુંથી, આપ સ્વરૂપ ન થવાય,
(મને) તમપ્રતિ આકર્ષી આણો રે; મુક્ત૦
જીવપણાના પાંજરે, પડ્યો આપનો બાલ,
ઉપેન્દ્રગુરુ કરુણા કરી, છોડી કરજો ન્યાલ;
હું તમથી છું વેચાણો રે; મુક્ત૦

---

## तरणोपाय.

પદ ૨૨૯. હોરીનો લય.

તરણનો[૧] સુગમ ઉપાય, તને પ્રિય ! જો બતલાવું.

---

૧ તરવાનો.

બે કાંઠે ભરપૂર નદી આ, જો! કેવી વહી જાય,
કુશલ ગણાતા તારાનો પણ, જ્યાં પત્તો ના ખાય; તને૦
માલભર્યાં મોટાં વહાણોનું ત્યાં નવ ચાલે કાંય,
માલ–મનુષ્યોસાથે તેને, પહોંચાડે તલમાંહ્ય; તને૦
વેગવતાં મોજાંની સામે, ચાલે ન કોનું જરાય,
ડુબવશે કે પાર ઉતારશે, તે ન કશું સમજાય; તને૦
પણ આ ઉગ્ર પ્રભાવની મધ્યે, પેલું શું દેખાય ?
જો! જો! કાષ્ઠે વળગેલો એ, કોઈ મનુષ્ય જણાય; તને૦
મહાજલમાં પણ કાષ્ઠ ગ્રહીને, નિર્ભય કેવો તણાય,
વરુણસમો હોયે જાણે તેમ, જલપર શો! સોહાય; તને૦
આ ભવનદી તરવાને તું પણ, કરીશ ન કોટિ ઉપાય,
એક ઉપાય કહું તે કરતાં, સહજે પાર પમાય; તને૦
સમર્થ સદ્‌ગુરુશરણ ગ્રહી લે, સુગમ તરણ[૧] જો ચહાય,
સદ્‌ગુરુચરણે વળગી રહીશ તો, તારું ધાર્યું થાય; તને૦
તુજને ઉપર રાખી પોતે, નીચે રહેશે સદાય,
એ વિધિ નિર્ભય પાર ઉતારે, એક શ્રીસદ્‌ગુરુરાય; તને૦

---

## श्री इष्टने विकलभावे प्रार्थना.

પદ ૨૩૦ (નેણમાં નિદ્રા નાવે જરી, એ લય.)

નજરો નાંખું નેહભરી, મારા વહાલિડા! તારે પંથ રે,
વાટ જોઉં હું તારી, આતુર આંખથી રે,
દૂરથી પણ ના તું દીસંત રે; નજરો૦
ધડકતે હૈયે પૂછું, સમાચાર તારા રે,
જવાબ ન દેતા સાધુસંત રે; નજરો૦
ક્યાં વસીયા છે એમ પૂછું હું ત્યારે કહે છે:
'પ્રભુ તો વ્યાપી રહ્યા દિગંત' રે, નજરો૦
પૂછું છું: 'કેવા રૂપે જોયા' ત્યારે તો કહે છે:
'પ્રભુ તો છે સ્વરૂપે અનંત રે'; નજરો૦
'ક્યારે આવીને મળશે,' પૂછું હું ત્યારે કહે છે,
'પ્રભુ તો પોતે છે સ્વતંત્ર રે; નજરો૦

---

૧ તરવું.

સીધો સમો ન ઉત્તર દેતા, મને તો લાગે,
એક સરખા ભક્ત ને ભગવંત રે; નજરે૦
મનમાં મુઝાઉં છું હું, મનની કોને કહું રે,
દેહ તો પાડયો ના પડંત રે; નજરે૦
આવું શી રીતે જાણ્યા વિણ તુજ ધામને રે,
ભોમીયો તારો ન મળંત રે; નજરે૦
આજ સુધી તેં આણ્યો, અંત મુજ સુખનો રે,
આણ હવે વિયોગનો અંત રે; નજરે૦

---

## साधकरूप पक्षिओने श्रेष्ठ साधनरूप गगनमां विहार करवा प्रबोध.

પદ ૨૩૧ (અગમ ઉદાસીનો લય.)

ગગને ગમન કરો પાંખળાં પંખિડાં!
દિવ્ય દેશ એ વસવાનું તમ ધામ જો;
ભૂમિમાં ભટકી શાને અટવાઓ છો,
શીદ સહો છો પૃથ્વીતલનો ધામ જો; ગગને૦
પ્રાણની સાથે પ્રભુએ પાંખો છે દીધી,
પાછા વળી જોજો પોતાની માંહ્ય જો;
આસપાસ બે બાજુએ એ શોભતી,
જેનો આશ્રય ધારી ઉંચે જવાય જો; ગગને૦
નીચેની ભૂમિ તમ કાજે છે નહિ,
ત્યાં તો ભમતી કીટાદિકની જાત જો;
વળી પારધી ત્યાં જાળ પાથરી બેસતા,
સમજો છો, નથી કંઇ તમને અજ્ઞાત જો; ગગને૦
બીજા સાધનથી તેવું સુખ ના મળે,
જેવું મળતું ઉડતાં ગગનની માંહિ જો;
જ્યાં પ્રતિબંધો શોધ્યા પણ જડતા નથી,
આવરણો જ્યાં કાંઇ કહેતાં નથી કાંઇ જો; ગગને૦
અનંતાવધિ એ દેશે અવકાશ છે,
અનુભવનો જ્યાં વાતો શાંત સમીર[1] જો;

---

૧ વાયુ.

નાદ નથી જ્યાં થાતા કદી બીહામણા,
જ્યાં ગુરુગર્જન[1] ગાજે છે ગંભીર જો; ગગને૦
જ્યાં બંધાતી નથી આસક્તિ સ્વલ્પમાં,
આત્મદષ્ટિ જ્યાં પ્રસરી રહે સર્વત્ર જો;
તત્ત્વાકાર મતિ થઇ શમતી તત્ત્વમાં,
સમાધિઅનુભવ થતો વહે મન યત્ર[2] જો; ગગને૦
પરિચ્છિન્નતા 'હું આ તે'ની ત્યાં નથી,
સંસ્કારોકેરું જ્યાં નથી પ્રાબલ્ય જો;
અવિદ્યાનિશાકેરું તિમિર ત્યાં છે નહિ,
આત્મરવિનો પ્રકાશ જ્યાં જાજ્વલ્ય જો; ગગને૦
ચક્રોમાંહિ ગગનને મુર્દ્ધા જાણજો,
ભક્તિવિષે એ પરાભક્તિ કહેવાય જો;
રાજયોગના શબ્દોમાં જો બોલીએ,
યોગ અસંપ્રજ્ઞાત જ એહ ગણાય જો; ગગને૦
વિચારપ્રધાનમાર્ગવિષે હો પૂછતા,
ગગનરૂપ કહેવાયે તત્ત્વવિચાર જો;
ભૂમિકાવિષે ગગન, તુરીયા ભૂમિકા,
બ્રહ્મવિદ્યા છે, વિદ્યામાત્રમાં સાર જો; ગગને૦
કર્મમાત્રમાં જેહ કર્મ નિષ્કામ છે,
કર્મમાર્ગમાં તેહ જ ગગન ગણાય જો;
પ્રેમમાર્ગમાં પ્રભુપ્રતિનો પ્રેમ તો,
ગગનસમો ને સર્વોત્કૃષ્ટ લહાય જો; ગગને૦
આ વિધિ સ્થાનક ગગનસમાન ગણાય જે,
પ્રિય પંખિઓ ! તમને તે ન અજાણ જો;
આગ્રહ ને બલપૂર્વક પાંખો વાપરી,
તેહ પ્રદેશે કરજો શીઘ્ર ઉડાણ જો; ગગને૦
સત્ક્રિયા તથા ગુરુકરુણારૂપી મળી,
તમને સબળી ને દૈવી બે પાંખ જો;
તેને આધારે નિર્ભયતાથી ઉડો,
ગંતવ્ય દેશે રાખી સુસ્થિર આંખ જો; ગગને૦
સદ્ગુરુસહાયે નિર્વિઘ્ને સઉ સંચરો,
ગગનમાર્ગનો સાર્થક થજો પ્રવાસ જો;
ગગને ગરૂડી નિશ્ચલ માળા બાંધજો,
કરી રહેજો ત્યાં પંખિ ! નિત્ય નિવાસ જો; ગગને૦

---

૧ ગુરુના વચનોરૂપી ગર્જના. ૨ જ્યાં.

## आनंदने स्फुराववा सद्बोध.

પદ ૨૩૨ ( દિલ મારું માને નહિ, એ લય. )

કંઇક મધુરું હસાવવા, ( તારા ) અભ્યંતર આવવા,
ઉભો આનંદ તુજ દ્વારમાં,
સુખ ન્યારું ઉપજાવવા, કષ્ટો વિલાવવા,
તેને લે હૃદયાગારમાં.
આશાભર્યો આનંદ તારે આંગણે આવી રહ્યો,
મૃદુ કરકમલથી દ્વાર તારાં એહ ખખડાવી રહ્યો;
ધીમેથી પણ રમણીય કંઠે, તને બોલાવી રહ્યો,
જા, દ્વાર સદ્ય ઉઘાડ એ તુજ કાજ કંઇ લાવી રહ્યો;
ભાગ્ય તારું ઉઘાડવા, બુટ્ટી સુંઘાડવા,
આવ્યો એ દૈવી આકારમાં; સુખ૦

બોલાવવાની વાટ જોઇ, એહ બહાર ઉભો રહ્યો,
તુજ જીવનકેરા અંશરૂપે થવા એ આતુર થયો;
ઉલટી બલારૂપ થઇ નહિ, એ વળગશે કદીએ તને,
પણ હાર હૈયાનો બની શોભાવશે તુજ કંઠને;
આવ્યો અંતર ઉજાળવા, ક્લેશો પ્રજાળવા,
દેવા સિદ્ધિ આ અવતારમાં; સુખ૦

તુજ બંધ દ્વારની બહાર ઉભો, તેની પૃષ્ઠે છે વળી,
ઉભી રહી શાંતિ મધુરી, જોતી તુજને વળી વળી;
વળી તેની પૃષ્ઠે છે ઉભી, શ્રદ્ધા રસિલી આશથી,
એ સર્વને બોલાવવા, જા, ખોલ દ્વાર ઉલ્લાસથી;
ફલ મીઠાં ચખાડવા, અમૃત પીવાડવા,
લ્હાવા લેવાને સંસારમાં; સુખ૦

તેની પુઠે પેલા ઉભા, જો ! નાથ તારે આંગણે,
જા, ખોલ દ્વાર, પ્રવેશવા, છે એહ તત્પર આ ક્ષણે;
જો ! ગાન મધુરાં ગાય છે, એ સર્વ મોહક સ્વરવડે,
જા હજી પણ મોડું થયું નથી, જો ! તું સાંકળ ખડખડે,
જા, ભીતરમાં લાવવા, દ્વારો ઉઘાડવા,
બેસી રહે ન તું વિચારમાં; સુખ૦

## आंतर प्रकाशने अभ्यर्थना.

પદ ૨૩૩ ( મારા પ્રીતમ પ્રાણાધાર એ લય. )

મારા આંતર દિવ્ય પ્રકાશ ! મુજને દોરજે,
મારા માર્ગમાં પાડી ઉજાશ, મારો નેતા થજે.
સત્યનો હું જિજ્ઞાસુ છું,
તારો દોર્યો આવીશ હું, મારા૦
પ્રાપ્તવ્ય સિદ્ધ થવાને તું સન્માર્ગે પ્રેરજે;
તારાથી જાણીશ જ્ઞાન હું,
વળી ઓળખીશ ભગવાન્ હું, મારા૦
આનંદ શાંતિ ને સુખતણા ધામે તું લઇ જજે;
અંતરમાં જો કે ગુપ્ત છું,
થાતો ન પણ કદી લુપ્ત તું, મારા૦
છૂટો પડી શકતો નથી હુંથી તું રજે;
તારાથી મારો અભેદ હું,
જેહ ક્ષણેથી અનુભવું, મારા૦
તે જ ક્ષણેથી આંતર તિમિર મને ત્યજે;
તવ સત્ય મુજ ઉર રાજતું,
મારું મારામાં વિભ્રાજતું, મારા૦
માટે મને દોર, ચઢી રહી મુજ રથની ધ્વજે;[૧]

---

## विचारनुं सामर्थ्य.

પદ ૨૩૪ ( પ્રસન્નતાને કદી ના ત્યજીએ, એ લય. )

રહસ્યરૂપ ને ચમત્કૃતિમય કુતૂહલ કરતું નવું નવું,
આ મુજ રમણીય માનસ ક્ષેત્રે, કાંઇ કાંઇ મેં અનુભવ્યું.
સુવિચાર પ્રેર્યો એક મેં આ ભવ્ય વાતાવરણમાં,
જે શુદ્ધ ને સુન્દર હતો, પ્રેરક હતો જીવતરણમાં;
વહેતો થયો એ જતાં જતાં, તે એક પ્રિય મુજ જનતણા—
હૃદયે જઇને સ્પર્શીયો, તેને દીધાં ત્યાં સુખ ઘણાં;
આવી રીતે તેણે મને, તે અન્યને સુખીયાં કર્યાં,

---

૧ ધ્વજા ટેકવવાની જગાએ.

જોયાવિના બોલ્યા વિના, તેણે અમારાં દુઃખ હર્યાં;
તેથી શુદ્ધ વિચારો કરવા, પ્રેમ પ્રકટતો અધિક મને,
વિચારીને એ કહો મને જે, પ્રેમ ન પ્રકટે શું તમને ? રહસ્ય૦
મેં એક દિન કુવિચાર એક કર્યો અને પ્રેર્યો જગે,
સાચું કહું દુઃખી થયો, તેને હું તો લાગ્યો પગે[1];
એવો વિચાર થતાં જ મુજ, આખું શરીર તપી ગયું,
મુજ પ્રિય જનને સ્પર્શતાં, તેનેય[2] દુઃખ ઘણું થયું;
તેથી તેને ધિક્કારું છું, કાં જે દુઃખી કર્યો મને,
વિચારી કહો તેને ધિક્કારવો, યોગ્ય ન લાગે શું તમને? રહસ્ય૦
પ્રભુઅનુગ્રહપ્રાપ્ત્યર્થ કીધો, એક દિન સંકલ્પ મેં,
મુજ હિત કરવા યાચનાને, ઉરવડે કરી સ્વલ્પ મેં;
પ્રભુધામકેરા માર્ગમાં સંકલ્પ એ પંથે પળ્યો,
મુજ પ્રિયઆગળથી ગયો, તેને ન પણ તે આથડ્યો;
પણ જવ મારા પ્રભુનો અનુગ્રહ, મુજ સંકલ્પસહ પાછો વળ્યો,
હું ને જગમાં મારાં હતાં જે, તે સઘળાંને તેહ ફળ્યો;
તેથી પ્રભુસ્તવનાદિક કરવા, પ્રેમ પ્રકટતો અધિક મને,
વિચારીને એ કહો મને જે, (એમાં) પ્રેમ ન પ્રકટે શું તમને? રહસ્ય૦

---

## हरिना विरहीने वधाइ.

**પદ ૨૩૫** ( નાહિ બનશે જી પ્રીતિનાં૦ એ લય. )

કોઇ હરિના વિયોગીને, આપું વધાઇ,
આપું વધાઈ, મારે હૈડે હરખાઇ; કોઇ૦
પોતે તમારી પાસે વસીને,
બેઠા જુએ તમ ચક્ષુની માંહિ; કોઇ૦
સાંભળવાના રસીયા એ તો,
શ્રવણ કરે તમ શ્રોત્રે ભરાઇ; કોઇ૦
તમારી વાણીમાંહિ વસીને,
જુઓ, બોલે એ કેવું કાંઇ કાંઇ; કોઇ૦
ચાલે છે કેવી ઠમકતી ચાલે,
કોમળ તમારાં ચરણોમાં લપાઇ; કોઇ૦

---

૧ કોઇ વસ્તુમાટે મનુષ્ય કંટાળીને ‘ હું તો તેને પગે લાગ્યો ’ એમ કહે છે તેવો અત્ર ભાવ છે. ૨ તેને પણ

વસ્તુઓ લેવા ઇચ્છા થાતાં,
લેતા તમારા હસ્તે તેને સ્હાઈ; કોઈ૦
અંતર બાહિર તમમાં હરિ છે,
કોનો વિયોગ પછી સેવો છો ભાઇ! કોઈ૦
સર્વસ્વરૂપ તમે હરિ પોતે,
ક્યાંથી રહી પછી જરીએ જુદાઇ; કોઇ૦

---

## સર્વોત્તમ ઉદ્દેશવિનાનું જીવન વ્યર્થ છે.

પદ ૨૩૬ ( જે કરશે તે ભરશે, એ લય. )

ઉંચા ઉદ્દેશવિનાનું જીવન નકામું,
નિજ હિતને બદલે અહિત કરે તે સામું.
ભલે કાગળ સુન્દર લખીયો, પરબીડીયામાં પણ બીડીયો,
પણ જાણો તે રડવડીયો, ઉપર જો નથી સરનામું; નિજ૦
છો રહ્યા ચોપડા મોટા, પણ તેહ થવાના ખોટા,
નાણાં મળવામાં ટોટા, અંદર જો લખ્યું નથી નામું; નિજ૦
હલકો ઉદ્દેશ ધર્યાથી, નથી ઉચ્ચ થતાં કર્માદિ,
ઉપજાવે ઉલટો ઉપાધિ, (જેમ) અણુસમજુ ખાય ભીલામું; નિજ૦
ઉંચો ઉદ્દેશ ધરીને, રહે તેને જે અનુસરીને,
તે ભમે નહી ફરી ફરીને, પ્રભુનું એ કરારનામું; નિજ૦
ઉત્તમ ઉદ્દેશને ધાર્યો, તેનો ધન્ય થયો જન્મારો,
તેનો સદાય છે જયવારો, તેવાને તો શિર નામું; નિજ૦

---

## પરમાત્મામાં અદ્ભુત પ્રેમ પ્રકટાવવા પ્રબોધ.

પદ ૨૩૭ ( થઇ પ્રેમવશ પાતળીયા, એ લય. )

કોઇ પ્રીત અજબ જગાવી,
રહો પ્રભુથી હૃદય લગાવી રે; કોઇ૦
નિજ ઇચ્છાનુસાર રહો પ્રભુને પણ પ્રકટ નચાવી,
રમો દેવી રાસ રચાવી,
નિજ હરિથી હાથ મીલાવી રે; કોઇ૦

તેવી પ્રીતિ પ્રકટાવો જેથી પ્રભુ આનંદે વધાવી—
લઇ ભેટે આવી આવી,
કરીએ મોજે મનભાવી રે;— કો૦
સહજ સહજમાં ભાગે એવી પ્રીત ન રહો પ્રકટાવી,
રહો ઉલટી અધિક દૃઢાવી,
જે છૂટે નહિ છોડાવી રે; કો૦
રોકયો રોકી શકાય ન એવો ઉમળકો ઉપજાવી,
જો ન ભેટ્યા બાથ ભીડાવી,
તો શું કર્યું પ્રેમી કહાવી રે; કો૦

---

## प्रयत्नशील रहेवानो उपदेश.

પદ ૨૩૮ ( મૃતિજનનરહિત ચિતિ જાણી, એ લય. )

તુજ લક્ષ્યસ્થાન દૂર ભાસે? આગળ વહે વીર !
ઉરમાં તું રહે વિચારીઃ 'બલવતી છે સત્તા મારી,'
છે માર્ગ વિકટ ને દૂર? છે પાસે ભાર ભરપૂર?
પણ ધૈર્ય ધરીને ઉર, તું ડરીશ કદી ન લગીર,
આગળ વહે વીર !
તું અડગ અને અશ્રાન્ત[1], પ્રયત્ને રહે વીર !
કાર્ય તુજ સ્વીકારેલું, છે કપરૂં ને ત્રાસભરેલું?
વળી ફળ શું ન એનું જણાય? તો એથી ડર ન જરાય;
પ્રકટાવી અધિકી આયર[2], ત્યજી દુર્બળતાજંજીર;[3] પ્રયત્ને રહે વીર !
તુજમાં છે પ્રભુ એમ જાણી, શ્રદ્ધાલુ થજે વીર !
જણાતું નથી કયાં ચઢવું? જીવન લાગે છે કડવું?
રસરહિત અને દુઃખરૂપ? તો જોઇ આત્મસ્વરૂપ,
તું તુજને જાણી ભૂપ, નવ અંતર આણ અધીર; શ્રદ્ધાલુ થજે વીર !
દીનબંધુ પ્રભુને જાણી, તું પ્રાર્થે[4] જજે વીર !
આજ સુધી સ્તુતિ ઉચ્ચારી, મિથ્યા થઇ એમ વિચારી,
તું ત્યજીશ સ્તુતિ ન લગાર, પ્રભુ કરતા અણીએ વ્હાર,
ઉરમાં લહી દૃઢ આધાર, અંતરમાં બની સુસ્થિર;
તું પ્રાર્થે જજે વીર !

---

૧ થાકયા વગરનો. ૨ હિંમત. ૩ દુર્બલતારૂપ બેડી. ૪ પ્રાર્થના કર્યો જજે.

## श्री इष्टाश्रित साधको श्री इष्टाश्रयथी निरंतर निर्भय रहे छे.

પદ ૨૩૯ ( માલિકના બાળક સૌ માલિક૦ એ લય. )

નિર્ભય પ્રભુનાં બાળક નિર્ભય રહે સંસારે સદાય,
પ્રભુઅનુગ્રહથી તેનો કદીએ, વાંકો વાળ ન થાય; નિર્ભય૦
ભલે કોટિધા કષ્ટ આવે,
દુષ્ટ દુર્જન છો ફસાવે,
પણ પરિણામે પ્રભુનાંને જરી ઉની આંચ ન વાય; નિર્ભય૦
આધિ વ્યાધિ ઉપાધિ આવે,
મૃત્યુ છો ડોળા કકડાવે,
પણ પ્રભુના બાળકનું મુખ તો તે જોઇને મલકાય; નિર્ભય૦
હાનિ જોઇ નવ ક્લેશ કરતો,
શોક દુઃખ ચિંતા ના ધરતો,
જાણે, જડચેતનનાં દૃશ્યો આવે ને અળપાય; નિર્ભય૦
ભય ધરો ન કશાથી બંધુ !
શિરઉપર છે કૃપાસિન્ધુ,
તેની તમપર રહેતી જાણો, વત્સલતાની છાંય;
નિર્ભય રહો સંસારે સદાય.

ભયકેરી કંપારી થવા ના દો કદી તમ ગાત્રમાં,
જાણો પ્રભુ પ્રસરી રહ્યા, આ તમારા અણુમાત્રમાં.

---

## अंतिम याचना.

પદ ૨૪૦ (અમે તનુ અમારા નાથતણાં૦ એ લય. )

જય જય જગજીવન ! જનમનમોહન ! જય નરહરિ ગુરુરાય !
અમે આશિષ્ આપની આજ યાચીએ, વંદી આપને પાય; જય૦
જે આશિષ્થી આ જન્મમરણનો, ફેરો સહજ ટળી જાય,
જેના આધારે સર્વ દિશામાં, સહજે ઊર્ધ્વે વહાય; જય૦
જે આશિષ્થી આ દુષ્ટ અવિદ્યા, અંતરથી અળપાય,
જેનાથી સુવિદ્યા સહજ સ્ફુરીને, સુશાંતિ સદા સધાય; જય૦
જે આશિષ્થી ભયતાપની જ્વાલા, અંતરથી ઓલાય,
જેનાથી અંતર્ બહિર્ નિરંતર, અભયઆણ વર્તાય; જય૦

જે આશિષ્થી સ્વાધીન થઇ રહે, સમગ્ર શુભસમુદાય,
જેનાથી સર્વોત્તમ સામર્થ્યતણું. સામ્રાજ્ય પમાય; જય૦
એવી આશિષ્ હે ગુરુવર ! દેતા, પ્રેમ ધરી ઉરમાંહ્ય,—
અમઉપર આપ. પ્રભુનો વરદ કર, રાખો નાથ ! સદાય; જય૦

---

## आह्वान.

પદ ૨૪૧ ( બોલો મારા પ્રેમી પોપટજી, એ લય. )

આવો, આજ આવો, હે दिव्यमूर्ति ! આવો,
આવો, આવો આર્યો બોલાવે.
લાવો સંગે લાવો, વિભૂતિ આપ લાવો,
લાવો, લાવો જે આર્યભૂમિ દીપાવે.
લાવશો ઋષિ ન પણ, ઋષિત્વ સંગે લાવો,
આજના આ આર્યમાં ઋષિત્વ પ્રકટાવો,
જેનું આર્ષ તેજ આર્યભૂમિ ઝળહળાવે; આવો૦
બ્રાહ્મણો અહિ છે બ્રહ્મત્વ લેતા આવો,
બ્રાહ્મણમાં સ્થાપી બ્રહ્મપદવિષે સુહાવો,
સર્વશ્રેષ્ઠ ગુરુપદને જેથી એ શોભાવે; આવો૦
બતાવો ન ઐશ્વર્ય, પણ તેની પ્રાપ્તિકેરાં,
સાધનો બતાવીને સધાવી ફળ અનેરાં–
આપો જેથી આર્યો આ ઐશ્વર્યપતિ કહાવે; આવો૦
યોગી, જ્ઞાનિ, ધ્યાનિ, મુનિ, લાવશો ન સાથે,
યોગ, જ્ઞાન, ધ્યાન, આદિ લાવશો સંગાથે,
દેશ જેથી જ્ઞાનિ ધ્યાનિ કોટિ ઉપજાવે; આવો૦
દૃષ્ટાન્તો પૂર્વ જનોનાં ન અમો માગું,
આજનામાં પ્રકટાવો એટલું સાથે લાગું,–
યાચીને, વિરામીએ, પ્રણમી આજ ભાવે; આવો૦

---

## मार्मिक याचना.

પદ ૨૪૨ (લય પૂર્વોક્ત.)

આવો આજ આવો, હે દિવ્યમૂર્તિ ! આવો,
આવો આવો, આર્યો બોલાવે.
લાવો, સંગે લાવો, કંઇક થોડું લાવો,
લાવો, લાવો, આર્યો અણાવે.
માગીએ ન ઝાઝું કાંઇ નાથ ! આપપાસે,
માગ્યું કોથી અપાયું, જે આપથી અપાશે ?
શક્તિ આપની વિચારી આર્યો કંઇક કહાવે. આવો૦
એક અંજલિભરીને માત્ર લાવો પાણી,
મેશ જેથી ધોઇએ અંતરથી અવિદ્યાની,
સંતોષી આર્યો એથી અધિક ન મંગાવે; આવો૦
જેનાથી જીવનમાં જીવંત તત્ત્વ આવે,
એવું બીજી અંજલિપુર પાણી સઉ મગાવે,
તુચ્છથી પણ તુચ્છ કહ્યું, કેવું છે કંઇ હાવે ! આવો૦
ત્રીજી અંજલિએ પ્રભુ ! પાણીની જ લાવો,
આર્યોપર છાંટી ઘોર નિન્દ્રથી જગાવો,
આર્ય એથી અધિક શ્રમ ન આપને અપાવે; આવો૦

---

## गुरुबंधुओने अभिनंदन.

પદ ૨૪૩ (અંજલિએ અમૃત પીધું રે, એ લય.)

હર્ષે અભિનન્દન દઇએ રે, ગુરુબંધુને આજ, વહાલા— ગુરુ૦
સ્નેહામૃત પી ને પઇએ રે; ગુરુ૦
સગાં સંબંધિ તો મળે, વિવિધ સ્વાર્થને કાજ,
નિઃસ્વાર્થી ગુરુબંધુનો, ક્યાંથી મળે સમાજ,
આલિંગન દઇએ—લઇએ રે; ગુરુ૦
ઉન્નતિમાં જેની ગતિ, સર્વ પ્રયત્ને થાય,
તત્ત્વે રાખી લક્ષણા, સ્વરૂપને જે ધ્યાય,
તેવાને સાધક કહીએ રે; ગુરુ૦

શ્રદ્ધા અચલ ગુરુવિષે, જેની રહે અખંડ,
ગુરુકરુણાને પામવા, કરે પ્રયત્ન પ્રચંડ,
'ગુરુબંધુ' તેને લહીએ રે; ગુરુ૦
તેવા શ્રીગુરુબંધુને, અભિનંદન ધરી પ્રીત—
દેતાં ઉરથી ઇચ્છીએઃ "રહો ગુરુ તમારે ચિત્ત,
તમે રહો ગુરુને હૈયે" રે; ગુરુ૦

## स्वाश्रयने धारण करी पछी ईश्वरने साहाय्यअर्थे विनवनार मनुष्य ईश्वरनी सबळ सहाय पामे छे.

પદ ૨૪૪ ( મનની ન શુદ્ધિ જો કરે, એ લય. )

પ્રિય વીર ! પ્રથમ સ્વાશ્રયી થજે, નિજ બળઉપર તું ઝઝુમજે.
તુજ બળ પૂરેપૂરું તું વાપર, આધાર તારો તું ઉપર—
રાખ્યા છતાં થાકયો આખર, તો પછી પ્રભુને પ્રાર્થજે; પ્રિય૦
સામર્થ્ય શેષ ન રાખતાં, પૂરેપૂરું અજમાવતાં,
પામે કદી તું વિફળતા, તો તે ક્ષણે પ્રભુને સ્મરજે; પ્રિય૦
તારી જ દૃષ્ટિ વાપરો, ગંતવ્યમાર્ગ તું જો જરી,
તુજ માર્ગ તમ[1] રહે આવરી[2], તો પછી પ્રભુને પૂછજે; પ્રિય૦
તુજ અર્થ કરીને વિચારણા, તુજ કાર્યની કર યોજના,
સિદ્ધ ન થતાં કર શોચ ના, પ્રભુઅભિમુખ તવ તું બનજે; પ્રિય૦
સંકલ્પ તું દૃઢ સેવજે, નિગ્રહતણી શુભ ટેવ જે,
તેને અખંડ તું ધારજે, સંશય ઉરેથી વિસરજે; પ્રિય૦
બળ પ્રકટ ને અપ્રકટ જે, તેને અધિક વિકસાવજે,
પુરુષાર્થ દૃઢ પ્રકટાવજે, સાથે પ્રભુ સંભારજે; પ્રિય૦

## उपालंभपूर्वक श्रीइष्टप्रति प्रार्थना.

પદ ૨૪૫ ( વા'લમજી વે'લા વળજો રે, એ લય. )

નિજ મહત્તાપ્રતિ જોજો રે, હું તો તમારો,
લહી આપનું બાલક મો'જો રે, ગણશો ન ન્યારો.
હું પ્રથમ જ કબુલ કરું છું, મુજ અધિકાર નથી જરીએ,
બની નાવ, આવો મુજ દરીએ, મારે દરીએ રે; હું૦

૧ અંધારું. ૨ છાઇ.

હું નીચાથી પણ નીચો, પણ આપ ઉંચામાં ઉંચા,
તો ફળ કેમ ચાખું કડુચાં, ચાખું કડુચાં રે; હું૦
જરી હાથ નીચે લંબાવો, મને ઉંચે પ્રભુ ચઢાવો,
મુજ સમીપે કાં તો આવો, કાં તો આવો રે; હું૦
હું રહીશ નીચી કોટિમાં, ત્યાં સાથે રહેવું પડશે,
એ તમને શું નહિ નડશે, શું નહી નડશે રે ? હું૦
સઉ કોઇ તમને કહેશે, ( જો ) કરશો ન મુજને પૂરો,
( કે ) કારીગર આનો અધુરો, આનો અધુરો રે; હું૦
કૃતિ આપની પૂર્ણ ગણાતી, ( પણ જ્યારે ) મને અપૂર્ણ જુએ જાણે,
તવ શંકા તમમાં આણે, તમમાં આણે રે; હું૦
પ્રભુ ! મને અપૂર્ણ નિહાળી, આ જગજન વાતો કરતા;
છે અણઘડ આનો કર્તા, આનો કર્તા રે; હું૦
ઘણું કરીને માની લેજો, આજે હું બોલું થોડું,
પ્રભુ ! રત્ન કરો આ રોડું, હું તો રોડું રે; હું૦

---

## अंतर्यामी ईश्वरनी निकटताथी तेमना ऐश्वर्यनुं भान करनार वृत्तिना उद्‌गार.

### પદ ૨૪૬.

મુજ હૃદયવિહારી, મારે તો સબળી તારી ઓથ છે.
મરણસરીખું નિકટ દેખું તોએ પણ મારે શો ડર છે,
તિમિરભરેલો માર્ગ હોય મુજ, પણ મારે મન સુતર છે,
કાં જે અષ્ટ પ્રહર તું પ્રકટ રહે મુજ અંતરે,
તું મારે અમૃતનો સ્રોત છે, તું મારા અંતરની જ્યોત છે; મુજ૦
નરપતિની કે દેવપતિની આશ ભલેને અન્ય ધરે,
ધનપતિ કે સત્તાધિપને છો બીજા સાત સલામ ભરે,
પણ મારે મન તો તારાથી સઘળા હેઠ છે,
મારે તું કીર અન્ય કપોત છે, મારે તું સૂર્ય અન્ય ખદ્યોત છે; મુજ૦
તને નિહાળી સદા સર્વદા, રહું આનંદે મસ્તપણે,
કદી નિહાળું તને પ્રકટ કદી, તને સ્ફુરાવી લઉં સ્મરણે,
કદી સ્મરણ પણ કરું ન તોએ હું નિશ્ચિંત છું,
કાં જે તું મુજમાં ઓતપ્રોત છે, સૂર્યમાં વ્યાપેલી જેમ દ્યોત છે; મુજ૦

## सर्व समयमां आंतर शांतिने धारण करी राखवा साधकने सुबोध.

પદ ૨૪૭. ( હૃદયમળ ટાળો રી, એ લય. )

પ્રશાંતિને ધારો રી, સાધક વીર !
ક્લેશસરિત્‌માં વહેતા જનને, પ્રશાંતિ એક જ આરો રી;—
સહજ સહજમાં વિકળ ન થાશો, શાંતિ સતત સંભારો રી;—
પહેલું તો શાંતિ સેવ્યાથી, થતો ન લોહીતપારો રી;—
શાંતિ ધર્યાથી મગજ શીતલ રહે, વધે ન હૃદયધબકારો રી;—
અંતરની શાંતિ અંતરના–દહે તામસ સંસ્કારો રી;—
પ્રભુનો રમ્ય સ્વર શુણાતો, શાંતિનો જ્યાં પ્રસારો રી;—
કટુ વચન છો કો સંભળાવે, પણ શાંતિ ન વિસારો રી;—
શાંતિ ન ત્યજશો, કસોટીના છો, આવે પ્રસંગ હજારો રી;—
સહજ હાનિ સેવી પડે તો શું; પણ અશાંતિ ન સ્વીકારો રી;—
બીજા ભોગ ભલે આપો પણ, શાંતિભોગ ન સારો રી;—
પ્રશાંતિ સંતત જાળવી રાખી, કરો સફળ જન્મારો રી;—

---

## यथार्थ साधुजीवन.

પદ ૨૪૮ ( આંખવિના અંધારૂં રે. એ લય. )

સાધુજીવન કોઇ ગાળો રે, બંધુ ! મારા, સાધુજીવન કોઇ ગાળો.
સાદું જીવન છે જૂદું, સાધુજીવન છે જૂદું,
ભેદ એમાંનો ન્યાળો ન્યાળો રે; બંધુ૦
રોટલો ભાજી ખાધી, શરીરપર પહેરી ખાદી,
એ તો છે ઢાંઢ ઢાલો ઢાલો રે; બંધુ૦
જીવનભર દુધ પીધું, તેથી માંહાત્મ્ય અધિક શું,
ઓઢી કદી વૃક્ષની છાલો છાલો રે; બંધુ૦
ઝુંપડી બાંધી રહ્યાં, અથવા જંગલમાં ગયા,
એ તો છે જૂઠો ચાળો ચાળો રે; બંધુ૦
કંગાલ દશામાં રહે જે, સાદું જીવન તેને કહે,
સાધુતાનો ભેદ ભાળો ભાળો રે; બંધુ૦

સાધુજીવનવ્રતધારી, કૃતિ કરે સઉથી સારી,
તેવું વ્રત તમે જ પાળો પાળો રે; બંધુ૦
સર્વોત્તમ સત્કૃતિ કરવી, સન્મતિ ના કદી વિસરવી,
દશદિશ છો અનિષ્ટ ન્યાળો ન્યાળો રે; બંધુ૦
દુઃખ કોઇને ના કહેજો, પ્રસન્નતાપૂર્વક સહેજો,
ગણુશો ના દુઃખસરવાળો, વાળો રે; બંધુ૦
વાતાવરણે ભય ભાસે, પણ ભરજો અંતર આશે,
શુભાશાને સદૈવ ઝાલો ઝાલો રે; બંધુ૦
મ્લાન મુખ કરો ન નકામું, 'શાથી હું દુઃખ પામું;'
કરશો ના એવા સ્વાલો સ્વાલો રે; બંધુ૦
જીવનમાં જે કંઇ આવે, અવશ્ય તે હિત પ્રકટાવે,
પ્રસંગ સઉ વધાવી ચાલો ચાલો રે; બંધુ૦
જગમાં ઉપયોગી થાવું, નિજહિતકર્તવ્યે ધાવું,
સાધુને ધર્મ જ વહાલો વહાલો રે; બંધુ૦
પ્રભુ તેથી પ્રસન્ન થાતા, જગમાંહિ સુયશ ગવાતા,
એવી સાધુતામાં મહાલો, મહાલો રે; બંધુ૦

---

## केठलाक निषेधो.

પદ ૨૪૯ ( મારા સંગી થજો. એ લય. )

ના નિરાશ થતો, બંધુ ! ન હારી જતો,
આઘોષ શુણી લોકાહ્‌ગારનો,
લ્હાવો લે કંઇક તો, એ પણ મીઠો લાગતો,
ઘાવ આ જગના પ્રહારનો.
તારા માનવ બંધુઓ, તુજ ઉપર આક્ષેપ જી—
કરે, સહે તે સ્મિતસુખે, ઉર ઉપજાવ ના વિક્ષેપ; ના૦
તુજમાં, તારા કાર્યમાં, શંકિત દૃષ્ટે જોય જી,
તે લહી ક્રોધ કરે સખે ! કે તું રખે તેથી રોય; ના૦
વ્યાકુલ મુખ કરી ભ્રકુટિને, ચઢાવી આ જગમાંહ્ય જી—
ફરીશ ના, એવું કર્યે, જગસૌન્દર્ય ના દેખાય; ના૦
તારી નિંદા જે કરે, તેની તેને હાણ જી,
તું તારા કર્તવ્યથી, તે શુણી, ડગીશ ના એક પાણ; ના૦

આકળ વિકળ થતો ન કે, તેનું ઇચ્છ ન અહિત જી,
તેવા તેના જીવનથી, તેને સાધવા દે હિત; ના૦
ક્રિયાભ્રષ્ટ તું ના થતો, ટીકા કરે છો જગત્ જી,
દુર્બલ ઉદ્ગારો તું ના, કાઢીશ સ્વપ્નમાં કે સ્વગત[1]; ના૦
સાચા સ્નેહી સજ્જનો, કરીને રુડો વિવેક જી,
તારા કાર્યની સ્તુતિ કરે, એવા તો કરોડે એક; ના૦

---

## धीरवीरप्रति कर्तव्यशासन.

પદ ૨૫૦ ( ઝુલણા છંદ )

ધીરવીર ! પાયતુજ માર્ગમાં સ્થાપજે, અચલ ને અધિક બલથી દઢાવી,
તિમિરમય હોય કે માર્ગ ખાડાભર્યો, તોય તું ચાલ ધરણી ધ્રુજાવી.
ધીરવીર! તારી પાસેથી શંકા અને નિરાશાને ત્વરિત દે ઉડાવી,
એક ઉદાત્ત ને ભવ્ય સલ્લક્ષણા (તારા) દૃષ્ટિકેન્દ્રે તું લે ઉપજાવી.
ધીરવીર ! વ્યતીત જીવનતણા દુઃખમય, પ્રસંગો દે તું ઉરથી વિલાવી,
વહી જવા દે વ્યતીત કલેશને, પાપને, દાબી તે ઊભો રહે અગ્ર આવી.
ધીરવીર ! જીવનનો ભાર જે હોય તે, સહન કરજે તું સ્કંધે ચઢાવી,
જીવનનો ભાર જોઇ વિકળતા પામીને, તું રખે જીવનસુખ દે ગુમાવી.
ધીરવીર ! ખેદ તું વિસરી જા, વિસરી જા, જીવનમાં અફળતા જેહ આવી,
નવીન દિવસ ઉગ્યે નવીન જીવન લહી, નવીન તું બની નવીન લે વધાવી.
ધીરવીર ! દુઃખપર તું હસી તાહરા, બંધુસમુદાયને દે હસાવી,
પ્રભુકૃપાથી વિજય તું વરી લે સહજ, વિજયની આણને તું વર્તાવી.

---

## आर्यप्रजानी विनति.

પદ ૨૫૧ ( કરજો કલ્યાણ આજે સર્વનું, એ લય. )

આર્યપ્રજા આજે વિનવે, કરી કરુણાનું દાન–
આર્યપ્રજાનાથ ! ઉર સ્ફુરાવજો, અમ ધર્મતણું જ્ઞાન; આર્ય૦
વહીએ છીએ વિપથમાં સદા રે, થઇ ધર્મથી વિમુખ,
તોએ અમે મનથી જાણીએ, અમને સ્વધર્માભિમુખ; આર્ય૦

---

૧ મનમાં.

કોઇએ વીતાવ્યો બાલ્યકાળને રે, કોઇએ યુવા ને વાર્ધક્ય,
(પણ) એકે સ્થિતિનો ધર્મ જાણીને, કર્યું ન જન્મનું સાર્થક્ય; આર્ય૦
વ્યવહારમાં રચ્યા પચ્યા છતાં રે, તેના ધર્મનું ન જ્ઞાન,
શાથી વ્યવહાર દિવ્ય થાય છે, તેનું પણ ન અમને ભાન; આર્ય૦
બ્રાહ્મણાદિ જાતિમાં જાયા છતાં રે, જાણ્યો તેનો નહિ ધર્મ,
ગૃહસ્થદશાને ભોગવ્યા છતાં, ન લહ્યો તેનો ધર્મમર્મ; આર્ય૦
પુત્રપણું, પતિપણું, પિતાપણું રે, ભલે ભોગવ્યું અધિક,
પણ તેના ઉચ્ચ ઉચ્ચ ધર્મનું, સ્વરૂપ સમજ્યા ન જરીક; આર્ય૦
પ્રવૃત્તિ નિવૃત્તિ માર્ગમાં રે, ગણ્યા અમને પ્રવીણ,
એક સધાયો આજ લગી નહિ, કાં જે અમો ધર્મહીણ; આર્ય૦
ભક્ત ગણાયા પણ ભક્તિનો રે, લહ્યો ધર્મ નહિ લેશ,
પામ્યા ગુરુ પણ ન જાણીયો, સેવાધર્મ સવિશેષ; આર્ય૦
અતોભ્રષ્ટતતોભ્રષ્ટસમો દશા રે, અનુભવીએ અમો અજ્ઞ,
ધર્મજ્ઞાન વાસ્તવ કરાવજો, હે નરહરિ ધર્મજ્ઞ ! આર્ય૦

---

## પ્રતિકૂલ સ્થિતિ ચિરસ્થાયી નથી.

પદ ૨૫૨ ( નેતરાન્–નેતરાન્–એ લય. )

પ્રિય બંધુ ! શું તું દુઃખી છે ? તો હું કહું તે માનશે ?
ચા સ્વસ્થ શાંત તું, દુઃખ એ તુજ, વહી જશે, વહી જશે.
ભયભીત ને વ્યાકુલ છે ? તો ભાગ ના ભયથી કશે,
ધર શુભાશા ઉરમાંહિ ભય એ, વહી જશે, વહી જશે.
વાદળ વિપત્તિકેરું ઘેરાયું દીસે શું દશદિશે ?
એમ જાણ રવિ ઝટ ઉગતાં એ, વહી જશે, વહી જશે.
જે સ્વજન તે શત્રુ થયા, એવો સમય શું તને દીસે ?
તું જાણ નિશ્ચય વખત એ પણ, વહી જશે, વહી જશે.
જ્યાં સ્તવાતો જેને મુખે તું આજ નિંદાતો હશે,
પણ મ્લાન વદન ન કર વખત એ, વહી જશે, વહી જશે.
જે પુજતા તેં હાર જોડાનો પે'રાવી છો હસે,
અપમાનનો એ પ્રસંગ પણ જો ! વહી જશે, વહી જશે.
પ્રતિકૂળ તુજને લાગતું તે જાણ લાંબુ ન ટકશે,

ઓ બંધુ! નિશ્ચય સમજ એ બધું વહી જશે, વહી જશે:
જે સારું સારું કરીશ ને જે સારું ભરીશ તું ઉરવિષે,
તે માત્ર તારી પાસ બંધુ! રહી જશે, રહી જશે.

---

## श्रीइष्टमां अविरल प्रीति धरनार वृत्तिनो प्रभुप्रीत्यर्थे विरागप्रयत्न.

પદ ૨૫૩ (કાફી)

પ્રભુ! આપને કાજે રે, કહેશો વહાલા! શું કરું?
જે કહો તે કરું આજે રે, કહો તે ચરણે હું ધરું.
પ્રભુ! મુજ કાજે ઇન્દ્રાસનની, પણ ન સ્પૃહા હું ધરીશ,
પણ પ્રભુકાજે તુચ્છ જીવનો પણ, દાસાનુદાસ બનીશ,
મુજ અંતરતું મિથ્યા રે, હુંપણું ત્યાગું તો ખરૂં; પ્રભુ૦
મુક્તાફળ કે રત્ન મળે પણ, હું માગી નવ લઇશ,
આપને કાજે પણ પ્રભુ ઘર ઘર, દમડી માગવા જઇશ,
ક્ષોભ ન એથી પામું રે, લજ્જાપણું હું કરું પરૂં[1]; પ્રભુ૦
નવીન કંઇ કરવાનું હશે કદી, જેનો મને ન અભ્યાસ,
આપને તે ઉપયોગી હશે તો, છોને પડે બહુ ત્રાસ,
પણ તે ઉત્સાહેથી રે, કરીશ કરવાનુ શરુ; પ્રભુ૦
જેને આખું જગ કહેતું હશે, અયોગ્ય ને અનુચિત,
પણ તે આપની દૃષ્ટિમાં હશે, યોગ્ય અને ઉચિત,
તો તેને કરવામાં રે, લેશ ન શંકા હું ધરું; પ્રભુ૦
આપને અર્થે પણ જે કરું તે, ખરૂં જોતાં મુજ અર્થ,
આપ અનંતૈશ્વર્ય પતિને, નથી કશામાં સ્વાર્થ,
એ દૃઢ ભાવ હું ધારી રે, નમ્ર વિનતિ આ ઉચ્ચરું; પ્રભુ૦

---

## सुखवादी जीवन.

પદ ૨૫૪ (તત્ત્વતણા દૃઢ ચિંતને, એ લય.)

હાલતાં ચાલતાં કીજીએ, કાંઇ સઉસાથે સુખની વાત રે,
દઇએ, સુખને સદૈવ વધાવી.

---

૧ પારકુ-દૂર

નિજગૃહને સુખે છાઇએ, છાઇએ સુખે સંસાર,
આપણો ને બીજા સર્વનો, કરી સુખમય આ અવતાર રે; દઇએ૦
માન્યા જેવી વાત આ, ભલે ન લાગતી હોય,
સુખ સુખ સુખ ને સુખતણી, વાતો કરજો તોય;
દુઃખનાં રડગાણાં સદા, ગાયે ઘણાએ લોક,
સુખતણો સુસ્વર કાઢતા, એવા વિરલા જન પુણ્યશ્લોક રે; દઇએ૦
જે જે ક્ષણ આવ્યા કરે, વાતનો અવસર સેંજ,
બલપૂર્વક શ્રદ્ધાભરી, સુખની એની એ જ—
વાતો કર્યા કરજો અને, મનથી પણ માનો એ જ,
કલ્પનામાં (જે) રચે સુખસ્થિતિ, પામે પ્રકટ તે જન સુખને જ રે;—
આજે તમને લાગતું, સો ગાઉ તો સુખ દૂર,
પણ તે છેટું ભાગતું, સુખ સ્મરીએ જવ ઉર,
સુખભરી વાણી બોલીએ, સુખમયી ભાવિની વાત—
કરતાં જીવનને કીજીએ, આજ સુખસ્વરૂપ સાક્ષાત્ રે; દઇએ૦

---

## શ્રી ઇષ્ટનું સન્નિહિત દર્શન.

**પદ ૨૫૫ ( અમને લાગી સ્વરૂપથું તાળી, એ લય )**

જયજય અગમરૂપ અવિનાશી,
જ્યાં ત્યાં આપ જ રહ્યા પ્રકાશી; જય૦
આપને અંતર બહિર નિરખીએ, તો શીદ જઇએ કાશી,
ઘર બેઠે જ્યાં પ્રાપ્ત રહો ત્યાં, થાવું શીદ પ્રવાસી; જય૦
મૂર્ધ શિખરપર આપને જોઇએ (તો) શીદ થવું ગિરિનિવાસી,
[1]હૈમ ગુહામાં શું છે ? આપ તો, હૃદયગુહાના વાસી ; જય૦
આ જ સ્થિતિમાં પ્રાપ્ત જ હો ત્યાં, થઇએ શીદ સંન્યાસી,
સહજ સ્વભાવે પ્રકટ રહો ત્યાં, થવું શીદ યોગાભ્યાસી; જય૦
ખુલ્લાં નેત્રે જણાઓ ત્યાં શીદ, શોધીએ નેત્રો વાસી,
અંધ બની મતિમંદ થઇ કાં, કરાવીએ અમ હાંસી; જય૦
પથ્થરના દેવળમાં છો એમ શીદને લઇએ કયાસી,[2]
દેહદેવળે સુસ્પષ્ટ જ છો, જો કે વિશ્વવિલાસી; જય૦

---

૧ હીમાલયની ગુહામાં. ૨ કલ્પી

હે નરહરિગુરુ! અમે જ કેવલ, આપકૃપાભિલાષી,
અમિત કૃપાવૃષ્ટિ કરજો નિજ, હૃદયાકાશ વિકાસી; જય૦

---

## બ્રહ્મજ્યોતિદર્શન.

૨૫૬ ( સનનનનનન સોર કરતી, એ લય. )

બ્રહ્મમયી ૐ પરમ જ્યોતિ! જય! વિજય! જયકારિણિ!
તત્પદની પણ તત્ત્વરૂપા, જ્ઞાનરશ્મિપ્રસારિણિ! બ્રહ્મ૦
શ્રેયામૃતફલદાયિનિ જય, જય જનિમૃતિહારિણિ!
યોગિચિત્તાહ્લાદિનિ જય! પાપપુંજવિદારિણિ! બ્રહ્મ૦
ભોગમોક્ષપ્રદાયિનિ જય!, જય અરિષ્ટનિવારિણિ!
ભક્તહૃદયવિલાસિનિ જય, અધમજનઉદ્ધારિણિ! બ્રહ્મ૦
ઊર્ધ્વ મુર્દ્ધનિવાસિનિ જય! જય અચલતાધારિણિ!
રમ્ય મંજુલહાસિનિ જય, સકલ ઇપ્સિતસારિણિ! બ્રહ્મ૦

---

## निमंत्रणपूर्वक कर्तव्यसूचन.

પદ ૨૫૭ (અમને પાવન કરવાને, એ લય. )

આવો બંધુ! આવોને,
સ્નેહીને પણ લાવોને,
નિજનાંને બોલાવોને, સાધન સાધવા.
ઘડી ઘડી આવે ના યોગ, સાધન સાધવા.
ગુરુનાં ઉપદિષ્ટ અમોઘ, સાધન સાધવા.
ભલે પધાર્યા સાધક બંધુ! સાધન કરવાને,
ઉપાધિ છાંડી પ્રશાંતિમાંહિ આવી ઠરવાને,
આ સંસૃતિથી તરવાને, સાધન સાધવાં; આવો૦
અનન્ય ભાવવડે આગ્રહથી ઉત્સાહે કરીને,
સાધન સાધી પ્રસન્ન પ્રસન્ન કરી લો નરહરીને,
ઇષ્ટમંત્રને ઉચ્ચરીને, સાધન સાધવાં,

થઈએ આજે એકત્ર, સાધન સાધવા,
લહીને પ્રભુને સર્વત્ર, સાધન સાધવાં. આવો૦

---

## तत्त्वज्ञानथी भयादिनिवृत्त करवा हितवचन.

પદ ૨૫૮ ( સ્વરૂપને ના લહ્યું રે, એ લય. )

વહાલાં ! શીદ સેવીએ રે, આ ભય ને પરિતાપ.
ભયાદિને હણવાનાં જે નથી સાધન પામ્યા રી,
જેનાં ચિત્ત સતત સાધનમાં નથી વિરામ્યાં રી;
તેવાને ભય ઉપજે, વળી પ્રકટે પરિતાપ,
પણ જેને તે પ્રાપ્ત છે, તેને શા સંતાપ; વહાલાં૦
અજ્ઞાને પરિતાપ થતા ને ભય ભ્રાંતિથી રી,
જ્ઞાન પ્રકટતાં સમૂળ અળપાતા શાંતિથી રી;
જાગ્રત્ રાખ્યું જેમણે, હૃદયે સંતત જ્ઞાન,
ત્રિકાળ પણ તેને નહિ, થાવું ભયનું ભાન; વહાલાં૦
જે અજ્ઞાને તાપ ઉપજે મોહ તે જાણો રી,
તત્વજ્ઞાનથી લય તેનો નિઃશેષ જ આણો રી,
પછી નિર્ભય થઈ વિચરો, સકલ વિશ્વની માંહ્ય,
કાં જે પામ્યા જ્ઞાન જે, નડે ન તેને કાંય; વહાલાં૦
તત્ત્વજ્ઞાન તો કહે છે મિથ્યા છે ભય તાપો રી,
નિજ વિચારથી તેમાં સત્યપણું નવ સ્થાપો રી;
નિર્ભય સત્યસ્વરૂપથી, સાંધો સદ્ય સગાઇ,
તત્ત્વજ્ઞાનની તુલ્ય આ, વિશ્વે અન્ય ન કાંઇ; વહાલાં૦

---

## व्यावहारिक उन्नत्तिने लीधे उन्मत्त थयेला मनुष्यने प्रबोध.

પદ ૨૫૯ ( કાયા કૈસે રોઈ રામા, એ લય )

તારું આ ધમંડી !—મનનું, ત્યજી દે ગુમાન.
આ લૌકિક ઐશ્વર્યની પ્રાપ્તિથી અભિમાન તું બાંધી—
ફરે, પરંતુ જાણે ન થાતો, સુંઠને ગાંગડે ગાંધી; મનનું૦

પર ભવનો પંથી ! તું લાવ્યો, ધનનો છો ઢગ મોટો,
પણ દૈવી સંપત્તિનો નથી, તારી કને દોરી લોટો; મનનું૦
ચાર ઠીકરી રળી ખાય, તેથી ધનાઢ્ય તું જાણે,
પણ સાચો પરમાર્થી તો નથી, કદી થુંકનાર તારે નાણે; મનનું૦
'મિલ' ચલાવી માટે જાણે, કશી ન તારે ઉણી,
પણ પરમાર્થતણી તારે ત્યાં, એકે નથી રૂની પુણી; મનનું૦
સરખે સરખા ચાર આવી કહે, 'તમે કુશળ વ્યાપારી,'
તારો હાથ તો પચીસ વખતે, ફરશે મુછોપર તારી; મનનું૦
વ્યવહારની ઉન્નતિથી મોટો, તું પોતાને માને,
પરમાર્થનું સાધન ભૂલીને, ફરે છે તું મિથ્યા અભિમાને; મનનું૦
નથી તારે દરકાર જાણવા, પ્રભુ કોણ મંદિરમાં છે,
ધાયો ધાયો પૂછવા જાતો, 'કલેકટર'નો મુકામ ક્યાં છે; મનનું૦
જુએ ન પ્રભુએ શાસ્ત્રવિષે પાલનવિધિ શો કીધો છે,
સવાર થતાં જોવા મચી પડતો, હુકમ 'કમીશનર'નો શો છે; મનનું૦
નથી જોવું સુઝતું તુજને, કીર્તન, ગ્રંથે કે પાઠે,
ડોળા ફટારતો તું મોટા, 'ગવર્મેંટ ગેઝેટ' જોવા માટે; મનનું૦
જાણું તને આ શબ્દ લાગશે, જેવું કડવું ગલકું,
તો વળી મુજ નિંદા કરો થોડી, કરજે તું તારું દિલ હલકું; મનનું૦
પણ સાચું આ વચન કહું છું, ધર પરમાર્થે પ્રીતિ,
પરમાર્થે જીવન ગાળ્યા વિણ, થશે ન પ્રભુની પ્રતીતિ; મનનું૦
પરમાર્થનું જીવન ગાળ્યાથી, ઉન્નતિ થાશે સાચી,
ઉપેન્દ્રસદ્ગુરુકરુણા થાતાં, રહીશ તું મહાપદે રાચી; મનનું૦

---

## प्राप्त स्थितिमां रहीने स्वप्रयत्नथी प्रकाशित थवा साधकने सुबोध.

પદ ૨૬૦ (પ્રીતમ ન્હોય પ્રીતની રીત, એ લય)

વિભ્રાજિત થાજે તું વીર !
અપ્રાપ્યસરખી વસ્તુ મેળવવાની વાટ તું જોતો,
હાથ જોડીને બેસી રહીને, સમય ન મિથ્યા ખોતો, વિભ્રા૦
અનાયાસ અતુલિત બળ મળશે, એવી બાંધ ન આશા,
પહોળું મ્હોડું કર્યાવિના કો, મ્હોમાં ન મૂકે પતાસાં; વિભ્રા૦

વિદ્યુતસરખા પ્રકાશવાળો, થવા મટીશ ન ભાઇ !
તારાસરખો પ્રકાશ કાં જે, છે નહિ તારામાંહિ; વિભ્રા૦
થોડું અંધારું હણ તું નાનો પણ દીપક થઇને,
પ્રકાશ પાડ તું તારો જ્યાં હો ત્યાંનો ત્યાં તું રહીને; વિભ્રા૦
જગમાં સૂર્યતણો ખપ છે, તેમ ખપ છે ઝીણા દીવાનો,
ક્ષુદ્ર કાર્ય પણ ઉત્તમ રીતે, કરતાં યશ થાવાનો; વિભ્રા૦
(તને) કોઇ ન કહેશે પ્રકાશવાને દૂરના દેશે જઇને,
માટે પ્રકાશ પાડ તું તારો, જ્યાં હો ત્યાં જ રહીને; વિભ્રા૦
જે સ્થિતિમાંહિ તું ગોઠવાયો, પ્રભુએ મૂક્યો જેમાં,
ભલે હોય તે તુચ્છ તોય પણ, પ્રકાશ પાડ તું તેમાં; વિભ્રા૦
અધમાધમ ને ઘોર તિમિરમય સ્થિતિમાં હોય મૂકાયો,
ત્યાં પણ તારો પ્રકાશ પાડ તો, ખરો તું માડીજાયો; વિભ્રા૦
પ્રાપ્ત હોય જે બળ તે વાપરી, પછી આગળ વધતો તું,
તો તો સહજે નિશ્ચય થઇશ જ, રવિરૂપ ઝગઝગતો તું; વિભ્રા૦

---

## आत्मबलान्वित पुरुषना उद्गार

પદ ૨૬૧ ( શાનું તું ચિન્તન કરે, એ લય )

એકલડો હું ઉભો રહું, કદી આ વિશ્વની માંહ્ય,
નિરાધાર સંબંધિહીન, તોએ તેથી શું થાય ?
હું અડગ ને અવિકલપણે, ઉભો રહીશ મુજ સ્થાનકે,
હું કરી સતત શુભની પ્રતીક્ષા, જીવન ગાળું સદા સુખે;
ત્યજવો ઘટિત હોયે ભલે, ત્યજી લો સુખેથી તે મને,
થઉં એકલો પણ આત્મબળથી, છું ભારે હું અનેકને.

જે મુજપર આવી પડે, બની એકલડો હું જ,
જોઇશ, સહીશ અને વળી, ટાળીશ તે પણ હું જ;
નહિ કોઇને હું કહીશ કે, બબડીશ નહિ કોઇ આગળે,
મુજ કષ્ટની હું પાડું બૂમ ન, જે કદી કોઇ સાંભળે;
ઉપજાવ્યું છે મેં તો હવે, તે સર્વ જાતે સહીશ હું,
જે હાનિ ભોગવવી પડે તે, બધી ભોગવી લઇશ હું.

જગ છોને મુજને ત્યજે તેથીં ન પણ મુઝાઇશ,
જે કંઇ લાભ મને મળે, તે જગને હું દઇશ.

---

## नवीन त्रिवेणीस्नान.

પદ ૨૬૨ (હવે રહ્યું બની, એ લય.)

બંધુ! કોઇ આવો, બતાવું અજબ સરીખું નવીનત્રિવેણી સ્નાન,
ફળ છે જેનું અધિક મહાન્,
સેવતા જે ગુરુકરુણાવાન્; બંધુ૦
ત્રિકુટીમાં તો જાવું કઠિન છે, એતો યોગાભ્યાસઅધીન છે,
( જ્યાં ) સઉથી ન થાય પ્રયાણ; ફળ૦
સુગમ અને વળી ફળમાં ઉત્તમ, ત્રિવેણીસ્નાનતણો બીજો ક્રમ,
કહું તે પર દો ધ્યાન; ફળ૦
શ્રી સદ્ગુરુમાંથી નીકળે છે, ત્રણ ધારા જે બહાર ભળે છે,
તેનું કરી લો પાન; ફળ૦
સદ્ગુરુના નેત્રથી જે વહે છે, 'કરુણાધારા' તેને કહે છે,
કરે અતિ કલ્યાણ; ફળ૦
બીજી સદ્ગુરુવદનથી[1] આવે, 'જ્ઞાનધારા' તે તો જ કહાવે,
પરમપ્રસાદનિધાન;[2] ફળ૦
ત્રીજી સદ્ગુરુકરથી[3] વહે છે, વિદ્દજ્જન તો તેને દે છે—
'અભયધારા' અભિધાન;[4] ફળ૦
શ્રીસદ્ગુરુરૂપ ચરણભૂમિપર, જેણે ભાવવડે મૂક્યાં શિર,
લે એ સ્નાનનું લ્હાણ;[5] ફળ૦
એ ત્રણ ધારા સાધકજનને, ત્રિતાપ દહી ત્રિવિધિ સંપદને–
આપી કરે પુણ્યવાન્; ફળ૦
આશ્રય લેશો ગુરુચરણનો, અભિષેક થાશે એ ત્રણનો,
વર્તાશે તમ આણ; ફળ૦
ત્રિવેણી સ્નાન અલૌકિક આ છે, સમર્થ ઉત્તમ કરવામાં છે,
તનમનભીતરપ્રાણ; ફળ૦
નરહરિસદ્ગુરુચરણવિષે જઇ, ત્રિવેણીસંગમમાં નિત્યે નાહી,
ત્યજો પૃથક્ અભિમાન; ફળ૦

---

૧ સદ્દગુરુના મુખમાંથી ૨ પરમ અનુગ્રહના ભંડારરૂપ ૩ સદ્દગુરુના હાથમાંથી ૪ નામ ૫ લ્હાવો

## वाणीना आघातनो प्रत्याघात अवश्य थाय छे.

પદ ૨૬૩ (હું સોનારણ મદમાતી, એ લય)

તું ઘડી ઘડી જેહ ખરાડે, તેના પડઘા જ્યાં ત્યાં પાડે.
ભલે મોં'થી મોટેથી બોલે, કે ધીમેથી મનથી,
ગાઇને બોલે, રોઇને બોલે, ઘરમાંથી કે વનથી; તું૦
ઘરને ખૂણે જઇને ધીમે, તું જાણે હું બોલું,
પડઘો તેનો પ્રકટ પડે કાં—જે આ જગ તો ( છે ) પોલું; તું૦
'જરાક અમથું બોલ્યા તેમાં શી છે મોટી હાનિ',
જાણે ન પણ તું, બધેથી એની, પડઘી તો પડવાની; તું૦
પડઘા જે પડતા તે પાછા, તને જ સંભળાવાના,
તારા કાને અથડાઇ તુજને, પ્રિય અપ્રિય થવાના; તું૦
ભલે કોઇ પણ કારણસર તું, ક્રોધભરેલું વદતો,
ક્રોધવચનનો પડઘો પાછો, અવશ્ય કરી તું શુણતો; તું૦
અવિહિત પ્રેમતણી વાતો કદી કરીશ જઇ પાતાળે,
પણ તેનો પડઘો તું જગમાં, શુણીશ થોડે કાળે: તું૦
ઉંધાં ચત્તાં કહેવામાં તું વાણી જે વાપરતો,
તું જાણે રહે ગુપ્ત, અહિં તો, પ્રકટ જ પડઘો પડતો; તું૦
સદ્વચનો સાંભળવા ઇચ્છે, તો સદ્વચનો બોલ,
મનથી ને વાણીથી, નહિ તો, ભલે રહે તું અબોલ; તું૦

---

## इष्टथी अभेदभाव पामता पूर्वे प्रेमभक्तिरसनो अनुभव करावदा प्रेमी भक्तनी श्री इष्टप्रति अभ्यर्थना.

પદ ૨૬૪ ( મનમંદિરીએ આવો મોહનજી, એ લય. )

મનમોજીલા! આવો મંદિરીએ, મનમોજીલા! આવો જી,
મોતીના ચોક હું તો પૂરૂં આંગણીએ, ચરણો તમારાં ઠમકાવો જી.
શાસ્ત્ર ને નીતિ ભણી છે ઘણી મેં, પ્રીતિની રીતિ ભણાવો જી,
વેદના મંત્રો મેં સાંભળ્યા ઘણાએ, પ્રેમમંત્ર કાંઇ શુણાવો જી.
મંદિરમાં તેડાવું હું, સાંભળવા ના બોધ,
પણ પ્રેમામૃત ચાખવા, પિવા ભક્તિરસધોધ;

પ્રેમક્ષીરસાગર અમાપ પ્રભુ આપ, તોએ કાં તરસે તણાવો જી,
પ્રેમભક્તિભોગને ભોગવવા ન્યારું, અભેદમન્દિર ચણાવો જી; મન૦
અહિં તેડાવું આપને, ત્યાં તેડાવો આપ,
ઉભય મટી જ્યાં એકરૂપ, થઇએ આપોઆપ;
રસને ઝીલાવનાર રસિયાજી આજ, સ્નેહનો મધુર રસ ઝીલાવો જી,
વિક્ષેપરૂપ વિઘ્ન જે જે જણાયે, વહાલા ! તેને તો વિલાવો જી; મન૦
પ્રથમ પધારો મુજપ્રતિ, કરવા મને સનાથ,
અભેદમન્દિર, સંચરો, પછી ગ્રહી મારો હાથ;
હાલ તો પધારી નાથ ! મારે મન્દિર, રંગ કોઇ અજબ જમાવો જી,
પ્રેમનું ભરેલું પાત્ર મારાપર રેડવા, પ્રાણપતિ ! પ્રેમે નમાવો જી; મન૦

---

## जगत्नुं अविश्वसनीय स्वरूप.

પદ ૨૬૫. ( મન પરદેશી છાંડ ચલે, એ લય. )

'ભરોંસાની ભેંશે, પાડો જણ્યો' !
મ્હોડેથી મારતાં સાંભળ્યા, મોટી મોટી ડંફાસો,
પીઠે ભાર મૂકવા માંડ્યો ત્યાં, દીઠો પોલો વાંસો; પાડો૦
વાત સાંભળી કંઇકની, લાગે, ધાર્યો પડીયો પાસો,
કટોકટીનો સમય આવતાં, વાસે નકાર ખાસ્સો; પાડો૦
કંઇક સમય મીઠી વાણી શુણી, મનડું મારું મોહ્યું,
પ્રસંગ આવ્યે જણાઈ ગયું જે, (એ તો) વાંઝણું પાડું દોહ્યું; પાડો૦
'મારું સઘળું તમારું જાણો,' એવાં વચનો બોલ્યા.
તેવાએ પણ પ્રસંગ આવતાં, કશા ન ધોળકા ધોળ્યા ; પાડો૦
" અમે છીએ તમસાથે ત્યાં પછી, તમારે રહી ચિંતા શી, "
વખત આવતાં તે કહેનારા, ઉભી પૂંછડીએ ગયા નાશી ; પાડો૦
'બીજા તો છે તાલીમિત્ર ને, અમે જ સાચા સાથી,'
એ કહેનારાએ પણ કીધા, બે કકડા એક ઘાથી ; પાડો૦
જોઇ લીધું જગ આ આખું, વાતોનું કરનારૂં,
પોતાનાંની હાંસી થતી જોઇ–ને પણ રાજી થનારૂં ; પાડો૦
ઉપરથી દેખાય તેવું એ અંદરથી ન મજાનું,
એની સાથે કામ પાડતાં, બહુ છે વિચારવાનું ; પાડો૦

---

## सर्वत्र सिद्धिना समये साधुता टळी जवानो संभव.

પદ ૨૬૬ ( શિરજોરી શાના ઉપર આવડી, એ લય. )

સાધુતા ઘણાની ટળી જાય છે, સ્વાર્થસમય, સાધુતા૦
સ્વાર્થસમય એ કસોટીનો કાળ છે, બુદ્ધિ ત્યાં કંઇકની વેચાય છે;-
સ્વાર્થસિદ્ધિનો જવ આવે સમય તવ, આંખ જરી આડી ખેંચાય છે;-
પરને ઉપદેશમાં નિઃસ્વાર્થકેરા, મોટા બરાડા પડાય છે;-
આઘું ને પાછું જોવાનું ન રાખે, સ્વાર્થની જ્યાં મ્હોંકાણ મંડાય છે;-
સ્વાર્થ સધાતાં ગુરુસરખાનાં, બોધવચન પણ ખાંડ ખાય છે;-
ગુપ્તપણે સ્વાર્થને સાધી લેવામાં, નીતિ ને ન્યાય તો વેચાય છે;-
સ્વાર્થસિદ્ધિનો જવ આવે સમય તવ, વિવેકનાં પડળો મીંચાય છે;-
બોધતણાં વચનો જે શ્રવણ કરેલાં, સ્વાર્થઆગળ નેવે મૂકાય છે;-
ધર્મમાં ન શ્રદ્ધા પણ ધાર્મિક ક્રિયાઓ, સ્વાર્થ અર્થે નિરાંતે કરાય છે;-
કલ્યાણકાજે હાથ પણ ન જોડાતો, સ્વાર્થ કાજે સાષ્ટાંગો થાય છે;-
સ્વાર્થની મહા ગંભીર નદીકેરી, તાણમાં સાધુતા તણાય છે;-
નરહરીકરુણાપાત્રે કોઇ વિરલથી, સ્વાર્થને ઠોકર મરાય છે;-

---

## इष्टदर्शन करनार वृत्तिनी हर्षोक्ति.

પદ ૨૫૭. ( ઉભી ઉભી જોતી વહાલા તમારી વાટડી, એ લય. )

છૂપી છૂપી જોઉં છબીલા છબી આપની,
હરતી એ તો હોળી મુજ અંતરના તાપની; છૂપી૦
અમૃતભરેલી દૃષ્ટિ હું ભાળું,
પ્રસન્નતાવાળું શું મુખડું રસાળું !
કોણ તુલ્ય આપના પ્રતાપની; છૂપી૦
વર્ષે વદનથી શી શાંતિની ધારા !
ધન્ય ધન્ય જગમાં જે તેને પીનારા,
આશા તેને ક્યાં સંતાપની; છૂપી૦
દૃષ્ટિથી આકર્ષે નાથ મને પાસે,
તલપી રહ્યું છે મન મળવા ઉલ્લાસે,

માળા જપું હું આપજાપની ; છૂપી૦
પ્રેમના આવેશમાં વારી વારી જાઉં,
ક્યારે આવે છે તેની વાટ માત્ર જોઉં—
પળ મારા હસ્તમેળાપની ; છૂપી૦

---

## अनिर्वेदवादीय मंतव्य.

પદ ૨૬૮. ( જયજય અગમરૂપ અવિનાશી, એ લય. )

દુઃખ એવી વસ્તુ નથી જગમાં.
જેને આપણે દુઃખ દુઃખ કહીએ, એ તો છે એક પાવક[1],
સુવર્ણને ઓગાળી કરે જે, ઘાટ ઘડાવા લાયક ; દુઃખ૦
ન સમજાય એવી રીતે તે મનુષ્યનું હિત કરતું,
વિશુદ્ધ કરીને તેની કિમત, ઓર વધારી દેતું ; દુઃખ૦
હાનિ એવી વસ્તુ ન જગમાં,
જેને આપણે હાનિ કહીએ, વાવેતરનું તે બી,
પ્રથમ જાય ભૂમિમાં પણ પછીથી, અગણિત દે ઉપજાવી ; હાનિ૦
પ્રથમ ધાન્યની હાનિ જણાતી, પણ પછી ભરાતી કોઠી,
ઈશ્વરની દેવાની એ છે, એક નવીન જ રીતિ ; હાનિ૦
અવનતિ એવી વસ્તુ ન જગમાં.
જેને અવનતિ કહીએ તે તો, બે ડગ પાછળ હઠવું,
પાછળ હઠી પછી વેગથી આગળ, મોટી ફલંગે કુદવું ; અવ૦
કુદકો મોટો મારનાર જેમ, બે ડગ પાછળ હઠતો,
પણ પછી વેગ કરે તો દશગુણ, આગળ વેગથી ધપતો ; અવ૦
મૃત્યુ એવી વસ્તુ ન જગમાં.
જેને આપણે મૃત્યુ કહીએ, તે છે નિદ્રા ભારી,
દિવસના થાકેલા માટે, સુવાની એ પથારી ; મૃત્યુ૦
વળી જીવન દેનારી નિદ્રા મહા બળવાળી એ છે,
મનુષ્યને તે જગવે ત્યારે, બલથી પ્રપૂર્ણ તે છે[2] ; મૃત્યુ૦

---

૧ અગ્નિ. ૨ મનુષ્યને ફરીથી જન્મ આપવારૂપ જાગૃતિ જ્યારે તે આણે છે ત્યારે તે મનુષ્ય બળથી પરિપૂર્ણ બની રહ્યો હોય છે.

## મિથ્યાભિમાનીને ઉપાલંભ.

પદ ૨૬૯. ( લ્હે લાગી, લ્હે લાગી, એ લય. )

વરણાગી, વરણાગી, આ તે શી તારી વરણાગી રે.
જગમાં ખરેખરો નીપજ્યો તું રંગલો; ભંગલો કરે ઘર ભાગી; આ૦
ત્રણમાં કે તેરમાં કે છપ્પનના મેળમાં, તારી ગણતરી ન લાગી, તોએ શી૦
એકે ન ઉંચો કંઇ સદ્ગુણ તેં સંઘર્યો, મનની કુબુદ્ધિ ન ત્યાગી; તો૦
ક્રોધનો આવેગ જોઉં, તારામાં તો જાણે, કળકળતી કાળકા જાગી; તો૦
નારીના રૂપપર ઠરતો નજર તારી, જઇ જઇને પાછી આઘી; તો૦
નીતિની વાતો છે, એ તે શું ઢોલકી કે, જેમ વગાડી તેમ વાગી; આ૦
સુધરી જા, નહિ તો જમડાની જુતીઓ, જાણજે તડોતડ વાગી; આ૦
જ્ઞાન નથી તેમ છતાં મિથ્યાભિમાનમાં, ઝુકીને થાય કાં અભાગી; આ૦
કલ્યાણ ઇચ્છે તો છોડી ઉદ્ધાંધ આ, થાજે ગુરુકૃપાભાગી[1];
ત્યારે તો ખરી વરણાગી રે.

---

## ધર્મકુટુંબમાં ભળવા નિમંત્રણ.

પદ ૨૭૦ ધોળ.

સાચું શ્રેય ચહો બહેનો ! બંધુઓ !
તો તો ભાવથી ભળજો સર્વ, આ ધર્મકુટુંબમાં.
શ્રીઇશે રચ્યું જેને આદિમાં,
નિજ માનસ સૃષ્ટિની માંહ્ય ; એ ધર્મ૦
એ તો દૃષ્ટાંતથી સમજાવીશું,
જેહ સમજે તેનું હિત થાય ; એ ધર્મ૦
તેને સ્થૂલરૂપે રચી આપણે,
ઇશ સ્મરી તેમાં કરીએ પ્રવેશ ; એ ધર્મ૦
તેના ઉદ્દેશો વિધિવડે જાણીએ,
વળી જાણીએ તેના આદેશ[2] ; એ ધર્મ૦
તેમાં ભળી સર્વ ભાવે વધારીએ,

---

૧ ગુરુકૃપાપાત્ર. ૨ આજ્ઞાઓ.

પરસ્પરમાંહિ ધર્મબંધુત્વ; એ ધર્મ૦
અન્યોન્યનું મહા હિત શીઘ્ર સાધીએ,
સર્વ ચિંતીએ નિજ ધર્મતત્ત્વ; એ ધર્મ૦
જીવભાવ ઉરથી અળગા કરી,
દૃઢ કરીએ ઉરે ધર્મભાવ; એ ધર્મ૦
ધર્મમય નિજ જીવન થઈ રહે,
મળે ધર્મસ્વરૂપ થાવા લ્હાવ; એ ધર્મ૦
નરહરિપ્રભુકરુણાથી આપણો,
કરીએ ધર્મસ્વરૂપ સંસાર; આ૦
તેમાં કરવા પ્રવેશ પધારજો,
જેથી થઈ રહે જયજયકાર; આ૦

---

## एक श्रेयस्साधकना आत्मगत उद्गार.

પદ ૨૭૧. ( કેમ ન હસતા, એ લય. )

હું સાધક છું, હું સાધક છું, એમ હું સૌને કહેતો નિત્ય,
પણ ન વિચારું સાધકપણું કેટલું મુજમાંહિ થતું પ્રતીત.
કોઇ પૂછશે, 'સિદ્ધાંત શા તમ' 'લક્ષ્યમાં શું રાખતા ?'
હું કહીશઃ 'ગુરુ મુજ લક્ષ્ય,' 'સિદ્ધાંતો સ્વગ્રંથે ભાખતા;'
એ સુણી પૂછશે, 'તમે કોના, ચરિત્રે જ અનુસરો ?'
તે વખત છાતી કહાડીને, ઉત્તર હું શો આપીશ ખરો ? હું૦
"છોગભલા ભૂભાસ્કર' તમે તે કે પ્રબુદ્ધસમા થયા ?
તમમાંહિ શુભ ગુણ શકલના કે હર્ષના આવી રહ્યા ?
ગોકર્ણ કે વિરજસ્તમા કે વિપશ્ચિતસરખા તમે ?"
જવ પૂછશે આવું હું તવ, શો દઇશ ઉત્તર તેમને; હું૦
પૂછશે, હૃદયની ઉચ્ચતા શું 'દાસ'સરખી પામીયા ?
'કંઇ વીરવિજયસમા પ્રયત્નો કરી અર્થો સાધીયા ?'
પૂછશે, 'તમારી ગૃહિણીને શું સત્વમતિસરખી કરી,
કે સંતી વિજયાસમ કરી ?' તો કહીશ શું હું હરિ ! હરિ ! હું૦

× આ પદમાં આવેલાં વિશેષ નામો શ્રીમન્નૃસિંહાચાર્યજીરચિત વિવિધ ગ્રન્થોના આદર્શ પાત્રોનાં તથા ગ્રન્થોનાં છે.

'શ્રીકંઠ, શ્રીસાગરસમા, શું બનાવ્યા પુત્રો તમે ?
'જે વિપત્તિમાં અડગ રહી, મનઇન્દ્રિયો આદિ દમે;
'વળી બની મનોહર, ક્યાં સંગીને તમે ઉત્તમ કર્યાં ?
'લક્ષ્યે ગુરુને રાખીને ઉર ગુરુગુણો શા શા ધર્યા ? હું૦
'વળી વાંચી પ્રેમે દ્વિતીય પંચવરદતણા વૃત્તાંતને,
'ગુરુમાં સુદૃઢ ગુરુબુદ્ધિ ધરી હર્યું, શું તમે ઉરધ્વાન્તને ?[1]
'સિદ્ધાંતસિન્ધુમાંહિ જે સાધન કહ્યાં તે શું કર્યાં ?
સુવિચાર જે 'ખડ્ગે' કહ્યા તે વિચારીને આચર્યા ?' હું૦
'છું અમુક વર્ષોનો થયેલો, હું શ્રેયસ્સાધક જુનો,'
કહું છાતી કાઢી, પણ છુપાવીશ શી રીતે મારો ગુન્હો;
લજ્જિત ઉરે હું જઉં પ્રભુપાસે ક્ષમાને યાચવા,
હું આજથી નિશ્ચય કરું વાસ્તવ શ્રેયસ્સાધક થવા; હું૦

---

## विस्मरणोपदेश.

પદ ૨૭૨. ( ઈશ્વર ક્યાં અમો શોધું, એ લય. )

આવો બંધુ ! આવો આપણે, કંઇ ભૂલકણા થઇએ,
ભૂલકણા થઇએ, કંઈ કંઇ વાત ભૂલી જઇએ;
આપણ ભૂલકણા થઇએ.
ગઇ સાલે અમુક મરી ગયું એ સ્મરી દુઃખ ના લહીએ,
મરણતણો કરેલો શોક ઉપજાવે ન સુખ હૈયે; આપણ૦
આજનો દિવસ તો સુમસામ લાગે એવું ના કહીએ,
ઋતુ આજકાલની ઠીક નથી એ પણ વિસરી રહીએ; આપણ૦
અમુક સમયે અમુકે શબ્દ કડવો કહ્યો ન તે સ્મરીએ,
કોઇની ખોટી કૃતિની વાત પણ અંતરથી વિસરીએ; આપણ૦
જ્યાં ત્યાં સ્વાર્થી કાર્યો આદરવાના આશયો ભૂલીએ,
કંઇ કંઇ પરાર્થે પ્રવૃત્તિ કરી, પરહિતવિષે ભળીએ; આપણ૦
કોઇની પડતી સ્થિતિનાં ગીત કદી ઠેર ઠેર ના ગઇએ,
જેને મદદ કરી હોય તેનું ઘર ઘર નામ ના લઇએ; આપણ૦

---

૧ મનના અંધકારને-અજ્ઞાનને.

વાગોળવાની પેઠે દોષ કોના ફરી ફરી ન ભજીએ,
કોઇના ખોટા ગુપ્ત જીવનની કથનીનું સ્મરણ ત્યજીએ; આપણ૦
ખોટું જોવું છોડી દઇએ તો ગુણવાન્ કહેવાઇએ,
સુગુણોતણા સંતત સ્મરણથી, સુગુણે ટેવાઇએ; આપણ૦

---

## इष्टाभिमुख पुरुषनुं जीवन धन्य छे.

પદ ૨૭૩. ( જ્ઞાન ગુરુ આપો રે, એ લય. )

ધન્ય જીવન તેનું રે જીવન તેનું,
ચિત્ત નિત્ય પ્રભુમાં રમી રહ્યું જેનું રે; જીવન૦
તેવા જીવનમાંથી અમીરસ ઝરતો,
કાં જે તે તો અમૃતસરિતામાં તરતો રે; જીવન૦
તેની દષ્ટિમાં તો પ્રભુદૃષ્ટિ ભળતી,
કાં જે તેની દૃષ્ટિ પ્રભુથી ન ચળતી રે; જીવન૦
અભયવારિ તેની વાણીમાંથી વહેતું,
કંઇ કંઇની દુર્બલતાને ધોઈ દેતું રે; જીવન૦
અંતરમાં ઉત્તાપ તેને ન થાતો,
દુઃખી જનોકેરો સદા તે કર રહાતો રે; જીવન૦
તેના હૃદયમાં મૃદુતા ભરી છે,
કાં જે તેના ઉરમાં મૃદુ શ્રી હરિ છે રે; જીવન૦
પ્રભુતણા ચિત્તે પણ એ રમી રહેતો,
કાં જે ચિત્ત એ તો પ્રભુને આપી દેતો રે; જીવન૦
લેવા કંઈક એવા જીવનકેરો લ્હાવો,
નરહરિશરણે બંધુ ! આવો, આવો રે; જીવન૦

---

## इष्टश्रीने नित्य सन्निहितरूपे जोनार साधकवृत्तिनी उक्ति.

પદ ૨૭૪. ( વીરવીર ! પાય તુજ, એ લય. )

એકલો ? નહિ નહિ, કદી ન એવું બને, એકલો હું નથી કંઈ કદાપિ,
નાથ ! મુજ સાથ તું નિત્ય રહે છે પ્રકટ, આદિના સમયથી તે અદ્યાપિ.

હૃદયના ગર્ભભાગે હું તો સાંભળું, સ્વર મનોરમ અને મધુર તારો,
તો પછી હું કદાપિ નથી એકલો, કાં જે તું ગુપ્ત સંગી છું મારો.
ઘોર તિમિરતણા મધ્યમાં હોઉં પણ, ત્યાંહિ પણ એકલો હું ન કદીએ,
ત્યાંય તું સંગી મુજ, જેમ જળ સંગી છે, પડ્યો હોઉં આવી જવ મધ્ય નદીએ.
જળવિષે, પૃથ્વી કે ઇતર જ્યાં જ્યાં જઉં, અનંતૈશ્વર્ય તું ત્યાં પ્રકાશે,
જાણું છું-અનુભવું છું હું એક વાત કે, તારી પાસે હું, તું મારી પાસે.
અતુલ સામર્થ્યમય ! અપરિમિત પ્રેમમય ! સુદૃઢ છે એક નિશ્ચય જ મારો,
તારી કરુણાથી હું જાણું છું તું સદા, માહરો ને હું છું નિત્ય તારો.
ઘરવિષે હોઉં કે બહાર કંઈ હોઉં કે, જગતના ગંભીર ઘોંઘાટમાંહિ,
હઉં ઉભો તોય મુજને જ બોલાવતો, તાહરો સાંભળું સ્વર હું ત્યાંહિ.
કેદમાં, મહેલમાં કે અરણ્યે હઉં, કે હઉં કદી હું ભર વસ્તીમાંહિ,
દુઃખમાં, કષ્ટમાં, વિપદ્‌માં, શોકમાં, ભયવિષે કે હું હોઉં અગ્નિ જ્યાંહિ.
શાંતિપૂર્વક રહું ત્યાં હું નિશ્ચિંત થઈ, જાણું પ્રતિકૂલ મુજ તું જ હરશે,
અભયમાં મહાલું હું, દશેદિશ ફાલું હું, ક્લેશચિંતાદિ મુજને ન સ્પર્શે.
અતુલ સામર્થ્યમય ! અપરિમિત પ્રેમમય ! સુદૃઢ છે એક નિશ્ચય જ મારો,
હું કદાપિ નથી એકલો વિશ્વમાં, નાથ ઉપેન્દ્ર ! છું જો હું તારો.

---

## सुखप्राप्तिनी कला.

પદ ૨૭૫. ( મન મારું માને નહિ, એ લય. )

કહું સુખની યુક્તિ હું એક, (જેને) સાધી શકે હરેક,
સહજપ્રયત્ને સંસારમાં,

જેથી આવે સુખો અનેક, ટળતાં દુઃખો પ્રત્યેક,
આના આ માનવ અવતારમાં.

તમકાજ આજે પેટી એક બનાવજો સુદૃઢ અતિ,
પ્રત્યેક એના ભાગને, ઘડજો તમે સંભાળથી;
તમ હાથથી જેટલી બને તેટલી મજબૂત એ કરી,
તેમાં તમારાં કષ્ટ ને દુઃખો તમામ દીયો ભરી;
જેટલી વિફળતા મળી વળી કટુ પ્રસંગો જે અનુભવ્યા,
વળી હૃદયકેરી વ્યથા, દારિદ્ર્યાદિ જે જે ભોગવ્યાં;

તે સર્વ તેમાં ભરી દઈને ઢાંકણાને વાસજો,
પછી તાળું મજબુત મારી તેના ઉપર આપ જ બેસજો;
પછી નિર્ભયતા ઉર ધરી, હસજો જરી જરી
મસ્ત બની સુખના વિચારમાં; જેથી૦
શું શું પૂર્યું તે માંહિ તે કોઇને પણ કહેશો નહિ,
તેમાંનું કાંઈ કાઢીને કોઇને પણ દેશો નહિ;
ભય, ભ્રાંતિ, ચિંતાજેવું કોઇ સમય કંઇ આવી મળે,
તો તેહ પણ તેમાં પૂરી દો, જે ફરી ના નીકળે;
(તે) દૂર રાખજો તમ દષ્ટિથી ને જગતની દષ્ટિથીએ,[1]
જે સૂક્ષ્મદર્શક યંત્રથી પણ કોઇ કદી ન જરી જુએ;
જગને જરૂર એની નથી, કે જરૂર તમને પણ નથી,
તેથી એ પેટી વાસી ઉપર, બિરાજો સ્મિતમુખથી;
દષ્ટિ નીચે ન નાંખતાં, ઉંચે જ ઝાંખતાં,
રહેશો સત્સુખના આગારમાં;[2] જેથી૦

---

## आंतर व्याधिग्रस्तने बोध.

**પદ ૨૭૬. ( પ્રભુ આવો તો કંઇ કંઇ બતાવું, એ લય. )**

જરી આમ આવને તું મારા ભાઇ, તારી નાડ તો તપાસવા દે કાંઇ..
જોઉં તને રોગદોગ શો શો થયો છે, ઉપરથી તો ડબરાજેવો રહ્યો છે,.
(પણ) તારી નાડમાં તો છે કાંઇ કાંઇ; તારી૦
ઉપરનો ડોળ ધરી તું તો ફરનાર છે, જાણે જે અંતરનું કોણ જ જોનાર છે,.
(પણ) તારી નાડ કંઇક કે' છે કાનમાંહિ–મારા કાનમાંહિ; જરી૦
ઉપરથી આંખો તો ચોખી છે તારી, માંહ પણ દૂષતણી બાઝી છે છારી,.
(જેથી) તને રુડું ન દેખાય કોનું ક્યાંહિ–કદાપિ કોનું ક્યાંહિ; જરી૦
ઉપરથી તો કાન દેખાય આખા, શુભનું શુણવાના માંહિ પડદા છે ભાગ્યા,
કોનું રુડું સંભળાય તને નાહિઃ જરી૦
ઉભો રે' જોવાદે અંતરના તાપને, કાળજાની હોળી તો જબરી ઓ બાપરે !
વૈરઝેરી ચ્હે મહિં ખોદાઇ, મોટી ચ્હે ખોદાઇ ; જરી૦

---

૧ નજરથી પણ. ૨ ઘરમાં.

(તારી) બોલવા ચાલવાની રીત છે મઝાની,
પણ તારા મનવાએ બાંધી છે છાની—
સંતાપસાથે સગાઈ-સંતાપથી સગાઇ; જરી૦
સુવિચાર તારા મગજમાં ન રે' છે, ઝાંખી જોતાં તો મને એમ જ લાગેછે,
કંઇક તારી ખોપરી ખવાઇ; જરી૦
તબીયત તો બ્હારથી સારી બતાવે, રોગી ન હોય એમ તું તો જણાવે,
(પણ) માંહિથી તો પોલી શરણાઇ.—છે પોલી શરણાઇ; જરી૦
સંભાળજે ભાઇ તબીઅત તું તારી, વળી આજકાલ ચાલે હવા નઠારી[1],
ચેપ લાગવાની ન નવાઇ-તને ન નવાઇ; જરી૦
અંતરનો વૈદ કોઇ શોધી લે સાચો, સંભાળથી જે સુધારે તારો સાંચો,
તો કરીશ જીવનકમાઇ-તું જીવનકમાઇ; જરી૦

---

## इष्टविना दुःखने हरनार अन्य कोई नथी.

પદ ૨૭૭. ( ઉજળું થયું રે મનડું, એ લય. )

કોને કહું એ દુઃખની કોને કહું,
સાચા દુઃખના હરનારવિના કોને કહું.
આ દુઃખ હરશે ને કદી પેલો જ હરશે,
એમ જાણી મેં જેને તેને કહ્યું; સાચા૦
કોઇ પણ દુઃખ મારું ટાળે ન, ઉલટા—
ટોકણી કરવામાં છે કુશલ સઉ; સાચા૦
'આ તો સાચા સંબંધી', 'આ તો સાચા સગા છે,'
એમ જાણી મેં તેને વિનવ્યા બહુ; સાચા૦
કોઇ ન કામ આવ્યું, ઉલટું મ્હોંડું મચકાવ્યું,
પડી નથી કોઇને મારી, એ મેં લહ્યું; સાચા૦
કોડીના નરને કહ્યો મેં તો કોટિનો,
આખર પણ એ તો નીવડયો મઉ તે મઉ; સાચા૦
મિથ્યા દુરાશા છાંડી જગના જીવોની,
સમર્થ એક પ્રભુશરણે રહું; સાચા૦

---

૧ દુર્જનના સંબંધરૂપી ખરાબ હવા.

પ્રભુ કરશે ને કહેશે જે તે સહીશ હું,
બીજાનાં મિથ્યા વચનો શાને સહું; સાચા૦
જગથી વિમુખ થઈ, પ્રભુઅભિમુખ રહી,
નૃહરિકૃપાથી હાવે દુઃખને દહું; સાચા૦

---

## एक प्रश्न.

પદ ૨૭૮. ( જય કાળતણા મહાકાળ, એ લય. )

મહામોહક ને વૈચિત્રભર્યા, તમે આવી વસ્યા જગઉપવનમાં,
કહો શું શું દીઠું, શું શું લાગ્યું મીઠું, કહો રમી શું રહ્યું તમ નયનમાં ?
કયું પુષ્પ સુંઘ્યું, કહો શું શું ગ્રહ્યું, ઉપવનમાંથી નિજ જીવનમાં ?
કયાં ચિત્ત ઠર્યું, કહો શું શું ભર્યું, તમે ઉપવનમાંથી નિજ મનમાં ?
તમે પુષ્પ દીઠું કે દીઠો કંટક, જઈ મધુર ગુલાબતણા વનમાં ?
તમે દ્રાક્ષતણું ફળ મીઠું દીઠું કે ગયું ચિત્ત લીંબોળીમાં ક્ષણમાં ?
તમે જોયું કુદંતું ચપલ મૃગલું, કે મોહ્યા ગર્દભનર્તનમાં ?
તમે સિંહની નિર્ભયતા શીખ્યા, કે ભર્યો ભય શિયાળનો તનમાં ?
તમે સ્વર શું સુણ્યો કંઈ કાગતણો કે મોહ્યા કોકિલકુજનમાં ?
ગયા ખાળકુંડીસરખા સ્થલમાં કે ફર્યા શું સુગંધિત પવનમાં ?
છે અગાધ લીલા જગઉપવનની, જઈ તો ન રહ્યા કંઈ નિર્જનમાં
જેવું ગ્રહેશો તેવા જ થાશો, સારા કે નઠારા જગજનમાં.

---

## प्रसन्नतानो प्रबोध

પદ ૨૭૯. ( સુખનાં હું સાચાં જ્યારે, એ લય. )

દુઃખી બંધુઓ ! આવો હસીએ કંઈ હા હા હા હા.
નિસ્તેજ મુખડું હાસ્યે રસીએ કંઈ હા હા હા હા.
દુઃખ ને કષ્ટની, ઝુમોમાં મધ્યે,
હસવાની ચીસ એક પાડી લઈએ હા હા હા;—
રડવાના ડસકામાં, વ્યાધિના ચસકામાં,
આવો જરી મીઠું મીઠું હસી દઈએ હા હા હા હા;—

રડી રડી હૃદયને ખાલી કરવાની સાથે,
આવો તો પહેલાં ફી ફી હસી જઇએ હા હા હા હા;—
વિપત્તિ, વિયોગ, વિઘ્ન, વિનાશ આદિ વિ. વિ[1]
જોવાની સાથે હી હી કરીને હસી રહીએ હા હા;—
દુઃખથી જ્યારે ત્યારે રડવાનું તો છે,
ત્યારે તે પહેલાં ગીતો હસવાના ગઇએ હા હા;—
રડવામાં પહોળું મ્હોડું, કરવું પડે તેવું—
પહોળું મ્હોડું કરીને હસો જોઇએ હા હા હા હા;—
કષ્ટ વિસરી જશું, દુઃખ ભૂલી જશું,
એવે સમે જો ખડખડ હસીયે હૈયે હા હા હા;—

---

## दूर रह्ये रह्ये मोहक दर्शन देनार इष्टने निकट आवी प्रत्यक्ष थवा विज्ञप्ति.

પદ ૨૮૦. ( હૃદયે રૂપ દર્શાવો પ્રાણપતિ, એ લય. )

મોહબાણ ન મારો, મોહન
મોહનજી, મનમોહનજી; મોહ૦
બાણ ઝીલવાની નથી હામ કીધા નથી મેં એવાં કામ,
સહ્યો જાય ન મારો; મોહનજી.
જોઈ વાંકી ભ્રકુટિ તમ નાથ ! હૈયું મારું રહેતું નથી હાથ,
એ તો જુલમ તમારો; મોહનજી.
આપ નેત્રે જે ભાવ જણાય, જોઈ મુજ મન કંઈ કંઈ થાય,
છે શું પાશ એ ન્યારો ? મોહનજી.
હું કરગરી કહું છું દેવ ! મને એવું જોવાની ન ટેવ,
સૌમ્ય દષ્ટિ પ્રસારો; મોહનજી.
મારી પાસે આવીને હે પ્રાણ ! કયારે ખેંચી છે નેત્રકમાન—
આપે તે તો વિચારો; મોહનજી.
પાડયો પ્રથમથી હોત અભ્યાસ, તો તો શીખત હું પણ ખાસ,

---

૧ વગેરે, વગેરે.

નેત્રકેરા ઇસારા મોહનજી.
કદી આવીને મારી પાસ, બેસી હજી ન પુરી મુજ આશ,
તો કયાં પ્રેમપ્રસારો![1] મોહનજી.
આ તો આઘેથી કરતા વાત, નથી દેખાડી હજી પુરી જાત,
એ શું યોગ્ય છે ધારો? મોહનજી.
કાં તો આવી નિકટ અત્યંત, મને દેખાડો પ્રેમ અનંત,
નહિ તો આઘા રો'; મોહનજી.

---

## परम तत्त्वमां विलीन थवानो एक प्रकार.

પદ ૨૮૧ ( સંકેલી વૃત્તિને વીરા બહારથી રે, એ લય. )

કંઈ કંઇ ઐશ્વર્યવાળા બ્રહ્મસિંધુમાં રે, એક ડુબકી તો મારો,
એના એકેક અદ્‌ભુતસરખા બિંદુમાં રે, મોતી પાકે હજારો.
ડુબકી તો મારો, વૃત્તિ અંતર ઉતારો, દેશ એ તો છે ન્યારો, છોડી
જગનો કિનારો; કંઇ૦
આસન પહેલું વાળીને તમે તનુને કરીને સ્થિર,
દષ્ટિને ચળ વિચળ ન કરતાં, મીંચી દઇને વીર રે; એક૦
અભ્યંતરમાં ભુંગળાજેવો એક ઉંડો કૂપ—
કલ્પી તેમાં સરરર ઉતરો, ગ્રેહેવા રત્ન અનુપ રે; એમ ડુબકી તો મારો.
ઉંડે જવાય તેટલા તમે ઉતર્યા કરજો માંહિ,
પછી ક્ષણુ સ્થિર થઇ જોજો જાણે, સમુદ્ર રહ્યો છલકાઇ રે; એમ૦
પાછા તેની અંતરે ઉતરવા માંડો વીર!
હવે પ્રવાહ ન ભાળતાં, જળ–જોશો સ્થિર–ગંભીર રે; એમ૦
જે જોઇએ તે રત્નનો ત્યાં, કરો તમે સંકલ્પ,
નિઃસંકલ્પ પછી થઇ રહેતાં, મળશે યત્ને સ્વલ્પ રે; એક૦
શિથિલ કરી સર્વાંગને તમે પડી રહેજો તેમાંહ્ય,
શિથિલ અંગ જે થાયે તેમાં, રત્નો સહજ ભરાય રે; એવી૦
જેમ બને તેમ થઇ રહો ત્યાં, શાંત ને સ્વસ્થ અધિક,
કાં જે (એ) પ્રશાંતિસમયે પાકે, માગેલું મૌક્તિક રે; એમ૦
યથાકાળ ત્યાં ટકીને પછી ધીમેથી જાગ્રત્ થાઓ,
ગયા હતા તેમ ક્રમથી ધીમે, ધીમે ઉપર આવો રે; એમ૦

---

1 પ્રેમનો વિસ્તાર તો કયાંથી જ હોય.

ઉપર આવી ભાળતાં, ના રત્ન નજર દેખાય,
(તો) વિફળ થશો ના, સમયતણો પરિપાક થયે જ લહાય રે; એમ૦
તત્ત્વસિંધુમાં મારજો તમે આ વિધિ ડુબકી નિત્ય,
ઉપેન્દ્રગુરુકળથી તો થાશો, દૈવીસંપત્તિસમન્વિત રે; એવી૦

---

## आंतर अनुभव.

પદ ૨૮૨ ( મનમાં હું શાણી તો તુને રે જાણતીતી,' એ લય. )

અંતરમાં ઊંડા જાતાં આ શું જણાતું ઓહો !
તાણ્યા વિના પણ મારું મન ત્યાં તણાતું ઓહો !
વાદ્ય કે વકતા ત્યાં ન દીસે તોએ,
મહિંથીં કંઇ ગાતજેવું દૈવી શુણાતું ઓહો !
તૂલ૧ ન સાંચો ન વાણો ન તાણો,
તોએ મહિં વસ્ત્ર આ તે શાનું વણાતું ઓહો !
નથી સાધન કે નથી ચણનારા,
તો એ પણ અંદર પેલું મન્દિર ચણાતું ઓહો !
દેખું ન ખેતી ન ભૂમી ન બીજક,
તો એ પણ પાકજેવું પેલું શું લણાતું ઓહો !
બાહ્ય રહે એ નહિ સમજાયે, ત્યારે–
સમજાયે, મન આ જ્યારે અંતર્ અણાતું ઓહો !

---

## प्राप्तव्यप्राप्तिए थतो परमानंद.

પદ ૨૮૩ ( કોણ જુએ જાણે કો નરનારી, એ લય )

આનંદ આનંદ આજે અપાર, વર્તી રહ્યો જ્યાં ત્યાં જયજયકાર.
સાધન સાધીને થઇ એક ચિત્ત, આજે કીધા ઉરે ધ્યેય પ્રતીત,
સફલ થયો આ માનવ અવતાર; વર્તી૦
જ્યાં જ્યાં હતા ઉરે રજતમમેલ, થઇ રહી સત્વની ત્યાં રેલછેલ,

---

૧ રૂ.

શમી ગયા સહજમાં સઘળા વિકાર; વર્તી૦
વિષયોવિષે દોડી જાતી'તી જેહ, પકડી ન પકડાતી વૃત્તિઓ તેહ,
થઇ રહી નિજ તત્ત્વથી એકતાર; વર્તી૦
પૃથક્ પડી ધરતો અભિમાન, તે અભિમાની ત્યજીને ગુમાન,
આત્મામાં આજ થયો એકાકાર; વર્તી૦
ઝંખતા'તા જેને રાત ને દિન, એવા શ્રી સદ્ગુરુ પરમાત્માભિન્ન,
તેનો થયો આજે સાક્ષાત્કાર; વર્તી૦
થયાં કર્તવ્ય સમાપ્ત તમામ, પ્રીતિથી કરીએ પ્રભુને પ્રણામ,
વહાલાઓને પણ છે નમસ્કાર; વર્તી૦

---

## सर्वत्र विलसी रहेला तत्त्वने प्रणति.

પદ ૨૮૪ (જ્યારે રહું હું સ્વરૂપ વિચારી, એ લય.)

પરબ્રહ્મ જય જય પરમેશ્વર! નમો નમો માયેશ મહેશ્વર!
સકલ દેશ સબ બાહિર ભીતર, બસત એક બસ તુંહિ તુંહિ સભર; પર૦
તુંહિ મૂલમેં, તુંહિ શિખરપર, તુંહિ બસત યહ ગુહાકી અંદર,
તુંહિ મિલનકાજે મુનિયતિવર, ધ્યાવત ખૂબ ધ્યાન કર કર કર; પર૦
તુંહિ રૂપ મહા મોહક ધરકર, તુંહિ ખચિત સબકા લે ચિત્ત હર,
તુંહિ રૂપ જબ ધરત ભયંકર, અખિલ વિશ્વ કંપત થર થરથર; પર૦
તુજમેં રહા યહ વિશ્વ નિરંતર, તુજસેં કોહુ ન બસ્તુ અનન્તર,[1]
તુંહિરૂપ હય સબ નારીનર, વ્યાપક ભાસત યહ ઘર ઘર ઘર; પર૦
તુંહિ એક ગર્જત અમ સરપર, દર્શન કરત નયન યહ ભરભર,
જય ઉપેન્દ્ર! જય જય સદ્ગુરુવર! તુંહિ તુંહિ ૐ હર હર હર હર; પર૦

---

## संकल्पविकल्पथी रहित रहेवा मनने उपदेश.

પદ ૨૮૫ (ભૂલે ભલભલા ભૂલે રે, એ લય.)

કરે મન! શાને કરે રે,
વિવિધ સંકલ્પવિકલ્પો અરે! (૨)
કરી કાં હાથે કરી તું મરે; કરે૦

૧ પૃથક્, બીજી.

આ જગતનાં બંધન તે સઘળાં, છે સંકલ્પાધીન,
બીજરૂપ સંકલ્પ ન ત્યાં છે, ખાલી જગતજમીન ; કરે૦
ભલે બાજીના હજાર મહોરાં, પણ ન ચલાવણહાર,
તો પછી કોનાં ક્યાં મહોરાં, પામે જય કે હાર ; કરે૦
ભલે ઈંટમાટીનું સાધન, પણ નથી જો ચણનાર,
વિવિધ પ્રકારે ક્રિયા થઈને, ઘર શી રીતે થનાર ; કરે૦
થતાં એક સંકલ્પ પ્રકૃતિમાંહિ પ્રકંપ થાય,
જે પ્રકંપ પરિણામે કરીને, સ્થૂલરૂપે દેખાય ; કરે૦
જેમ જેમ વધતા સંકલ્પો તેમ, વધે ઉપાધિ અનેક,
ઉપાધિ વધતાં ઉપજાવે છે, વિધવિધ દુઃખોદ્રેક[1]; કરે૦
આ જ વિચારે દુઃખનું કારણ, તું ને તુજ સંકલ્પ,
તે ન છુટયા, ત્યાં લગી તું ન છુટીશ, ભલે જાય શતકલ્પ; કરે૦
હે મન ! જો તું ગુરુકળ પામી, સ્વરૂપવિષે જ શમાય,
તથા નિત્ય નિર્લેપ રહે તો, આ બંધનથી છુટાય ; કરે૦
તારાપણું તું શમાવી સ્વરૂપે, થઇ રહે નિઃસંકલ્પ,
અનુભવીશ જીવનમાં સહજે, સમાધિ નિર્વિકલ્પ ; કરે૦

---

## તેથી તમારે શું?

### પદ ૨૮૬ ગઝલ

ખરા પોતે તમે નથી તેહ જેને કો' તમે હું-હું,
જીવે કે જાય જહાનમમાં, કહો તેથી તમારે શું ?
ભલેને અગ્નિ મૂકે કે શરીરને કાપે કરવતથી,
શરીર પોતે તમે નથી કાંઇ, પછી તેથી તમારે શું ?
ભલે આ પ્રાણ સરળપણે વહે કે ના વહે તોયે,
નથી જ્યાં પ્રાણ પોતે તો કહો તેથી તમારે શું ?
બની મન માંકડાસરખું કરેને છો કુંદંકુદા,
તમે કંઇ મન નથી, તો તો, પછી તેથી તમારે શું ?
ભલે જે દુઃખી માને તેહને દો દુઃખમાં સડવા,

---

૧ દુઃખનું અતિશયપણું.

તમે તો એથી છો જુદા પછી તેમાં તમારે શું ?
તમે સંસાર ભોગવતા દીસો પણ છો ન સંસારી,
ભલે સંસાર છૂટે કે ટકે તેથી તમારે શું ?
જણાયે અગ્નિ નીચે તો ચઢી લો જ્ઞાનગઢઉપર,
નીચેનું જાય બળી બધું તોય પણ તેથી તમારે શું ?
ભલે જાયે શરીર ને શરીરનું જે જે ગણાતું તે,
તમે છો શરીરથી અતિરિક્ત પછી તેમાં તમારે શું ?
ભલે લે હાનિશોકાદિતણો અનુભવ અભિમાની,
તમે મિથ્યા અભિમાની નથી તો તો તમારે શું ?
થતાં જ્યાં પાપ, ખેદ, વિયોગ, તે સ્થળ નથી તમે પોતે,
જગત્માં કે જીવનમાં થાય પણ તેથી તમારે શું ?
તમે છો સર્વનું આદિ છતાંએ સર્વથી ન્યારા,
ભલેને ભોગ ભોક્તા ભોગવે તેથી તમારે શું ?
તમે જે સ્થળ વસ્યા તે સ્થાનમાં છે સાચી નિર્ભયતા,
બીજે છો થાય ઉલ્કાપાત પણ તેથી તમારે શું ?
તમે છો કોણ તમને તે ખરું જે જ્ઞાન નિજરૂપનું—
દીયે ઉપેન્દ્ર ગુરુ તો તો બીજું જોઇએ તમારે શું ?

---

## आशायां परमं दुःखम् निराशायां परं सुखम्.

### પદ ૨૮૭ ( સ્વાત્માશ્રયી વીર થાજો, એ લય. )

મિથ્યા ધરે છે દુરાશા, આ જીવ તો, મિથ્યા ધરે છે દુરાશા.
લક્ષાવધિ ધનઆશ ધરે જ્યાંથી, કોડી મળવાના સાંસા; આ૦
સર્વ મનુષ્યોની પાસે છે માત્ર, મોંની મીઠી ભાપા; આ૦
આશા દેખાડે પકવાન્નો પણ, છેવટ ખવાડે બગાસાં; આ૦
મર્મવચનને પણ એ દુરાશા, મનવે વચનો ખાસાં આ૦
કોડીના માણુસના મોંના, આશા ખવડાવે ઝાંસા; આ૦
આશાનો મારો છે જબરો, (જે) ખોખરા કરતી વાંસા; આ૦
વીતેલો જાણે છે આશા—ભંગનાં દુઃખ છે શાં શાં; આ૦
આશા આવી દુષ્ટ છતાં જીવ ! સંગ્રહે કાં ન નિરાશા; આ૦

રે રે ધિક્ ! જે અન્ય જીવોનાં, આશાર્થે સેવે પાસાં; આ૦
ઉપેન્દ્રપ્રભુવિણ અન્ય ન પૂરે, જીવની સર્વાભિલાષા; આ૦

---

## विचारने अनुरूप जीवनउपर थती असर.

પદ ૨૮૮ ( કૃતિમનવચને એક રહીશ, એ લય. )

" મુજ જીવન છે દુઃખરૂપ, "
જ્યાં આવું તમથી કહેવાતું, ત્યાં જીવનદુઃખ દ્વિગુણ થાતું,
દુઃખ વધે જેમ જેમ બોલાતું; ' મુજ૦—'
તમ જીવન જેની સાથ ભળે, તે પણ દુઃખેથી સદા પ્રજળે,
તમે આવી કહો જવ દુઃખતળેઃ 'મુજ૦—'
તમે એવાં આંદોલન કરતા, જેથી સુખ ભસ્મીભૂત થતાં,
થતું જીવન શુષ્ક યદા વદતાઃ 'મુજ૦—'
દુઃખનો વિચાર જ્યાં ત્યાં ફરીને, દુઃખગાડાં લાવે ભરી ભરીને,
જ્યાં બોલ્યા તમે ફરી ફરીનેઃ ' મુજ૦—'
દુઃખ ગમે તેટલું છો હોયે, નવ શબ્દ વદો દુઃખનો તોયે,
કહો શબ્દ સદા તમે એનો એઃ " આ જીવન છે સુખરૂપ. "
મોજાં સુખનાં વહેતાં વહેતાં, આવી તમને તન્મય કરતાં,
તમે એવું વચન જ જ્યાં કહેતાઃ ' મુજ જીવન છે૦— '
જેના સંબંધવિષે આવો, તેનામાં પણ સુખ પ્રકટાવો,
જો મુખથી તમે કહેતા જાઓઃ " મુજ જીવન છે સુખરૂપ. '
દુર્બલતાના દુઃખરૂપતાના, છોડી વિચાર છાનામાના,
કહો કરી વિચાર ઉત્તમતાનાઃ ' મુજ૦-- '
આ વિચાર જેમ જેમ પ્રસારશો, જગજનનાં કંઇ કંઇ દુઃખ હરશો,
જો ઉપેન્દ્રવચન શ્રવણ ધરશોઃ ' મુજ૦— '

---

## अनेक सिद्धिनो एक मार्ग.

પદ ૨૮૯ ( જીવસમુદાય, સુખને ચહાય, એ લય )

સદ્ગુરુરાય ! તમને મળાય, ધાર્યું પમાય, ટાળ્યું ટળાય,
એનો ઉપાય, પામી શકાય ? " હા, શમતાં નિજ અભ્યંતરમાંહ્ય; "
અભ્યંતરમાંહ્ય, અભ્યંતરમાંહ્ય, હા શમતાં નિજ૦

ગિરિની ગુહામાં બેઠેલા ઓ સિદ્ધ ! પૂછું છું તમને તે કરજો પ્રસિદ્ધ,
શાંતિ આત્માકરી અપરિમિત, દૈવી પ્રસાદ જે ઉપજાવે ચિત્ત,
એવી શાંતિ ક્યાંહિ તમને જણાય? "હા શમતાં નિજ અભ્યંતરમાંહ્ય"
અભ્યંતરમાંહ્ય, અભ્યંતરમાંહ્ય, હા૦—
સ્વર્ગપ્રદેશે વિહરતા ઓ દેવ ! પૂછું તમે મને કહો તત્ખેવ,
જીવત્વભ્રાંતિની કૂડી કુટેવ, અંતરથી છુટે અવશ્યમેવ,
માર્ગ સરળ એવો ક્યાંહિ દેખાય? "હા શમતાં નિજ અભ્યંતરમાંહ્ય,"
અભ્યંતરમાંહ્ય, અભ્યંતરમાંહ્ય, હા૦—
સઘળે પ્રસરેલા ઓ સૂર્યપ્રકાશ ! વિશ્વ સકલમાં છે તારો નિવાસ,
મારે કાજે જરી કર તું તપાસ, સ્થાન એવું જ્યાં ન કંઇ ભયત્રાસ,
જાણે તું ત્યાં કેવી રીતે જવાય? "હા શમતાં નિજ અભ્યંતરમાંહ્ય,"
અભ્યંતરમાંહ્ય, અભ્યંતરમાંહ્ય, હા૦—
ગંગાના તટવાસિ ઓ યોગિરાજ ! નિત્ય તૃપ્તિનું પરમ સામ્રાજ્ય,
સહજમાં પામી શકાય એ આજ, તેને માટે કોઇ સરળ ઇલાજ—
છે શું જે મુજ સરખાથી સધાય? "હા શમતાં નિજ અભ્યંતરમાંહ્ય"
અભ્યંતરમાંહ્ય, અભ્યંતરમાંહ્ય, હા૦—
સર્વત્ર વ્યાપેલા હે મુજ ઇષ્ટ ! આપનું સર્વૈશ્વર્યવિશિષ્ટ[1]—
દર્શન થાય સદાય અભીષ્ટ,[2] અળપાએ સર્વ પ્રકારે અરિષ્ટ,
મુજથી એવું શું અનુભવાય? "હા શમતાં નિજ અભ્યંતરમાંહ્ય,"
અભ્યંતરમાંહ્ય, અભ્યંતરમાંહ્ય; હા૦—

---

## अज्ञानना निश्चयो दुःख प्रकटावनार होय छे.

પદ ૨૯૦ મેવાડો

અજ્ઞાનના નિશ્ચય રે, સદૈવ દુઃખને આપતા રે,
એ નિશ્ચયને, ત્યજતાં ન કરશો વાર;
આગ્રહને ધારી રે, પ્રયત્ન તે ત્યજવાતણો રે—
કરવો પડે તો કરજો ભલેને અપાર; અજ્ઞાનના૦
એ નિશ્ચયને ત્યજતાં રે, વૈભવ જો ત્યજવા પડે રે,

---

૧ સર્વ ઐશ્વર્યવાળું ૨ ઇચ્છેલું, મનનું ગમતું,

તોપણ તેને ત્યજજો તત્ક્ષણ વીર !
કાં જે એ નિશ્ચય તો રે, વૈભવને ઝડપી લીયે રે,
વળી શોષી લે, મનમતિપ્રાણશરીર; અજ્ઞાનના૦
ભોગ બીજાનો આપી રે, પહેલું આને સાધજો રે,
છોડી દેજો ભલે બીજા વ્યવહાર;
બીજી બધી વિદ્યા રે, તેને પણ અળગી કરો રે,
પહેલાં કરજો, અજ્ઞાનનિશ્ચયપરિહાર;[1] અજ્ઞાનના૦
એ નિશ્ચયને ત્યજવા રે, આપવું પડે તે આપજો રે,
એમાં ઉરથી ધરશો ન જરી સંકોચ;
કાં જે એ નિશ્ચય તો રે, પટકીને પાડે નીચે રે,
ચઢાવી પહેલાં દુઃખગિરિને ટોચ; અજ્ઞાનના૦
મમત્વ દૃઢાવે રે, અજ્ઞાનના નિશ્ચયો રે,
આપણા આ ખોટા જીવત્વમાંહ્ય;
ખોટો અહંઉપાધિ રે, પ્રકટાવે છે હૃદયમાં રે,
પોષે છે વળી, અવિદ્યાને તે સદાય; અજ્ઞાનના૦
નશ્વર પદાર્થમાંહિ રે, નિત્યભાવ ઉર ઉપજે રે,
શુચિતા પ્રકટે, શુચિતાનો જ્યાં અભાવ;
દુઃખરૂપ જે વસ્તુ રે, તેમાં સુખબુદ્ધિ થતી રે,
અનાત્મમાંહિ, પ્રકટાવે આત્મભાવ; અજ્ઞાનના૦
સરળપણે તે ત્યજાવે રે, એવા શ્રીગુરુ એક છે રે,
આપી કોઇ યુક્તિ સરળ અનુકૂળ;
ઉપેન્દ્રકરુણા થાતાં રે, અનુભવશો મુક્તત્વને રે,
ટળી જાતાં આ, અજ્ઞાનનિશ્ચયનું મૂળ; અજ્ઞાનના૦

---

## કર્તવ્ય ન સાધી શકનાર અસંતુષ્ટ વૃત્તિનું ચિંતન.

**પદ ૨૯૧** (જોઈ જોઇ વાટ ગઇ થાકી, એ લય, )

દિવસો નિત્ય વહી જાતા, કશું કરવાનું નથી થાતું,
કશું કરવાનું નથી થાતું, ખુટે નિત્ય સાથનું ભાતું, કશું૦

---

[1] અજ્ઞાનભરેલા નિશ્ચયોનો વિનાશ.

જાણ્યું જાણવાનું ઘણું, થયું મન જાણી અતિ માતું[૧],
જાણેલું પરંતુ એક આચારે ન મૂકાતું; કશું૦
જેમ જેમ સમય ચાલ્યો જાય તેમ તેમ વદન કરમાતું,
જાણ્યા ઉપાયો પણ લેશ વાર્ધક્યથી ન છુટાતું; કશું૦
વિધવિધ નિયમ જાણ્યા જે થકી આ ધન કમાવાતું,
તદપિ ઉધાર બાજુનું હજી પૂરાતું નથી ખાતું; કશું૦
જીવત્વ સહેજે ટળે જો ગુરુશરણ લેવાતું,
જાણ્યું એ પરંતુ મન હજી ગુરુશરણ નથી સ્હાતું; કશું૦
જ્ઞાને મુક્તિ થતી મન એમ કહે મલકાતું મલકાતું,
તદપિ જ્ઞાનપ્રાપ્તિઅર્થ ઉત્સાહે નથી ધાતું; કશું૦
શમતો ઉપાધિમાત્ર જો મન સ્વરૂપને ધ્યાતું,
એ જાણ્યું પણ મન વિષયમાં ધાતાં ન અચકાતું; કશું૦
જે જેવું ચિંતે ઉરથકી તે તેવું થઇ જાતું,
એ નિયમ જ્ઞાત છતાં છીએ તેવા જ રહેવાતું; કશું૦
શા કારણોથી આમ બનતું તેયર[૨] સમજાતું,
પણ કોણ જાણે શાથી કારણ તે ન છોડાતું; કશું૦
આ મૂઢપણું ઉરનું નથી તો ક્યાંહિ કહેવાતું,
આ શોકણું અંતરનું નથી તો લેશ સહેવાતું; કશું૦
જેમ તેમ કરી મન થાય જો પ્રભુમાંહિ પ્રેરાતું,
તો તો મળે અનુભવશસ્ત્ર જડને વાતનું કાતું[૩]; કશું૦

---

## विविध प्रकारनी प्रतिकूळ स्थितिमां थइ शकवा योग्य कर्तव्यनुं निदर्शन.

પદ ૨૯૨ ( પાહિમામ્ પાહિમામ્ એ લય, )

જે જન્મદુ:ખી હોય તે પણ આટલું તો કરી શકે:
નિજ દુ:ખવાત વધારી પરને, ના જ કે', ના જ કે'.
જે વ્યાધિવાળો હોય તે પણ આટલું તો કરી શકે:
નિજ વ્હાલસોયાં બાલસાથે, જરી રમે, જરી રમે.

---

૧ અભિમાની. ૨ તે પણ. ૩ બુઠ્ઠી છરી.

જે ધનથી હોય દરિદ્ર તે પણ આટલું તો કરી શકે:
મીઠાં વચનથી અન્યસાથે, હસી વદે, હસી વદે.
જેને ન વિદ્યા પ્રાપ્ત તે પણ આટલું તો કરી શકે:
સુખમૂલ ગણી નિજ ગુરુવચનને, અનુસરે, અનુસરે.
ગૃહકલહ જેને હોય તે પણ આટલું તો કરી શકે:
એકાંતમાં જઈ શાંત ચિત્તે, પડી રહે, પડી રહે.
જગને સુધારી શકે ન તે પણ આટલું તો કરી શકે:
ગૃહમાંહિ બેસી ગુપ્ત નિજ હિત સાધી લે, સાધી લે.
વાર્ધક્યથી દુર્બલ બનેલો આટલું તો કરી શકે:
જાગ્રત્‌વિષે સઘળો સમય રહે, સ્મિત મુખે, સ્મિત મુખે.
પૈસે ટકે તનહા[1] થયો પણ આટલું તો કરી શકે:
ઉર શુભાશા ધરી સુયત્ને વહે, ઉમળકે, ઉમળકે.
જે કંઇ ન બીજું કરે તે પણ આટલું તો કરી શકે:
બોલે હૃદયથી શુદ્ધ ભાવે: નરહરે! નરહરે!

---

## सत्कार्य करवामां शीघ्रता धरवी योग्य छे.

પદ ૨૯૩ ( ધીરવીર પાંય તુજ માર્ગમાં. એ લય )

ઝડપ કર, પ્રિય સખે! સકલ પ્રાણિપ્રતિ, અતુલ તુજ પ્રેમ વર્ષાવવામાં,
સમય છે સ્વલ્પ, કદી કાલ ઉઠી નહિ, વખત પામ્યો તું દર્શાવવામાં.
વખત છે જગતનાં દુઃખ તારી કને, આવી કાલે કદી ઘેરી લેશે,
તે પછી શુદ્ધ તુજ પ્રેમને જગપ્રતિ, તુજવિના હોંસથી કોણ દેશે?
ઝડપ કર, પ્રિય સખે! રસભર્યાં સ્નેહનાં, વચન વદવાવિષે આજ તું તો,
પૂર્ણ મમતાભર્યા શબ્દ તું બોલીને હરણ કરી લે હૃદય સર્વનું તો.
વાણી તુજ બંધ થઇ કે કદિ જગતના, કાનમાંહિ બહેરાશ આવે,
તો પછી મધુર-મૃદુતાભર્યા શબ્દ તુજ, સાંભળે કોણ, કો સંભળાવે?
ઝડપ કર, પ્રિય સખે! કાર્ય ઉપકારનાં આજ ને આજ કરવા વિષે તું,
હોય તે શત્રુ કે મિત્ર પણ તેમનું, હિત સદા સાધી લે હરમિષે[2] તું.

---

૧ પૈસાવિનાનો ૨ હરેક ઉપાયે

જેમને આજ છે જરૂર તુજ સાહ્યની, તેહ સઘળા કદી કાલ થાતાં,
શું કરીશ તું પછી, તેહ જો થઇ રહે, તાહરી જરૂરીઆતોવિનાના ?
ઝડપ કર પ્રિય સખે! સર્વથી ઉચ્ચ તુજ, પાસ જે હોય તે આલવામાં,
અન્ય ને આપી તું તેની ઇચ્છા પુરી, થા શૂરો અન્યદુઃખ ટાળવામાં.
કાલ થાતાં કદી વસ્તુ તુજ પાસથી, જતી રહે તો કહે દઇશ પછી શું ?
(કે) યોગ્ય લેનાર જો કાલ કદી ના રહ્યા, અન્યને આપવામાંહી પણ શું ?
ઝડપ કર પ્રિય સખે! તાહરાં-અન્યનાં, દુઃખક્લેશાદિને સદ્ય દહેવા,
ઝડપ કર પ્રિય સખે! તુજને-અન્યને, સુખ આનંદને સદ્ય દેવા.
ઝડપ કર, પ્રિય સખે! તીવ્ર તપ સેવવા, તાહરે કાજ કે અન્યકાજે,
ઝડપ કર, પ્રિય સખે! પ્રેમથી નરહરિસદ્ગુરુસ્મરણ કરવા તું આજે.

---

## अज्ञानदृष्टिने स्थाने ज्ञानदृष्टिपूर्वक कर्तव्य करवाने उपदेश.

પદ ૨૯૪ ( સંકેલી વૃત્તિને વીરા બહારથી રે, એ લય. )

કીધું આજલગી તેં એવું એ હવે રે, કાંઇ કરજે તું જુદું,
જેને આજ લગી તેં રાખ્યું આ ભવે રે, તેને કરજે તું ઉંધું[૧].
આજલગી તેં બાહ્ય વિષયકેરી લંગારો જોઇ,
નિર્વિષયી કંઇ જોવા હાવે, ચિત્ત દે અંતર પ્રોઇ રે; કાંઇ૦
આજલગી તેં વિવિધ વિકારો, સેવ્યા ઉર ધરી પ્રીત,
નિર્વિકાર કાંઇ થાવા થાજે, દશ્યાસક્તિરહિત રે; કાંઇ૦
આજલગી તેં બહિર જ પ્રેર્યો, તુજ ઇન્દ્રિયસમુદાય,
હવે જરા તે પાછો વાળી, પ્રેર તું નિજ ઘટમાંહ્ય રે; કાંઇ૦
ફટારીયા તેં ડોળા જગપ્રતિ, સિદ્ધ થવા તુજ આશ,
(હવે) પાછો વળી તુજ આત્માપ્રતિ જો, ધારી દૃઢ વિશ્વાસ રે; કાંઇ૦
આજલગી તેં જ્યાં ત્યાં આપ્યો, શંકાને અવકાશ,
એ જ જીવનને હવે જોઇ લે, કરી શ્રદ્ધાનો પ્રકાશ રે; કાંઇ૦
પરપરર[૨] આશ્રય ધરનારૂં તેં જીવન કીધું તુજ,

---

૧ જેને આજસુધી આ જગતમાં રમાડ્યા કર્યું છે અર્થાત્ બહિર્મુખ રાખ્યું છે તેને અંતર્મુખ કરજે. ૨ પારકાઉપર.

અન્યનો આશ્રય છોડી હાવે, થઇ જો સ્વાશ્રયી તું જ રે; કાંઇ૦
અલ્પશક્ત, અલ્પજ્ઞ આજલગી, તુજને જાણ્યો તેં જ,
સર્વશક્ત, સર્વજ્ઞ, સ્વરૂપે, જાણ તું છે પોતે જ રે; કાંઇ૦
આમ કરીને પછી તું જો કે, કેવું ન મળતું સુખ,
ઇશ્વિરસાક્ષીએ કહું છું કે, રહે પ્રભુ તુજ સંમુખ રે; કાંઇ૦

---

## भक्तिरसने अर्पवा तथा स्वरूपानुभवरसने ग्रहण करवानी इच्छावाळा भक्तोनां श्रीइष्टप्रति प्रेमवचनो.

**પદ ૨૯૫** ( ચાલો ચાલોને જળ સિંચવા, સાહેલી રે, એ લય. )

મિઠો, મિઠો, તે રસ ઝીલવા, અમે આવ્યાં રે,
ખોલો, ખોલો તો જરી દ્વાર, અમારા હૈયાહાર; મિઠો તે૦
અમૃતથી અદકો અતિ, મધથી મહા મધુર,
પરમ પ્રેમથી જેમનાં, ભર્યાં જીવન ભરપૂર;
તેવાને કાજે કર્યો, વિધિએ નિઃસંદેહ,
દિવ્ય અને અદ્દ્ભુતસમો, મદભરીયો રસ એહ;
પીવા–પાવા તે રસઘુંટડા, અમે આવ્યાં રે,
બનો જરી તો પીનાર, ને પીવડાવનાર; મિઠો તે૦
અમપાસે રસ જેહ તે, 'ભક્તિરસ' કહેવાય,
તમપાસેના રસતણું, 'અનુભવ' નામ ગણાય;
અમારી પ્યાલી આપને, કરશે ઉત્તેજિત,
આપની પ્યાલી અમતણું, કરશે પ્રશાંત ચિત્ત;
(તે) એક બીજાને લેવડાવવા, અમે આવ્યાં રે,
પાઓ, પાઓ, તે પ્રાણાધાર, પી લો, પી લો આ વાર: મિઠો૦
રસ પાવાના નમનને, આલિંગન કહેવાય,
અભિમુખતા અનિમેષ તે, નયનકટાક્ષ ગણાય;
આતુરતા અમ ઉરતણી, તે જ હૃદયધબકાર,
પીવું–પાવું તેહ તો, થાવું એકાકાર;
અચ્યો રસ એ ચખાડીને, અમે આવ્યાં રે,
કરો સફળ અવતાર, હે અમ ભર્તાર ! મિઠો તે૦

---

## विनाशी आयुष्मां कर्तव्य साधी लेवा सुबोध.

પદ ૨૯૬ ( બ્હેતેરી સમજાયો રી, એ લય. )

જો ! આયુ જાય એળે રે, કરી લે તું કાંઇ.
ક્ષણનો ભરોંસો ન, તેની આશે, હજી શું નિરાંતે ખેલે રે; કરી૦
ગઇ જુવાની ઘડપણ આવ્યું તો, ગાડું 'ધલાશું' જાણ નેળે રે; કરી૦
પ્રતાપવાળું એક પ્રહર દૃઢ, આસન વાળ તું પહેલે રે; કરી૦
પ્રાણનિરોધનો માર્ગ ગુરુજી, દર્શાવે કરી તે લે રે; કરી૦
નિજ દૃષ્ટિ સ્થિર કરતાં શીખ જે, પલકે[1] ન એની મેળે રે; કરી૦
ધારણા કર પછી બહિરંતર કોઇ, સ્થાને દર્શાવેલે રે; કરી૦
કાં તો દૃઢ ગુરુભકિત કર જે, ઉપજાવે સુખ સહેલે રે; કરી૦
કાં તો તત્ત્વતણો અનુભવ કર, જે દશદિશમાં રેલે રે; કરી૦
સર્વોત્તમ કાંઇ સિદ્ધ કરી લે, માર્ગે ગુરુએ કહેલે રે; કરી૦
ઉપેન્દ્રપ્રભુકરુણા પામ્યા વિણ, મુક્તિ મળે ભવ પેલે રે; કરી૦

---

## परमात्मा कोना उपर प्रसन्न थाय छे.

પદ ૨૯૭

અમારા તે સ્વામી, કોને કોને વરીયા છે ?
કોને કોને વરીયા, કોનાં કોનાં દુઃખ હરીયાં છે ? અમારા૦
વરીઆ પેલા મુરુધ્વજને, ઉમો જેને વ્હેર્યો,
મણા ન રાખી જરા દુઃખમાં, અંતે સ્વરૂપે હેર્યો;[2] અમારા૦
વચનપ્રહાર તથા વનકષ્ટો, ધ્રુવને આપી બાળપણે,
એના એ હરિ પ્રકટ્યા છે પછી, ધ્રુવઆગળ બહુ વ્હાલપણે; અ૦
નાંખ્યો પેલા સુધન્વાને, તાતા તેલે વહાલાએ,
શીતળતા અર્પી પછી વરીયા, પહેલો વીંધી ભાલાએ; અમારા૦
ઘડીઘડીએ અભિમાન ત્યજાવ્યું, વળી વ્યંઢળ પણ કીધો,
તો પછી અર્જુનને વહાલાએ, સખારૂપે કરી દીધો; અમારા૦
વળતી વહાલો બલિને વરીયા, જેને ચાંપ્યો પાતાળે,
પછીથી છડીને ધારણ કરી હરિ, બલિદ્વારને સંભાળે; અમારા૦

---

[1] પલકારો મારે [2] ખેંચ્યો, આકર્ષ્યો.

દરિદ્રતામાં તાવ્યા સુદામા, વળી તાંદુલ પણ લીધાં,
ઘરમાંથી કાઢ્યા, પછી વહાલે, મનગમતાં સુખ દીધાં; અમારા૦
તલપુર સુંઢ ઉપર રહી ત્યાં લગી, જળે બુડાડયો હાથીને,
તવ વહાલે આવીને છોડયો, ગ્રાહના૧ મુખમાંથી તેને; અમારા૦
પૂરેપૂરી મનમાની કરી, કસોટી વહાલો રીઝે છે,
[ભક્તના] નેત્રે જળ આણી પછી પોતે, કરુણાજળથી ભીંજે છે; અમારા૦
અંતલગી તાવે ને તાણે પણ એ કદી ના તોડે,
અંતે સઘળું આપે એવો, વહાલો ભજીએ કોડે;૨ અમારા૦

---

## પ્રાર્થનાસમાન ફળને પ્રકટાવનારી ક્રિયા અન્ય એક પણ નથી.

પદ ૨૯૮ ( પ્રભુ કેમ ન દર્શન આપે, એ લય )

પ્રાર્થનાસમ ફળ દેનારી, ક્રિયા અન્ય ન થઇ કે થનારી.
જે છે સરળ અને સુખકારી, ઇચ્છયું અંતરનું આપનારી.
પ્રથમ તે નિર્મલ ચિત્ત કરીને, ઉપજાવતી ઉરે પ્રેમ,
એકાગ્રતા તે સહજમાં સધાવી, સાધતી સઉ વાતે ક્ષેમ; પ્રાર્થના૦
હૃદયવિષે આર્દ્રતા પ્રકટાવીને, રસમય કરતી તેહ,
સાચી અભિમુખતા અંતરથી, પ્રકટાવે પ્રભુપ્રતિ જેહ; પ્રાર્થના૦
કાર્યની સિદ્ધિના હેતુઓ જે જે, પ્રકટાવે તે તે સર્વ,
સરળતાપૂર્વક તેહ સધાવી, ઉપજાવે સુખપર્વ; પ્રાર્થના૦
સૂક્ષ્મથી સૂક્ષ્મ આંદોલન પ્રકટે, પ્રાર્થના કરતાં સમર્થ,
અર્થની સિદ્ધિ કરાવીને ટાળે, સર્વ પ્રકારે અનર્થ; પ્રાર્થના૦
પ્રાર્થનાથી જેવો પ્રભુની સાથે, બંધાયે છે એકરાગ,
અન્ય સાધનથી ન તેવી રીતે, પ્રભુ-પ્રતિ પ્રકટે અનુરાગ; પ્રાર્થના૦
પાષાણને પણ પીગળાવી નાંખે, એવી છે પ્રાર્થના એક,
અત્યંત આતુરતાસહ થાતાં, ધાર્યું થાયે પ્રત્યેક; પ્રાર્થના૦
શાંતિથી પ્રાર્થના કરતાં કરતાં, પ્રભુથી બનો એકતાર,
જુઓ પછી શ્રદ્ધાયુક્ત પ્રાર્થના, શા શા કરે ચમત્કાર; પ્રાર્થના૦
બીજે ન જોશો, બીજું ન લેશો, સાંભળો બીજું ન કાંઇ,
જાણજો એક પ્રભુપ્રાર્થનામાં, સઘળું રહ્યું છે શમાઇ; પ્રાર્થના૦

---

૧ મગરના ૨ હોંસે

## अणीने समये साहाय्य करवा श्री इष्टप्रति प्रेमवचन.

પદ ૨૯૯ (ગઝલ.)

દયાની દૃષ્ટિ હું પર હે દયાળુ ! ઢાળશો ક્યારે ?
અરે ઓ બાપજી ! મારા, વચનને પાળશો ક્યારે ?
ચઢાવી કટક હું કીડીઉપર, ઓ શત્રુઓ આવ્યા,
નહિ તે ખાળશો આજે પછી તે ખાળશો ક્યારે ?
તમે આશ્રયતણા દાતા જગે છો એક આશ્રિતના,
ન આલો આજ આશ્રય તો, પછી તે આલશો ક્યારે ?
અરે ! આ વિપદ્‌રાક્ષસી જોઇ ભયથી હું થરર કંપું,
ન અંકે આજ ઘાલો તો પછી તે ઘાલશો ક્યારે ?
તમો છો ચાલનારા સાથ, થઇ સંકટસમે સંગી,
ન ચાલો આજ મુજ સંગે પછી તે ચાલશો ક્યારે ?
જઉં છું યત્નના પંથે, પડ્યા પણ માર્ગમાં કાંટા,
ન બાળો આજ તેને તો પછીથી બાળશો ક્યારે ?
ડુબ્યો હું જાઉં છું આ વિષયના કીચે નીચે નીચે,
ન ઝાલો આ ક્ષણે જો હાથ તો પછી ઝાલશો ક્યારે ?
ખરૂં રક્ષકપણું પ્રભુ આપનું દર્શાવો આ વારે,
ન આજે તો પછી દર્શાવશો, શું મરીશ હું ત્યારે ?

---

## साधकोप्रति प्रश्न.

પદ ૩૦૦ (દાણ ચાતુરીનો લય.)

થઇ સાધક આ ભવમાંહિ રે, શું સાધ્યું, બોલો કોઇ સાધકો રે,
સાચા સદ્‌ગુરુનું પદ ર્‌હાઇ રે, શું બાંધ્યું, સાથે રુડું તે જ કો રે.
પૂર્વે સાધકપદમાંહિ જે ઠર્યા રે, તેણે કાર્યો જગે શાં શાં કર્યા રે,
તેની જાણો છો કે કાંઇ વાત રે ? શું૦
એક સાધક નામે વાલ્મિકી રે, જેણે મેળવ્યા રામ ને જાનકી રે,
હતો જાતે તે ભિલ્લની જાત રે; શું૦
તમે તો જાતે બ્રાહ્મણ ક્‌હાવતા રે, ત્યાંથી દેવત્વ ઈશત્વ લાવતા રે,

કે શું ઉલટો થાયે અધ:પાત રે; શું૦
એક કોળી હતો પૂર્વે એકલવ્ય રે, દ્રોણમૂર્તિ રચીને તેણે ભવ્ય રે,
સાધી વિદ્યાને, તમને છે જ્ઞાત રે ? શું૦
હતો કોળી તો એ તપ આદર્યું રે, કહો એથી અધિક શું શું કર્યું રે,
તમે મેળવી ગુરુ સાક્ષાત્ રે; શું૦
એક હનુમાન નામે સાધક હવા રે, જેણે હૃદય ચીરી રામ દાખવ્યા રે,
જેની જાત તો છે પ્રખ્યાત રે; શું૦
તમે જાતમાં ઉત્તમ માનવી રે, જેમ નદીઓમાં ઉત્તમ જાહ્નવી રે,
કહો શાથી છો વિશ્વે વિખ્યાત રે; શું૦
એક સાધક ધ્રુવ નાનો બાલિડો રે, જેણે પ્રકટ કર્યો નિજ વા'લિડો રે,
ખાઇ પર્ણ,[1] પાણી ને વાત[2] રે; શું૦
તમે તો વય ઝાઝું છે મેળવ્યું રે, વળી ખાઇ ખારું ખાટું ને ગળ્યું રે,
કોને પ્રકટાવ્યા છે ભલિભાત રે; શું૦
નથી જરૂર ઝાઝા દ્દષ્ટાંતોતણીરે, સમજુને ઇશારત છે ઘણી રે,
કંઇ તમને ન આ અજ્ઞાત રે; શું૦
થઇ નૃહરિશિશુ કાં ભૂલા ભમો રે, સાધી લેવા સરીખો છે આ સમો રે,
ચેતો, નહિ તો પડી જશે રાત રે;
સાધો કંઇ, સાધો કંઇ સાધકો રે.

---

## શુભનું કથન.

પદ ૩૦૧

જરી સાંભળો, પ્રિય બંધુ ! મારે કંઇક કે'વું છે,
જે શ્રવણ તમને સુખ ઉપજાવે જ એવું છે; મારે૦
જે કથન આ તમ જીવનમાં, કંઇ કઇ પ્રકાશ પ્રસારશે,
તનમનવિષે આનંદકેરી, લહરિ કંઇક ઉછાળશે;
થાઓ પ્રસન્ન, સુણો સુણાવું, એક મુજ સંદેશ આ:
"શુભ ભાવિ છે આવી ઉભું, આજે તમારા માર્ગમાં."
જરી સાંભળ્યું ? પ્રિય બંધુ ! મારે એ જ કે'વું છે,
એ જ કહી કહી તમને સુખ ઉપજાવી દેવું છે; મારે૦
સંપત્તિકેરો સૂર્ય છો ને, આથમ્યો દીસે છતાં,

---

૧ પાંદડાં વાયુ, હવા.

ઉપરાઉપરી ઉલટાં દીસે, દુર્દૈવ કર્મે આવતાં;
ક્ષણ પણ પરંતુ તેમનો, સ્વીકાર ઉર કરશો જ મા,
"શુભ ભાવિ છે આવી ઉભું, કાં જે તમારા માર્ગમાં;"
જરી સાંભળ્યું ? પ્રિય બંધુ ! મારે એ જ કે'વું છે;
એ જ કહી કહી તમને સુખ ઉપજાવી દેવું છે; મારે૦
આપત્તિકેરા બાર મેઘ તુટ્યા ભલે સૈ કો કહે,
પણ જાણજો નિશ્ચય સતત એ નહિ રહે–એ નહિ રહે;
ઉન્નત કરી મુખ, છાતી કાઢી, બોલજો દૃઢ ભાવમાં:
"શુભ ભાવિ છે આવી ઉભું, આજે જ મારા માર્ગમાં";
જરી સાંભળ્યું ? પ્રિય બંધુ ! મારે એ જ કે'વું છે,
એ જ કહી કહી તમને સુખ ઉપજાવી દેવું છે; મારે૦
એ ઉંચી ને ઉંચી સ્થિતિમાં, ધૈર્ય ધારીને રહો,
ઘડી ઘડી ઉરથી શ્રદ્ધાથી એક જ વચન એવું એ કહો;
તોયે સુફલ પ્રકટાવશે, કદી બોલશો ધીમા ધીમા,
"શુભ ભાવિ છે આવી ઉભું આજે જ મારા માર્ગમાં".
જરી સાંભળ્યું ? પ્રિય બંધુ ! મારે એ જ કે'વું છે,
એ જ કહી કહી તમને સુખ ઉપજાવી દેવું છે; મારે૦
પાછળ બનેલ પ્રસંગનો, આગળ જ પડછાયો પડે,
તેને ગણો ભાવિજીવનકેરો પ્રસંગ ન ભ્રમવડે;
એ છાય મિથ્યા જાણજો, કહું સત્ય એક જ શબ્દમાં:
"શુભ ભાવિ છે આવી ઉભું આજે તમારા માર્ગમાં;"
જરી સાંભળ્યું પ્રિય બંધુ !૦

---

## સંતત સહાય કરવાના ગર્ભિત ભાવપૂર્વક શ્રી ઇષ્ટમતિ મર્મવચનો.

પદ ૩૦૨ (દીનનાથ દયાળ નટવર, એ લય.)

ભરદરીએ હોય છોડવો તો, હાથ મારો ઝાલશો મા.
આપીને દૈવી વિભૂતિ, પાછી લેવી હોય તો,
ધમે પણ એ આપકેરી વિભૂતિ મુજને આલશો મા; ભર૦
ખરેખરી અણીને સમય જો, છટકવું હોય આપને,
નામમાત્ર ગણાવવાને, મારી સાથે ચાલશો મા; ભર૦

દૈવ પ્રતિકૂળ થાય ત્યારે, નિરાધાર કરી મને,
હોય ત્યજવો આજ તો તો પાંખમાંહિ ઘાલશો મા; ભ૨૦
વિપત્તિસમયે ન આવવું હોય જો હમણાંય તો,
દઈને સોગન કહું છું કે જ્યાં હો ત્યાંથી જરી હાલશો મા; ભ૨૦
ધાંચમાંથી ગાડું પાછું વાળવા જો ન આવવું,
તો પછી તો આજ પણ આ મારું ગાડું હકાલશો મા; ભ૨૦
કૃત્ય આવું ભલે કરો પણ કોઇ પણ ભૂલેચુકે,
"ભકતવત્સલ" આપને જો કે' તો હર્ષે ફાલશો મા; ભ૨૦

---

## નિર્માલ્ય વાતોમાં વખત ગુમાવવો નિરર્થક છે.

પદ ૩૦૩ ( માળીવિનાની વાડી, એ લય. )

કંઇ માલવિનાની વાતો,-માંહિ વખત બહુ જાતો;
દિવસો અને વળી રાતો, જાતી વહી કંઇ ત્યાં તો.
વીત્યો વખત પુનઃ ન પમાતો,
આયુષ્યમાંથી ઓછો થાતો,
ક્યાં પળાતો ? ના જણાતો,
નર છેવટે પસ્તાતો, યમ આવી જવ કર સ્હાતો; કંઇ૦
'પેલો સઉનું ધૂતી ખાતો,'
'કંજુસીયાં છે અમુક ઘરનાં તો'
'અમુક જરા તો, નથી વખણાતો'
[જ્યાં] આવો લવારો કરાતો, ઉલટો અનર્થ સધાતો; કંઇ૦
તે જ સમય સાર્થક કહેવાતો,
હિતપ્રદ કાર્યોમાં વપરાતો,
તો ગ્રહાતો, આયુષ્માં તો,
નિજ અર્થ જે શુભ સ્હાતો, તે ધન્ય દિવસ ગણાતો; કંઇ૦

---

## શ્રદ્ધાપૂર્વક સર્વમાં શુભદર્શન કરવા પ્રબોધ.

પદ ૩૦૪ ( સંકેલી વૃત્તિને વીરા બહારથી રે, એ લય )

જોયું આજ લગી તેં એના એ વિષે રે, કાંઇ જૂદું તું જોજે,
દૃષ્ટિ પલટીને જોઇ જૂદું દશે દિશે રે, મિથ્યા ભ્રાંતિને ખોજે.
જૂદું તું જોજે; [ધ્રુ] જોયું૦
કાળામાં કાળું જોવાનો, છે જ તને અભ્યાસ,
કાળામાં ધોળું જોવાનો, કરજે હવે તો પ્રયાસ રે; કાંઇ૦
કંઇક કાળથી રોગીમાં તું, જોતો આવે રોગ,
હાવે જોવા પ્રયત્ન કરજે, રોગીને તું નિરોગ રે; કાંઇ૦
તે જ ખરું જોવું કે જે દે, જોનારાને સુખ,
સુખ નથી ઉપજતું જોતાં, ભય, ચિંતા કે દુઃખ રે; કાંઇ૦
પ્રતિકૂલમાં પ્રતિકૂલ જોવું એ–તો છે તુજ સ્વભાવ,
તે સ્વભાવ બદલી પ્રતિકૂલમાં, ધરી જો અનુકૂલ ભાવ રે; કાંઇ૦
સારામાં સારું જોવું એમાં ન મહત્તા કાંઇ,
ખોટામાં દેખાય સારું તો, તે જ જોનારની મોટાઇ રે; કાંઇ૦
તપ્ત સ્તંભ જગતે દીઠો, પ્રહ્લાદે દીઠો શીત,
દૃષ્ટિ પલટતાં પરિણામે ત્યાં, કીધા ધ્યેય પ્રતીત રે; કાંઇ૦
સુરદાસે મુડદાને જોયું, કાષ્ઠ—સાપને દોર,
દૃષ્ટિ બદલતાં, એ વિધિ તેણે, કર્મ સાધ્યું અતિ ઘોર રે; કાંઇ૦
સુધન્વાએ શીતલ જોયું, કડકડતું જે તેલ,
ચમત્કારસરખા આ સઘળા, દૃષ્ટિ પલટવાના ખેલ રે; કાંઇ૦
અશાંતિમાં પણ શાંતિ જો તું, ક્લેશવિષે આનંદ,
એ જોતાં તું જાણીશ ગર્ભિત, દુઃખ ને પ્રભુનો સંબંધ રે; કાંઇ૦
જીવમાં શિવ શી રીતે જોવા, એની કળ ગુરુદેવ—
બતાવતા તે અર્થે હે જીવ! ઉપેન્દ્ર શ્રીગુરુ સેવ રે; કાંઇ૦

---

## चित्तमां जेनुं अधिक चिंतन होय छे, तदनुरूप विचारो बाह्य पदार्थोने जोतां प्रकटे छे.

પદ ૩૦૫ (કોઇ એક સમે, એ લય.)

પેલું કમલ જોઇ તમને સાંભર્યાં કહો કમલનયન કે કમલનયના ?[૧]
પેલો ચન્દ્ર નિહાળીને શું સાંભર્યું કહો ચન્દ્રશેખર કે ચન્દ્રાનના ?[૨]

---

૧ કમલસરખાં નેત્રવાળી સ્ત્રી. ૨ ચંદ્રસરખા મુખવાળી સ્ત્રી.

વળી અર્ધચન્દ્ર જોઇ સાંભર્યું કહો અર્ધનટીશ્વર કે શું અર્ધાંગના?
પેલાં કોમલ પુષ્પો જોઇ સાંભર્યાં, સાધુહૃદય કે ગાત્રો નારીતણાં?
જળમાં ખેલતાં મત્સ્ય ભાળી શું સાંભર્યાં, મત્સ્યાવતારી(કે)મત્સ્યલોચના[1]
પેલું પદ્મરાગ જોઇ સાંભરીયા ઓષ્ઠ કૃષ્ણકેરા કે કામિનીના ?
જેમાં ચિત્ત અખંડ રમાડયું હશે એવા સંસ્કારે થાતા અંતરના,
તેહ જ્યારે ને ત્યારે જેમાં ને તેમાં, પ્રકટી દાખવે ભાવ ભીતરના.
શેમાં ચિત્તને સંતત જોડેલું રાખવું, તેના વિચાર તો કરજો ઘણા,
(કાં જે) જેવું ચિંતન તેવાં ચઢાય પગથિયાં, ઉન્નતિનાં કે અવનતિનાં.

---

## विपत्तिमां पीलाता जीवनी रंकभावे इष्टने प्रार्थना.

પદ ૩૦૬ ( કહ્યું મન કેટલું, એ લય )

હાડે છેક શું જતો, કાંઇક દોરી તો ઢીલી મેલ.
પીલી પીલીને પુરો કર્યો છે,
હવે કહે કયાં સુધી કાઢીશ તેલ; હાડે છેક૦
બાપ થઈ કાં તાપ તું દેતો,
શીતળ મટી શું તું બન્યો ઉકળેલ; હાડે૦
સહસ્રાક્ષ તું થયો પણ તુજને,
જણાયું ન હું તે થોર કે કેળ ? હાડે૦
મારો તો જીવ જાવા બેઠો,
તારે મન હસવાનો એ ખેલ; હાડે૦
લોકો પણ તેને આર ન મારે,
સરળતાથી જે ચાલે બેલ; હાડે૦
ધણીનો ધણી તું થયો શું કરવા—
જગત્માં જેને તેને ખલેલ ?; હાડે૦
આગગાડીસમ કયાંથી ચાલે,
કહે આ દુબળા બળદની વહેલ; હાડે૦
જાણે છતાં પણ હજી શું તાણે,

---

૧ મત્સ્યજેવી આંખોવાળી સ્ત્રી.

આ તો આવી તુટવાની વેળ; હાડે૦
મૃગલી પણ મૃગને લઇ સોડે,
કરાવે કોડે નિરંતર ગેલ; હાડે૦
મૃગલીથી પણ મૃદુ તું કહાવી,
બતાવે આ તે શું પ્રેમના ખેલ! હાડે૦
શરણે આવ્યો ઉતારી લે તું,
ન જોવાતી આ દુઃખની રેલ; હાડે૦
ઉપેન્દ્ર પ્રભુ તુજને કોણ કહેશે,
થઇશ [જો] દુઃખ દેવામાં સામેલ; હાડે૦

---

## શાંતિની ગેયભાવના.

પદ ૩૦૭ ( જીવ ભજી લે સદ્‌ગુરુદાતાને, એ લય )

મારું જીવન સતત વહે શાંતિમાં,
શાંતિમાં–વિશ્રાંતિમાં; મારું૦
વસ્તુવિચારે કરી મન પડતું,–નથી અવનતિની ભ્રાંતિમાં,
ઉચ્ચ લક્ષ્યને લક્ષી રહેતાં, સતત વહે ઉત્ક્રાંતિમાં; મારું૦
હર્ષ શોક ન થતા અનુકૂલ પ્રતિકૂલ સ્થિતિની સંપ્રાપ્તિમાં,
દ્વૈતભાવ ક્યાંથી પ્રકટે આ, ચિન્મયતાની વ્યાપ્તિમાં; મારું૦
અતૃપ્તિના અંતરના અંકુર, પરિણમતા પર્યાપ્તિમાં,
ઉપેન્દ્ર એક અચલસ્વરૂપે રહું, આદિ, મધ્યે કે સમાપ્તિમાં; મારું૦

---

## સુખી ગૃહજીવન.

પદ ૩૦૮ (કહુ મન કેટલું, એ લય.)

પનોતું જાણજો, સુખી ગૃહજીવન તો સદાય.
જે ગૃહમાંહિ કુટુંબિ જન સઉ,
પરસ્પરને બહુ સ્નેહથી ચહાય; પનોતું૦
નાનાં મોટાં ઘરનાં જન સઉ,

ઘડીભર સાથે બેસી ગાય; પનોતું૦
ભલે હોયને સુકો ટુકડો,
પરંતુ સઉ સ્નેહે મળી ખાય; પનોતું૦
કળીસરખાં બાલક પણ જેમાં,
પુષ્પિત બનતાં–ખીલતાં જાય; પનોતું૦
સર્વવડે જ્યાં સદા સર્વદા,
હેતે અતિથિઆતિથ્ય કરાય; પનોતું૦
દંપતી સાથે સાધે સ્નેહે,
ક્રિયા જે સહકારી કહેવાય; પનોતું૦
પતિપત્ની જ્યાં એક બીજાને,
જરી જરી જોતામાં હરખાય; પનોતું૦
બેસી પરસ્પરમાં નિજ હિતની,
નિરંતર કંઇ કંઇ વાતો થાય; પનોતું૦
ભલે ન હોયે કોચ ખુરશી પણ,
બિછાનું સ્નેહનું જ્યાં પથરાય; પનોતું૦
એકરાગ ને એકરૂપતા,
સદોદિત જ્યાં અનવધિ રેલાય; પનોતું૦
(જે) હર્ષે હસતાં, ક્લેશે હસતાં,
રહે જે સદા સંતોષની માંહ્ય; પનોતું૦
પ્રભુનું નામસ્મરણ જ્યાં થાતું,
સુખી ગૃહજીવન તે જ ગણાય; પનોતું૦
નિજ ગૃહને એવું કરવાને,
થતો તત્પર સજ્જનસમુદાય; પનોતું૦

---

## દૃષ્ટવચનનું માહાત્મ્ય.

પદ ૩૦૯

सर्व धर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्व पापेभ्यो मोक्षयिष्यामि मा शुच ॥[1]

ઓ મધુર પ્રભુના વચન ! તુજમાં અમૃતથી પણ અધિક છે,
શ્રદ્ધાળુ જનને હૃદય તું, દૃઢ ધૈર્યકેરું પ્રતીકર છે?

---

૧ ધર્મમાત્રનો પરિત્યાગ કરીને મારા એકલાનું જ શરણ ગ્રહણ કર. હું તને સર્વ પાપમાંથી મુકત કરીશ, શોચન ન કર. ૨ મૂર્તિ.

રણકાર તુજ કર્ણે પડે ત્યાં ઉરે કંઇ કંઇ થાય છે,
કોઇ અવનવી અદ્દભુત ખુમારી, ઉરવિષે ઉભરાય છે.
જવ ઉપાધિથી ત્રસ્ત ને વળી ભયાકુલ મન થાય છે,
આ મર્મવાળા શબ્દકેરું મૂલ્ય તવ સમજાય છે.
આ દશદિશાથી દુઃખ, ક્લેશ, વિપત્તિની વૃષ્ટિ થતી,
તવ મઢીરૂપ થઇ દિવ્ય વાણિ! તું જ મુજને રક્ષતી.
આ નિત્યના જીવનતણા રગડાથી થૈને શ્રમિત હું,
વળી આધિવ્યાધિઉપાધિ નિરખી થયો હઉં ભયભીત હું;
શંકા પ્રતિકૂલ ભાવનાથી, બન્યો હઉં શંકિત હું,
તે ક્ષણે સાવધ કરે મુજને, એવી વાણી તું જ તું.
હું પદચ્યુત થઇને કદી, અચ્યુતસ્મરણથી વિમુખ થઇ,
કે કોઇ દુસ્સંસ્કારથી હું વિપથમાંહિ જઉં વહી;
કે આ જીવનની વિષમ ક્ષણ જેમાં કશું સૂઝે નહિ,
તે સમય આશ્વાસન દીયો, પ્રભુ! દિવ્ય વાણી એ કહી:—

સર્વ ધર્માન્ પરિત્યજ્ય મામેકં શરણં વ્રજ।
અહં ત્વા સર્વ પાપેભ્યો મોક્ષયિષ્યામિ મા શુચ॥

---

## લૌકિક અભ્યુદયકરતાં પારલૌકિક અભ્યુદય અધિક સ્પૃહણીય છે.

પદ ૩૧૦ ( કૃતિમનવચને એક રહીશ, એ લય )

મારે મન એ ન અધિક,
હું કયાં જન્મ્યો ને કોને ત્યાં, કે મારા પૂર્વજ કોણ હતા,
હું ભલે ભિખારી હોઉં છતાં, મારે મન એ ન અધિક.
કુળવાન્ ગણાઉં કે હું નહિ, લોકે મુજ ખ્યાતિ થઇ કે ગઇ,
કે મને ખુશામતિયા ભાઇ ભાઇ, મારે મન એ ન અધિક.
પણ મારા પોતામાં શું છે, 'મુજ જીવન પવિત્ર કેવું છે,
મુજ બંધુ! ખરેખર કહું છું કે, મારે મન એ જ અધિક.
જીવું કે ન જીવું વર્ષ બહુ, સંસારી રહું કે ત્યાગી થઉં,
વસું મહેલે કે ઝુંપડીમાં હું, મારે મન એ ન અધિક.

પણ મુજથી જે કંઇ થઇ શકતું, તે સર્વોત્તમ થતું કે ન થતું,
(મુજ) વાસ્તવ હિત કરતું ન કે કરતું, મારે મન એ જ અધિક.
મુજ બંધુના નેત્રથી પડતાં, અશ્રુ દુઃખનાં ઉર કંપવતાં,
જો મને આવડ્યાં તે લુછતાં; મારે મન એ જ અધિક.
સુખશય્યામાં આ દેહ જશે, કે જંગલમાં રઝળી પડશે,
એને ભુરાડશે કે ફુંકશે, મારે મન એ ન અધિક.
પણ જવ અવસાનસમય આવે, તે ક્ષણ સાક્ષાત્ પ્રભુ ભાવે,
આવી કહેઃ "મુજ રૂપ થા હાવે," મારે મન એ જ અધિક.
જો આવાં કર્તવ્યોઅર્થે, આ જીવન સદોદિત પ્રવર્તે,
તો જે આનંદ ઉરે વર્તે, મારે મન એ જ અધિક.

---

## अमर्याद स्वरूपदेशमां विहरनारनी उक्ति.

પદ ૩૧૧ ( છોડી દે આ ઉદાસી, એ લય )

રહીએ કાં દ્વાર વાસી,
વહીએ થઇ વિશ્વવિલાસી રે; રહીએ.

શરીરમાં બંધાઇ રહીએ શીદ, થઇને દેહાધ્યાસી રે; રહીએ૦
આશ્રમનું બંધન શીદ વ્હોરવું, થઇ યતિ કે સંન્યાસી રે; રહીએ૦
મનથી બંધાઇએ શી રીતે, એ પણ (જ્યાં) મિથ્યાભાસી રે; રહીએ૦
દેશ કાલ વસ્તુ ના બાધે, છઇએ સતત પ્રવાસી રે; રહીએ૦
દગ્ધરજ્જુવત્ માયાથી બં—ધાવાની(તો) આશા શી રે; રહીએ૦
અહં મમત્વ શી રીતે બાંધે, એ જ ગયું જ્યાં નાસી રે; રહીએ૦
બંધનહર્તા દ્વારમાત્ર ખોલ્યાં થઇ તત્ત્વાભ્યાસી રે; રહીએ૦
અનંત આ આકાશે ઉડીએ, ચઢીને અગમઅગાસી રે; રહીએ૦
ઉપેન્દ્રસ્વરૂપવિષે રમીએ ત્યાં, કહો ક્યાંના રહેવાસી રે; રહીએ૦

---

## मिथ्या ज्ञानि थवानुं छोडी अनुभवज्ञानि थवा अर्थे मर्मवचनो.

પદ ૩૧૨ ( જરી ધીમે ગાડી હાંકો રે, એ લય )

મારૂં ઢોલકડું એ[1] કહે છે રે, કાંઇ વેદાંતની વાતો.
મારો તંબુરોએ કહે છે રે, કાંઇ વેદાંતની વાતો.

---

૧ ઢોલક પણ.

મારા મંજીરાએ કહે છે રે, કાંઇ વેદાંતની વાતો.
જીવ શિવ મિથ્યા ભેદ છે, હું તું તે એ ભ્રમ,
કહે ઢોલકડા ! શું બધે, વ્યાપ્યું છે એક ? 'બ્રહ્મ' રે. મારો૦
પણ એમ કીધે શું વળ્યું, સમજાયો નહિ મર્મ,
એવું ને એવું રહ્યું આ, 'બ્રહ્મ' બોલતું ચર્મ રે; મારો૦
બોલ્યાથી ન વળે કશું, કરો કૃતિમાં કાંઇ,
તો તો મનુષ્ય છો નહિ તો, આ ઢોલકના ભાઇ રે; મારો૦
તતરૂપ જે ચૈતન્ય તે, શું એ મોટો ભ્રમ,
કહે તંબુરા ! આત્મતત્ત્વ જે કહે છે તે કોણ ? 'ત્વમ્' રે; મારો૦
રણકારી લલકારીને, કહે તંબુરો ' તું ',
ક્યાં છે તેને જાણવું પછી; કોણ તું ને કોણ હું; મારો૦
તત્ત્વમસિ ઉપદેશનું, પામો અનુભવ જ્ઞાન,
તો તો જ્ઞાની નહિ તો મારા, આ તંબુરાસમાન; મારો૦
મંજીરા પણ બોલતા, જાણે ' અહમ્ અહમ્ ',
પણ હું તું તે વસ્તુ શી, તેની તો નથી ગમ રે; મારો૦
સમજે નહિ ને મો'વડે, મિથ્યા બોલ્યે જાય,
મંજીરાની પેઠે તે પણ, માંહોમાંહ્ય કુટાય રે; મારો૦
જ્ઞાન તો છે સારૂં ઘણું, પણ સમજી જો ગ્રહાય,
તો તો સાર્થક નહિ તો મિથ્યા, જ્ઞાનથી હાસ્ય જ થાય રે; મારો૦

---

## पोतानामां स्वरूपैश्वर्यनुं भान करनार अभिमानीना उद्गार.

### પદ ૩૧૩ ( ગઝલ. )

વૃથા શંકા બધી છોડી, હવે નિઃશંક થા ભાઇ !
ધરી શ્રદ્ધા અચલ ઓ વીર ! ઝટ તું આવી જા આંહિં.
ખરેખર સુખ શાંતિ શું ચહે છે તુજ જીવનમાં ?
અરે તો યાર આવી જા અમારા અખાડામાંહીં.—
અરે ક્યાં જંગલે શોધે, જડીબુટ્ટી ચમત્કારી,
બતાવું આવ એ તો છે, અમારા હાથની માંહી.
અરે શું શોધતો તું પ્રેમ-પ્રેમતણી બૂમો પાડી,
અખિલ આ વિશ્વપ્રેમ ભર્યો અમારી આંખની માંહિ.

અરે સંપત્તિકાજે કાં ગુલામોં ગુલામની કરતો,
જરી તો જો ભરી સંપત્તિઓ અમ ચરણની માંહિ.
ભર્યું છે ગૂઢથી પણ ગૂઢ સઉ અમ ભજનની માંહિ.
અરે શું સિદ્ધિ સિદ્ધિઓ કરી તું શોધતો ફરતો,
રહી છે સિદ્ધિની કુંચી અમારી વાણીની માંહિ.
અરે શું સઉથી ઉંચું ભાળવા આંખો ઉંચી કરતો,
જરી નીચો વળીને જો અમારા હૃદયની માંહિ.
નથી જે સિદ્ધની પાસે, નથી જે યોગિની પાસે,
નથી જે જ્ઞાનીપાસે તે અમારી ઝોળીની માંહિ.
અરે જોવા ચહે શું અચલ અનુભવકેરી ખુમારી,
જુએ છે કાં બીજે, જો તો અમારી ખોપરીમાંહિ.
જગત્‌નું કે જગત્‌ની બ્હારનું જે કાંઈ તું પ્રચ્છે,
ભર્યું છે જાણ નિશ્ચય તે બધું આ અમારા માંહિ.
કરી લે યત્ન જોવાનો, નહિ તો માગી લે મુક્તિ,
છું તત્પર આપવા, છે જોર લેવા, તમારા માંહિ !

---

## સર્વ કોઈની શ્રદ્ધાની કસોટી થાય છે.

**પદ ૩૧૪** ( બદ કીસમતીસેં હો ગયે સામાં નયે નયે—એ લય. )

આ શ્રદ્ધાની કસોટીમાં આવ્યા ભલા ભલા,
ભક્ત, યોગી, જ્ઞાની ને મુનિ ભલા ભલા;—આ૦
આવ્યા, જેણે ધાર્યા જટા, અજિન મેખલા
કસોટિમાંહિ બ્રહ્મચારીઓ ભલા ભલા;—
ઘોર અરણ્યે વસી રહે જે એકલા,
સપડાયા કસોટીમાં તપસ્વી ભલા ભલા;—
વ્યવહારકેરી ઉત્તમ જે આપતા સલા,
આવ્યા છે તેવાએ કસોટીમાં ભલા ભલા;—
સીતા, સાવિત્રી, અનસૂયા ને અહલ્યા,
મૂકાયાં કસોટીમાં એવાં પણ ભલાં ભલાં;—
કેટલા દઉં દાખલા આગલા ને પાછલા,
કસોટીમાંથી બાકી નથી રહ્યા ભલા ભલા;—

માટે કહું છું ડર નહિ કસોટીથી અલ્યા !
આ શ્રદ્ધાની કસોટીમાં આવ્યા ભલા ભલા.

---

## आत्मस्वरूपनो अंतरमां साक्षात्कार करवा उपदेश.

પદ ૩૧૫ ( બોલતા કયું નહિ રે હરનામ, એ લય. )

જોતો કાં નથી તું નિજ રૂપ.
દેવને જોતો, દેવીને જોતો, જોતો સાધુ સંત,
એથી ન કંઇ સાચું વળે છે, શોધે યુગપર્યંત; જોતો૦
શાસ્ત્રને જોતો, વેદને જોતો, જોતો વિધવિધ પંથ,
અન્ય પુરુષથી શું વળે, જ્યાં લગી ન જડે નિજ કંથ; જોતો૦
અંતરૂથી પણ અંતર જે તે–ને તું શોધે બહાર,
આ જ કિનારે ભટકયેથી, શી રીતે જઇશ તું પાર; જોતો૦
આંખ ઉઘાડયે જે ન જણાતું, આંખ મીંચ્યે દેખાય,
યત્નવડે તે નથી પમાતું, વિણ યત્ને જ પમાય; જોતો૦
જેને તારું ગણી રહ્યો છે, કેવળ તેની પૃષ્ઠ,–
વાસ્તવ તારું નિજરૂપ ઝળકે, દષ્ટ અને અદષ્ટ; જોતો૦
તુજપણું જેને તું જાણે, તેની ભીતર પહોંચ,
ભીતર જાતાં, અગમ્ય ગતિથી, ચઢી જઇશ તું ટોચ; જોતો૦
પૂરેપૂરો ઉંડો ઉતર્યે, જોઇશ તું નિજરૂપ,
બાહ્ય ભૂમિ તો ઉખર ભૂમિ છે, (એ) અંતરૂભૂમિ ફળદ્રુપ; જોતો૦
એ તારું રૂપ જોવા અર્થે, દશ્યનો કરજે બાધ,
છોડીશ તુજ લઘુતા તો જોઇશ, વાસ્તવ વસ્તુ અગાધ; જોતો૦

---

## मूर्धारुप गगनमंडलमां उड्डयन करवा जीवपक्षीने सूचना.

પદ ૩૧૬ ( ચલા જા રે, ખે દર્દી, સિપઇયા, એ લય. )

ઉડી જા રે, ગગનમાં, પંખિડા ! શું અહિયાં તહિંયાં,
ભટકે આમ નીચી ભૂમિમાં.
ઝટ વહી જા, સ્થિર થઇ જા, શું૦
કેવું, કેવું. કેવું છે પેલું, આકાશ ભૂરું દ્રવ્યભરેલું,
તારો ત્યાં માળો, અગમ રૂપાળો, પંખિ ! ઉડાણ ત્યાં કરવાને હાલો:—

અરે સંપત્તિકાજે કાં ગુલામોં ગુલામની કરતો,
જરી તો જો ભરી સંપત્તિઓ અમ ચરણની માંહિ.
ભર્યું છે ગૂઢથી પણ ગૂઢ સઉ અમ ભજનની માંહિ.
અરે શું સિદ્ધિ સિદ્ધિઓ કરી તું શોધતો ફરતો,
રહી છે સિદ્ધિની કુંચી અમારી વાણીની માંહિ.
અરે શું સઉથી ઉંચું ભાળવા આંખો ઉંચી કરતો,
જરી નીચો વળીને જો અમારા હૃદયની માંહિ.
નથી જે સિદ્ધની પાસે, નથી જે યોગિની પાસે,
નથી જે જ્ઞાનીપાસે તે અમારી ઝોળીની માંહિ.
અરે જોવા ચહે શું અચલ અનુભવકેરી ખુમારી,
જુએ છે કાં બીજે, જો તો અમારી ખોપરીમાંહિ.
જગત્નું કે જગત્ની બ્હારનું જે કાંઈ તું ઇચ્છે,
ભર્યું છે જાણ નિશ્ચય તે બધું આ અમારા માંહિ.
કરી લે યત્ન જોવાનો, નહિ તો માગી લે મુક્તિ,
શ્રું તત્પર આપવા, છે જોર લેવા, તમારા માંહિ ?

---

## સર્વ કોઈની શ્રદ્ધાની કસોટી થાય છે.

પદ ૩૧૪ ( બદ કીસમતીસેં હો ગયે સામાં નયે નયે—એ લય. )

આ શ્રદ્ધાની કસોટીમાં આવ્યા ભલા ભલા,
ભક્ત, યોગી, જ્ઞાની ને મુનિ ભલા ભલા;—આ૦
આવ્યા, જેણે ધાર્યા જટા, અજિન મેખલા
કસોટિમાંહિ બ્રહ્મચારીઓ ભલા ભલા;—
ઘોર અરણ્યે વસી રહે જે એકલા,
સપડાયા કસોટીમાં તપસ્વી ભલા ભલા;—
વ્યવહારકેરી ઉત્તમ જે આપતા સલા,
આવ્યા છે તેવાએ કસોટીમાં ભલા ભલા;—
સીતા, સાવિત્રી, અનસૂયા ને અહલ્યા,
મૂકાયાં કસોટીમાં એવાં પણ ભલાં ભલાં;—
કેટલા દઉં દાખલા આગલા ને પાછલા,
કસોટીમાંથી બાકી નથી રહ્યા ભલા ભલા;—

માટે કહું છું ડર નહિ કસોટીથી અલ્યા !
આ શ્રદ્ધાની કસોટીમાં આવ્યા ભલા ભલા.

---

## आत्मस्वरूपनो अंतरमां साक्षात्कार करवा उपदेश.

પદ ૩૧૫ ( બોલતા કયું નહિ રે હરનામ, એ લય. )

જોતો કાં નથી તું નિજ રૂપ.
દેવને જોતો, દેવીને જોતો, જોતો સાધુ સંત,
એથી ન કંઇ સાચું વળે છો, શોધે યુગપર્યંત; જોતો૦
શાસ્ત્રને જોતો, વેદને જોતો, જોતો વિધવિધ પંથ,
અન્ય પુરુષથી શું વળે, જ્યાં લગી ન જડે નિજ કંથ; જોતો૦
અંતરૂથી પણ અંતર જે તે-ને તું શોધે બહાર,
આ જ કિનારે ભટકયેથી, શી રીતે જઇશ તું પાર; જોતો૦
આંખ ઉઘાડયે જે ન જણાતું, આંખ મીંચ્યે દેખાય,
યત્નવડે તે નથી પમાતું, વિણ યત્ને જ પમાય; જોતો૦
જેને તારું ગણી રહ્યો છે, કેવળ તેની પૃષ્ઠ,-
વાસ્તવ તારું નિજરૂપ ઝળકે, દૃષ્ટ અને અદૃષ્ટ; જોતો૦
તુજપણું જેને તું જાણે, તેની ભીતર પહોંચ,
ભીતર જાતાં, અગમ્ય ગતિથી, ચઢી જઇશ તું ટોચ; જોતો૦
પૂરેપૂરો ઉંડો ઉતર્યે, જોઇશ તું નિજરૂપ,
બાહ્ય ભૂમિ તો ઉખર ભૂમિ છે, (એ) અંતરૂભૂમિ ફળદ્રુપ; જોતો૦
એ તારું રૂપ જોવા અર્થે, દશ્યનો કરજે બાધ,
છોડીશ તુજ લઘુતા તો જોઇશ, વાસ્તવ વસ્તુ અગાધ; જોતો૦

---

## मूर्धारुप गगनमंडलमां उड्डयन करवा जीवपक्षीने सूचना.

પદ ૩૧૬ ( ચલા જા રે, બે દર્દી, સિપઇયા, એ લય. )

ઉડી જા રે, ગગનમાં, પંખિડા ! શું અહિયાં તહિંયાં,
ભટકે આમ નીચી ભૂમિમાં.
ઝટ વહી જા, સ્થિર થઇ જા, શું૦
કેવું, કેવું, કેવું છે પેલું, આકાશ ભૂરૂં દ્રવ્યભરેલું,
તારો ત્યાં માળો, અગમ રૂપાળો, પંખિ ! ઉડાણ ત્યાં કરવાને હાલો;—

જે છે, જે છે, સઉથી પર જે છે, સ્થાનક તારા નિવાસનું તે છે,
જીવત્વગાળો, ત્રોડીને ચાલો, ઊર્ધ્વ પ્રદેશ જે બૃહદ્ રસાળો;—
તું તો, તું તો, અધોદેશ ફરતો, મુકતત્વ તારું સમૂલ જે હરતો,
છોડી એ ફાંસી, બનીને ઉલ્લાસી, થઈ રહે તું આજ ગગનનિવાસી;—

## जगत्‌मां आवीने वास्तव कर्तव्य न करनारप्रति उपालंभवचनो.

પદ ૩૧૭ ( મઝા દેતે હે કયા યાર, એ લય. )

કયા કીયા કહો યહાં આઇ, આલમમેં આને વાલે !
લે કર ખુબ ષડ્રસ સ્વાદ, યહ જીંદગી કી બરબાદ,
કુછ કિયા પ્રભુકો યાદ ? લડુ ઉડાનેવાલે !—
ધું ધું કર પ્રાનાયામ, લે લીયા યોગીકા નામ,
કુછ દેખા સ્વરૂપ લલામ ? હડ્ડી સુકાનેવાલે !—
લે કર ભકિતકા વેશ, ખુબ કીયા ઠાઠ હમેશ;
કુછ દેખા હૃદય, હૃષીકેશ ! ઝાંઝર બજાનેવાલે !—
કહેતે તુમ કરતે જાપ, કુછ ધોયા હૃદયસેં પાપ,
ધોઈ જીવપનેકી છાપ ? માલા ફીરાનેવાલે !—
લે મિથ્યા ગુરુકા વેશ, જો દેતે હો ઉપદેશ,
વો આચરતે હો લેશ ? દુનિયા ભુડાનેવાલે !—
જો ચાહો તુમ કલ્યાન, તો ધરો ઈસી પર ધ્યાન,
ફીર નહિ મિલે ભગવાન્, ઐસે સુનાનેવાલે:—

## इष्टमूर्तिने संमुख जोती वृत्तिनां रसभरित वचनो.

પદ ૩૧૮ ( શીતલ ચંદ્રજેવું વદન કાંતિમાન, એ લય. )

કંદર્પ કોટિસરખી, આ મૂર્તિ શી ! લહાય,
અવનવું આ નેત્રે ન્યાળી, ઉરમાં કંઇ-કંઇક થાય.
જોવા એ ઇચ્છું નાં તોએ, જોવાઇ જવાયે છે
સાવધ રહું તોએ છુપાં રોમાંચ થાયે છે,
મનથી ચહું એ ના દૂર જાય, જાય, જાય કે વિલાય;—

લજ્જાનું કારણ નહિ પણ લજવાઇ જવાયે છે,
ઇચ્છું ન, તો એ ભાવો ભજવાઇ જવાયે છે,
કારણ જે આનું ગુપ્ત કાંય, કાય, કાંય (તે) ન જણાય;—
એને હું હસતી જોતાં હુંથી હસાયે છે,
એને હું વસતી જોતાં હુંથી ધસાયે છે,
પ્રેમામૃત આંખલડીએ પાય, પાય, પાય, હરખાય;—
એને કરૂં પરવશ કે એ મુજને બનાવે છે,
એના પ્રતિ જઉં છું કે એ મારા પ્રતિ આવે છે,
અટપટું એવું આ શું થાય, થાય, થાય, ન કળાય;—
શમાય એ મુજમાં કે હું એમાં શમાઉં છું,
મારાથી એ કે એનાથી હું શરમાઉં છું,
મારાથી જાણ્યું ન જાય, જાય, જાય, એ જરાય;—
જાણ્યો–જાણ્યો આ બધો ખેલ તો ઠાલો છે,
આકર્ષે–આકર્ષાયે, એ તો મુજ વહાલો છે,
શમીએ આ એક બીજામાંહ્ય, માંહ્ય, માંહ્ય, તે સદાય;—

---

## જયગુરુ.

પદ ૩૧૯ ( દશદિશ શાંતિ કેવી છવાઇ, એ લય. )

સાધક બંધુપ્રતિ સસ્નેહ, વદીએ **જયગુરુ**,
અર્પો શ્રેય નિઃસંદેહ, તમને **સદ્ગુરુ**.
હોયે પરમ હિતકર જેહ,
દેજો શીઘ્રતાથી તેહ; તમને **સદ્ગુરુ**.
સાર્થક થવા માનવ દેહ,
સિંચો નિજ કૃપારૂપ મેહ, તમને **સદ્ગુરુ**.
નિજ રૂપ-કરો દાખવી નેહ,
અભિલાષા અમારી એહ; તમને **સદ્ગુરુ**.

---

## आरंभक स्तवन.

પદ ૩૨૦ ( વહારે ચઢ નટવર મારી, એ લય )

જય જય સર્વાંતર્યામિ ! જય જય ગગનસદનગામિ !
પરિણામી. પદના છો આપ સ્વામી;
નિજ પદના પણ દાતા, પતિતોના પણ ત્રાતાઃ ···

આપ અનુપ અરૂપ તોય પણ સ્વરૂપને પણ ધરતા,
[1]અચ્યુત પદમાંથી પણ ચ્યુત થઈ,
ઉદ્ધરતા, ભયહરતા, ભવભર્તા, જયકરતા;— જયપ૦
એ ઉપકાર અમાપ આપના, અમે ન શકીએ જાણી,
પ્રત્યુપકાર ન થાતાં કેવળ,
પ્રભુ ! નમીએ. પદે રમીએ, તવ અમિએ,[2] સહુ શમીએ; જયપ૦

## સ્વાગત.

પદ ૩૨૧ ( સખિ ! જો આ શોભે કેવાંરે, એ લય. )

આવો મુજ બંધુ ! આવો આજ, કહોને પ્રસન્ન તો છો ને ?
નિજ કુટુંબ સ્નેહી તથા ઐશ્વર્ય—થી સંવર્ધિત તો છો ને ?
સહુ વાતે કહોને કુશલ છો પ્રિય ! શરીર મન ને આત્માથી ?
દૃઢ પ્રેમ ભક્તિથી લાગ્યું ચિત્ત, રહે છે ને પરમાત્માથી ?
નિજ સમયતણો સારો ઉપયોગ, સારી રીતે થાયે છે ને ?
નિજ જીવન ઉચ્ચ ઉચ્ચતર નિત્ય, કહો વિકસ્યે જાયે છે ને ?
ગુરુસાધનથી આ મનમાતંગ, ઠેકાણે તો રહે છે ને ?
ગુરુકરુણાબલથી આ ભવજંગ મિથ્યારૂપ, મતિ લહે છે ને ?
આ જગમાં આપણું શું કર્તવ્ય, રહે છે ને તે સ્મરણવિષે ?
જે પદ જ્ઞાતવ્ય તથા પ્રાપ્તવ્ય, વહે છે વૃત્તિ તેહ દિશે ?
નિજ બાલક, સ્ત્રીની ઉન્નતિકાજ, યત્ન તો કરતા રહો છો ને ?
વળી ઉન્નત કરવા લોકસમાજ, તદર્થ યત્ને વહો છો ને ?
નિર્મલ ને ઉચ્ચ વિચારપ્રવાહ, વહે છે ને અભ્યંતરમાં ?
આગ્રહ, શ્રદ્ધા, ઉત્સાહ જ્વલંત, રહે છે ને બહિરંતરમાં ?
ભય દુઃખ કલેશને ચિંતામાંહ્ય, અવિકળતા ટકી રહે છે ને ?
સુખદુઃખઉભયથી રહી રહિત, અંતર્ ગુરુ ગુરુ કહે છે ને ?
આ લૌકિક ભોગની માંહે પ્રેમ—ની રહે છે ને મર્યાદા ?
ને અમર્યાદ ભક્તિ ને પ્રેમ, ગુરુમાં રહે છે ને વાધ્યાં ?
ગુરુસેવા, દાન, ધ્યાન ને જ્ઞાન, ઉરથી નથી વિસરાયાં ને ?
છોડી સાચા સદ્ગુરુની છાંય, બીજે નથી ભરાયા ને ?

---

૧. નીચે ન અવાય એવા પદમાંથી પણ નીચે આવીને અર્થાત્ અવતાર લઇને. ૨. આપની કૃપામાં.

આ કામ, ક્રોધ, મદ, મોહ વિકાર—નો જય કરતા રહો છો ને
હાનિકર માર્ગથી બચીને વીર ! સુખપ્રદ માર્ગે વહો છો ને ?
અંતરમાં થાયે અતિ આનંદ, આજ પરસ્પર મળવાથી,
એથી પણ થશે અધિક આનંદ, ઉપેન્દ્રપદમાં ભળવાથી.

---

## एक नवीन प्रकारनुं गांडपण.

પદ ૩૨૨ ( એની વસુંધરા તપતી છે આજ, એ લય. )

કંઈ લોકોને લાગ્યું છે આજ, એક નવીન જાતનું ગાંડું,
ઉતરે લડાઇમાં લઇને આજ, હાથમાં બુઠું ખાંડું.
આ જગના સઘળા લોકો, કેમ જાણે અધોગતિ જાતા,
ચહે પોતે બનવા ત્રાતા, તેના ત્રાતારે; નવી૦
' પુરુષો આ રીતે સુધારું, આ રીતે સ્ત્રિયો સુધારું, '
આવ્યું છે એવું વહારું, કાંઇકને વહારું રે; નવી૦
' હું લેખ લખી ઉપદેશું ? હું વક્તા થઇને બેસું ?
વા સમાજ કહાડું કે શું, કહાડું કે શું રે; ' નવી
કોઇ દેશ સુધારવા લખતું, કોઇ જ્ઞાતિ સુધારવા મથતું,
ઘરનું છોકરું ન સુધરતું, પણ ન સુધરતું રે; નવી૦
પોતે જાતે ન સુધરવું, બીજાને કહેતા ફરવું,
સઉને કંઈ એવું હડકવું, લાગ્યું હડકવું રે; નવી૦
છોડીને મિથ્યા વાણી, જરી જોજો નિજને નાણી,
છે કેટલું તમમાં પાણી, તમમાં પાણી રે; નવી૦
પહેલાં જાતે સુધરી જઇ, પછી જગત્ સુધારો ખુશી થઇ,
કડવી પણ આ વાણી કહી, તે સાચી કહી રે; નવી૦

---

## शुकजनकाख्यान.

પદ ૩૨૩ ( ચોપાઇ )

જ્ઞાન પામવા શુકમુનિ જ્યારે, ચાલી ગયા છે જનકને દ્વારે.
સેવકદ્વારા જનકને કહાવી, દર્શન કરવા આજ્ઞા મગાવી.

જનકરાય સમજી ઉર હેતુ, ભૃત્યને કહ્યું: "સ્તંભો" એમ કે' તું.
સેવકે આવીને આજ્ઞા કહીઃ ' સ્તંભો ' કહે છે જનક વિદેહી.
આજ્ઞાપ્રમાણે શુક ત્યાં ઉભા, જાણ્યું જનકની થશે જ કૃપા.
ખાધાપીધાવિણ કે વિણહાલ્યે. એક સ્થળે એ ત્યાં ઉભા રે'
એવી રીતે વીત્યા દિન સાત, વ્યાસવપુજ[1] ન ચળ્યા તિલમાત્ર.
દિવસોપર દિવસો જવ ભાગ્યા, શુક મનને તવ કહેવા લાગ્યા:

શુક— 　　પદ ( પ્રભુ પ્રણત જનોને પાળો, એ લય )

મન ! ડગીશ નહિ તું લગારે,
મસ્તીમાં રહે તું તારે;—
સ્મરણ રાખજે, જ્ઞાન પામવા, તું આવ્યું ગુરુદ્વારે;—
જીવનમાં આવો અવસર તો, આવે ન વારેવારે;—
કષ્ટસહનની કીંમત છે નહિ, જ્ઞાનની આગળ મારે;—
કષ્ટ સહે આ ક્ષણ જે તે પછી, અખંડ મોજ જ મારે;—
ઇન્દ્રિયગણ ! વૃત્તિગણ ! રહેજો, પ્રસન્ન તમે તમારે;—
શુકને આજ્ઞા મળશે અહિંથી, તસુ પણ ચસશે ત્યારે;—

( ચોપાઇ. )

સાત દિવસ જવ વીતવા આવ્યા, સમાચાર તવ જનકને કહાવ્યા.
કહ્યું ભીતર ખંડે પ્રવેશાવો, આજ્ઞા દઉં તવ અંદર લાવો.
દ્વારપાલ આજ્ઞા લઇ આવ્યો, શુકને ભીતર ખંડે લાવ્યો.
સેવકે કહી ત્યાં જનકાજ્ઞાને : ' સ્થિર થઇને રહો આ સ્થાને. '
બહાર ગયો સેવક એમ કહેતો, આસપાસ શુક જુએ છે ત્યાં તો.
(શુક) સહસા લાગ્યા વિચારવાને, જનકે કહ્યું, 'સ્થિર રહો આ સ્થાને.'
તો પછી બીજે જોઉં શાને, ભંગ કરીને ગુરુઆજ્ઞાને.
એમ ધારી મર્યાદા આંકી, ઉભા શરીરદૃષ્ટિ સ્થિર રાખી.
ધન્ય ધન્ય શુક ! ભક્તિ તારી, ધન્ય કસોટી જનક ! તમારી ! !
મન વૃત્તિ શુકે અંતર રોપ્યાં, તે પ્રતિ આ વિધિ વચન પ્રબોધ્યાં:

પદ ( પ્રભુ હૃદય કમલ દીપાવો, એ લય. )

શુક—મન ! નિશ્ચલ નિર્ભય રહેજે, અંતરથી ગુરુ ગુરુ કહેજે,
આ સુગમપણે બધું સહેજે, મન૦ ધરી શ્રદ્ધા અપરંપાર.

---

૧ વ્યાસના પુત્ર.

જો કષ્ટો આ સહેવામાં, કદી જણાય તો (તે) કહેવામાં,
ના કર સંકલ્પ નકામા રે, જો૦ તું શ્રદ્ધાને જ વધાર.
બલવતી શ્રદ્ધા દૃઢ થાતાં, સુખ આમાં અપૂર્વ જણાતાં,
ઉર હર્ષઓઘ ઉભરાતા રે, બલ૦ દુઃખનો થતો પરિહાર.
સર્વસ્વ આપી દે એવી, આ સ્થિતિની વાત શું કહેવી,
શુક રહેશે સદાય સેવી રે, સર્વસ્વ૦ શ્રદ્ધાનો જયજયકાર.
આ વિધિ પ્રશાંત મનને રાખી, સ્થિર થઇ રહ્યા છે ત્યાં શુક ત્યાગી.

( દોહરા. )

આમ કંઇક દિવસો વીત્યા, ત્યાં અંતઃપુરમાંહિ,
વિરાજતા વૈદેહિને, સ્મરણે આવ્યું કાંઈ.
પાસે ભૃત્ય ઉભો હતો, તેના પ્રતિ તત્એવ,
જોઇ કહ્યું, ' જો તો ખરો ! ક્યાં છે તે શુકદેવ ? '
જઈ આવી કહ્યું સેવકે, જોયું મેં સ્વયમેવ,
મહારાજ ! આ ખંડમાં, સ્થિર ઉભા શુકદેવ.
જનકે કહ્યું, અરે ! હું તો, ગયો ભૂલી એ વાત,
જા, જા, સત્વર લાવ અહિં, તેનો ગ્રહીને હાથ.

ચાલ્યો સેવક તેડવા જ્યારે, જનક વિચારે ઉરમાં ત્યારે:
**જનક**—' અહો ધન્ય ભાગ્ય છે મારું, શુક ! તેં મુજ શિષ્યત્વ સ્વિકાર્યું;
તુજ સરખા નથી સ્વર્ગીય દેવો, શુક ! તું એક જ તારા જેવો.

પદ. ( નાથ કૈસે ગજકો બંધ છુડાયો, એ લય. )

ખરેખર, શિષ્યસ્થિતિ કષ્ટકારિ;
સ્થિતિ એકે ન, એની તુલ્ય થનારી; ખરે૦
મોટા ઋષિમુનિયોગિઓ પણ, ત્યાં તો જાતા હારી,
પરમ ગહન છે શિષ્યધર્મ એમ, કહે છે વનના વિહારી; ખરે૦
નિવૃત્તિ, નિશ્ચિંતતાની ન આશા, શરીરની જ્યાં હાડમારી,
પ્રતિકૂલમાં અનુકૂલ ભાવો, ધરવાની ફરજ પાડનારી; ખરે૦
એક તરફથી ક્રિયા જુએ તો શ્રદ્ધા ડગાવનારી,
એવે સમયે ભલા ભલાની, જાયે જ્યાં મતિ મારી; ખરે૦
પોતાનું સ્વત્વ દાબી ગુરુવચને, સત્યપણું લહેનારી,
તે ક્ષણ પણ કઈ શ્રદ્ધાલુ મતિ, ગુરુને અનુસરનારી ? ખરે૦
ખરી કસોટીમાં જે નથી ડગતા, તેની જગે બાલહારી,
ધન્ય એવા શુકદેવ ! તું ઉપર, જાય જનક આજ વારી; ખરે૦

( ચોપાઇ. )

પેલી તરફ સેવક તો ચાલ્યો, જઇને શુકમુનિનો કર ઝાલ્યો.
શુકને કહે હે અતિથિરાજ ! ચાલો તેડે તમને મહારાજ.
સ્તબ્ધીભાવ ક્ષણ શુકમુનિ પામ્યા, પ્રથમ તો તે સેવકને નામ્યા.
હર્ષ ઉરે જેનો નહિ માય, ( તે ) ચાલ્યા જનક અંતઃપુરમાંય.

( હરિગીત. )

હર્ષિત અવસ્થા જોઇ મનની, મનપ્રતિ શુક ન્યાળતા,
મનને અધિક દૃઢભાવ ભક્તિમય થવા સંભાળતા;
મન અધિક ઉત્તેજિત થવા, જેમ જેમ આગળ જાય છે,
તેમ તેણ શુકમુનિ મનપ્રતિ ઉર આ વિધિથી ગાય છે:

પદ. ( જય જય નરહરિ દાતા, એ લય. )

**શુક**—ઉત્તરોત્તર, બલવત્તર, મન સત્વર, તું થાજે,........
તત્પર ગ્રહેવા ગુરુવર.[1]
અભ્યંતર, મધ્ય, ઉપર,
બહિર ભીતર નિડર તું ફર,
સચરાચર વ્યાપ્ત સભર,
અભયંકર સદ્‌ગુરુવર;—
નિરંતર તું ગુરુવર સ્મર,
ઉચ્ચર મુખ, ધ્યાનમાં ધર;
શ્રેયસ્કર અજહરિહર,
મહેશ્વરથકી પણ પર;—
સ્મરતાં ગુરુશબ્દાક્ષર,
રોમ રોમ થઇ તરવર,—
ઝણ ઝણ્યાં ન જો થરથર,
જાણ શુક ન તું, પણ સુકર.[2]—

આ વિધિ મુનિ ઉર ગાતા ગાતા, ગુરુસ્મરણ બનીને મદમાતા;
સેવકનો ઝાલીને હાથ, આવ્યા જ્યાં છે જાનકીતાત.
જોતાં જનકરાય સાક્ષાત્, આ વિધિ સ્તુતિ કરી, કરી પ્રણિપાતઃ

---

૧ ગુરુનો અનુગ્રહ. ૨ ડુક્કર.

પદ. ( એક જ્વાલા જલે તુજ નેનનમાં, એ લય. )

શુક—મારા પ્રકટ પરાત્પર પરમાત્મન્ ! પ્રેમાસ્પદ પ્રભુ પ્રણમું-પ્રણમું.
મારા પ્રાણાધાર પ્રિયતમ ભગવન્ ! પ્રીતિભાવવડે પ્રણમું-પ્રણમું.
હો સર્વસ્વરૂપ સ્વતંત્ર સદા, છે આપવિષે ત્રિગુણાતીતતા,
નથી આદિ મધ્ય કે અંતિમ જ્યાં, બની મુગ્ધ હું ત્યાં વિરમું-વિરમું.
તવ ચરણકમલમાં ગુંજી રહું, તવ નયનકમલનો ગંધ ગ્રહું,
તવ હૃદયકમલમાં બંધ થઉં, હું યાચી ભ્રમરપદ એવું નમું.
નથી મારે નાથ ! જવું ગગને, બની જનક મને લઇ આપ કને,
નિજ હસ્તપિંજરે આ શુકને, પૂરી રાખો હું જેમાં સદાય રમું.

( દોહરા. )

આ વિધિ સ્તુતિ કરીને પુનઃ શુકે કર્યો પ્રણિપાત,
આસપાસ દૃષ્ટિ જતાં, જોયો વિભવ અમાપ.
રત્નજડિત પર્યંકમાં, પોઢ્યા'તા વૈદેહિ,
આમ તેમ જોતા હતા, રાખી દૃષ્ટિ સ્નેહી.

( છપ્પો. )

પયકલશાન્વિત એક, ધોતી ચરણો જલકલશે,
ચંદનવર્ણી એક, તનુપર ચંદન સ્પર્શે,
પ્રફુલ્લ પદ્મિની એક, જનકપદપદ્મ તળાંસે,
મીનલોચના એક, જનક લોચનસહ હાસે,
રતીની પણ રતીપુર નથી કિંમત જેની આગળે,
એવી સુન્દરી સારિકા, ત્યાં શુકનું કોણ સાંભળે.
જોયા વળી સઉ ભાતિના ભોગ, આ શું હશે બહુ ચન્દ્રનો લોક,
એવું શુકના મનમાં થયું, શુકનો બોધ બધો ભૂલી ગયું.
ક્ષણમાં વિપરીત ભાવે ચઢયું, શંકાની ટોચે જઇ અડયું.
સ્તબ્ધસમા બની શુકમુનિ કરતા તર્કકુતર્ક,
ત્યાં તેના કાને થયો, જનકશબ્દસંપર્કઃ

( છપ્પો. )

જનક—કહો મુનિ શુકદેવ ! તમારા પિતા કુશલ છે ?
કહો મુનિ શુકદેવ ! શરીર નિરોગ સબલ છે ?
કહો મુનિ શુકદેવ ! કંઇ ચિંતા ભેગી છે ?
કહો મુનિ શુકદેવ ! ચિત્ત શું ઉદ્વેગી છે ?

સ્વસ્થ શાંત થઇને કહો, આજ જનકને બારણે,
એકાએક અતિથિસમ, આવ્યા છો શા કારણે ?
ક્ષણમાં સાવધ શુક મુનિ બન્યા, જનકરાયને ફરીથી નમ્યા.

શુક—કહ્યું. 'પિતા છે કુશલ ક્ષેમ, આપનું કુશલ પૂછ્યું સપ્રેમ,
આવ્યો'તો અહિં બહુ દિવસથી, દ્વારે કરી રહ્યો'તો સ્થિતિ.
આવ્યો'તો લેવાને જ્ઞાન, પણ એક સંશય ઉપજે મહાન્,
આજ્ઞા હોય તો વિદિત હું કરૂં, હું તો આપનું છું છોકરૂં.
કરજો અપરાધોને ક્ષમા, સંશય પ્રકટયો છે આપમાં.
જાણી ગયા હતા જનક, શુકમનનો સંદેહ,
તોય નિર્ભયપણે, કહો મનમાં હોય જેહ.

શુક—કહ્યું પિતાને એક દિન, દેવા તત્ત્વજ્ઞાન,
વધ્યા, જ્ઞાની બીજા નથી, જગમાં જનકસમાન.
સઉથી ઉત્તમ પામવું, હોયે તત્ત્વજ્ઞાન,
જાઓ જનકસમીપ તે, દેશે જ્ઞાનનું દાન.
આથી કંઇક દિવસ થયાં, આવ્યો છું હું આંહિ,
જોઉં આપને તો મને, ભાસો માયામાંહિ
માયાની મધ્યે રહ્યા, છતાં પમાય શું જ્ઞાન ?
વિલાસભોગ કર્યા છતાં, જણાય તત્ત્વ મહાન્ ?
શુક મુનિની શુણી આવી વાણી, જનક વધ્યા પ્રીતિને આણી,
સઘળો મનનો સંશય જશે, સમય આવતાં રહેશે ન રજે.
પ્રથમ કહો, ભોજનને કરી, તમે વિશ્રાંતિ લીધી ખરી ?
બોલ્યો સેવક આવી પાસ, એમને બહુ દિનના ઉપવાસ;
આપની આજ્ઞાવિણ નથી જમ્યા, ક્ષુધા તૃષાદિને છે દમ્યાં.
જનકે કહ્યું, અરે હું ભૂલ્યો, આ ઉપાધિમાં હતો હું ડૂલ્યો.
મુખથી બીજું કહ્યું નહિ કશું, મુખ ગંભીર કર્યું (પણ) અંતર હસ્યું.

जनक—પ્રથમ પધારો અહિંથી મુનિ, રસોઇ જમી લો ઉની ઉની.
પછીથી નિવૃત્તિથી સુઓ. શરીરતણો સઘળો શ્રમ ખુઓ.
સાન થતાં ચંદ્રાનના, ત્યાં તો આવી ચાર,
(જનકે) કહ્યું, કરાવી સ્નાન, હરો મુનિશરીરનો ભાર—
ઉત્તમ ભોજન આપજો, પીરસજો રહી પાસ,
પછી એમને આપજો, નિવૃત્યર્થ નિવાસ.

મુનિને પછી તો લઈ ગયું, સુંદરીઓનું યૂથ,
સંકોચાતા હૃદયથી, ગયા વ્યાસમુનિસુત.
જનકાજ્ઞા અનુસાર તેમને કરાવ્યું સ્નાન;
પછી તેમને લઇ ગયાં, જમાડવા પકવાન્ન.
જમવાને માટે હતું, અતીવ સુન્દર સ્થાન;
રત્નજડિત બાજઠઉપર, બેસાડયા દઇ માન.
ષડ્રસ ભોજનથી ભર્યો, આવ્યો સુવર્ણથાળ,
સુન્દરીએ સસ્મિત કહ્યું, આરોગો મુનિબાળ !

શુક જ્યાં લે છે પ્રથમ ગ્રાસ, દૃષ્ટિ ગઇ માથાપર ખાસ.
જોતાં ચમકયા શુકસુજાણ, ત્યાં ટાંગ્યો'તો એક પાષાણ.
મસ્તકઉપર એ ઝુલતો, એક તાંતણે ટાંગ્યો હતો.
કાચો ને ઝીણો એક તાર, તે પર તેનો હતો આધાર.
વળી તે જરી જરી હાલતો હતો, શુકઉરમાં ભય ઉપજાવતો.
દીસતો હતો તે અતિશય ભારી, પડતાં તત્ક્ષણ કરે ખુવારી.
માથે લટકતો જ્યાં આ દીઠો, મુનિના અંતરૂમાં ભય પેઠો.

શુક—પડયો કદી આ માથે મારે, ફરી ઉઠાશે ન આ જન્મારે.
એક તરફથી જમતા જાય, બીજી તરફ એ જોતા જાય.
સ્વાદ બધો જમવાનો ગયો, જાણે ન જમે પદાર્થ એ કયો.
વિવિધ ભાતિનાં સ્વાદુ અન્ન, પીરસાતાં કરવા ભોજન.
આવે છે શું ભાણામાંહિ, શુકમુનિ તે નવ જાણે કાંઇ.
સુન્દરીઓ આગ્રહ અતિ કરી, લાવી વસ્તુ મૂકે ફરી ફરી.
પાત્રે નવી નવી મૂકાય વાની, પણ શુક તો પાષાણે ધ્યાનિ.
જેમ તેમ કરી ભોજન પૂરૂં કર્યું, મુખવાસાર્થે તાંબલ ધર્યું.

પછી બીજા સ્થલમાં ગયા, મુનિ નિવૃત્તિકાજ,
પણ ઉરમાંહિ કર્યા કરે, વિચાર આના આ જ.

શુક—શા માટે ટાંગ્યો હશે, માથાપર પાષાણ,
એને માટે શું હશે, મળ્યું ન બીજું સ્થાન ?
અચરજપર અચરજ અતિ, આ સ્થાને દેખાય,
લેતા પહેલા જ્ઞાન નવું, હોય તેહ પણ જાય.

( સોરઠા. )

જનકરાય વિદ્વાન્, તે નિર્હેતુક ના કરે;
આવાં કારસ્થાન, પરના પ્રાણ જવાસમાં.

હશે શું આનો અર્થ, તે પણ કંઇ સમજાય નહિ,
તેમ છતાં તે વ્યર્થ, હોયે તેહ મનાય નહિ.
(મને) ભય પમાડવા કાજ, જનકે હશે મૂકાવીયો,
હુંએ પણ તેમાંજ, ભડકી ત્યાંથી ના ખસ્યો.
મનથી શુક વિચારે આમ, દીઠો ભૃત્ય ત્યાં કરતો પ્રણામ.
આપને જો હવે અનુકૂલ ભાસે, પધારશો તો ભૂપતિપાસે ?
વિનયશબ્દ આ ભૃત્યે કહ્યા, શુણી તે શુક ભૂપતિપ્રતિ ગયા;
જનકે સ્નેહથી બોલાવીયા, સમીપ આસને બેસાડીયા.
પણ ત્યાં જોયો એક પ્રસંગ, જોતાં કંપી ઉઠયું શુકઅંગ;
પર્યંકે પોઢયા ભૂપતિ, કેવલ નિકટ એક સ્ત્રી હતી.
મૅકયો'તો કર જનકે અનુરાગે, તે સ્ત્રીશરીરના ઉન્નતભાગે;
જોતાં આ શુક મુનિનું ચિત્ત, પુનઃ થઇ બેઠું વિપરીત.
જનક—અન્ય વિચાર કરે જ્યાં મુનિ, શ્રવણે પડયો ત્યાં જનકધ્વનિ.

( ગીતિ. )

નિવૃત્તિ કંઇ પામ્યા ? ભોજન શાં શાં જમ્યા તમે પોતે,
શું અનુકૂલ જણાયું, સ્વસ્થ ચિત્તથી હવે તમે કહો તે.

( હરિગીત. )

શુક—મહારાજ સુંદર સ્થાન હતું, સુંદર હતો બાજઠ ઘણો,
સુંદર સુભોજનથાળ સુંદર હતો લોટો જળતણો;
પણ શિરે ઝુલતી શિલા એક, જેમ કાળ શિરપર ટમટમ્યો,
તેને લીધે મેં ખાધું તોપણ યાદ નથી જે શું જમ્યો.
પુષ્કળ પીરસતી સુન્દરીઓ, વાની વિધવિધ ભાતની,
છે ઝાંખી ઝાંખી યાદ મુજને માત્ર આટલી વાતની.
મુજ ચિત્ત તો ચોંટયું હતું, ત્યાં માત્ર પેલી શિલાવિષે,
લાગી રહ્યું'તું ધ્યાન તેમાં, અન્ય પછી ત્યાં શું દીસે.
જો કે હશે સઉ ખાદ્ય ઉત્તમ, ને હશે ખાધુંય મેં,
પણ તે ક્ષણે તો જનકરાય ! નહોતું સાંભરતુંય તે;
કાં જે શિરે ઝુલતી શિલા જેમ કાળ માથે ટમટમ્યો;
તેને લીધે ખાધું હશે પણ યાદ નથી જે શું જમ્યો.
આ વિધિ શુકની વાણી શુણી, મંદમંદ હસી ત્યાં તારુણી;
જનક વિચારીને નિજ ધર્મ, બોલ્યાઃ સમજ્યા એનો મર્મ ?
શુકના ના કહેવાથી બોલ્યા, વિદેહીએ મર્મો ત્યાં ખોલ્યાઃ

મરાઠી સાખી.

**જનક** —અનેક ભોજનને આરોગ્યાં, તદપિ શિલાના ત્રાસે,
જમ્યા શું ને વળી શી વસ્તુ હતી, ત્યાં આપની ચોપાસે,
એ જેમ જાણ્યું નહિ, જનકની વૃત્તિ એવી અહિં.
પદાર્થ અનેક નિકટ છતાં પણ જાણ્યું ન શું શું સારૂં,
શિલા દૂર હતી તોપણ તેમાં, ચોંટયું ચિત્ત તમારૂં,
(તેમ) વસ્તુ અહિં નરીએ[1], જનકનું ચિત્ત તેમાં ન જરીએ.
વાસ્તવ જ્ઞાન થયા પછી તેને, દશ્ય ન દશ્ય જણાતું,
દશ્યવિષે રહેતાં પણ તેનું, અંતર અન્ય જ ધ્યાતું.
જનક નથી પર્યંકે, જનક છે નિજસ્વરૂપઅંકે.
ગૃહમાં બેઠેલો પણ જન જેમ, વિચાર બહારના કરતો,
તદ્વત લિપ્ત નથી થાતો જન, હોયે દશ્યે ફરતો,
પણ જો ચિત્તસત્વે, રમતું તત્ત્વ, તો તે તત્ત્વે.[2]
યથાર્થ સત્ય જવ જે ઉર પ્રકટે, વિષયથી તે નવ ભાગે,
એક વિના બીજું ન જણાતું, તો શું ગ્રહે શું ત્યાગે,
આ વિધિ જે રહેતો, જનક લહે તે, તે પણ લહેતો.
આરૂઢ જ્ઞાનદશામાં વિશ્વનું, પ્રતિબંધક નથી કાંઈ,
બધિર ફરે જેમ આખા જગતે, સુણે શબ્દ પણ નાહિ,
જગથી જનકજેવા–ને કશી નથી લેવા દેવા.
આ દષ્ટાંત વિચારી હે શુક ! મર્મ જ્ઞાનનો પામો,
નિર્ભયતાથી કહો ઉઠતો, હોય સંશય કોઇ સામો
વિચારી નિજ ચિત્તે, જનક સુણશે તેને પ્રીતે.

( દોહરા. )

જેમ જેમ વદતા ગયા, જનક જ્ઞાનના શબ્દ;
શુક મુનિની મનવૃત્તિઓ, થાવા લાગી સ્તબ્ધ.
કોઇક અગમ્ય વસ્તુને, જઇ નિજ અંતરમાંહ્ય—
હોય સ્પર્શતી વૃત્તિઓ, શુકને એમ જણાય.
પુનઃબહિર્મુખ તે થતાં, પડયો જનકનો હાથ—
જ્યાં, ત્યાં દષ્ટિ જતાં વધ્યા, શુક કરીને પ્રણિપાત.

---

૧ ઘણી  ૨ પણ જો તેનું ચિત્ત તત્ત્વમાં રમે છે તો તે તત્ત્વમાં જ છે એમ જાણવું.

( ગીતિ. )

शुक—જ્ઞાનતણી આ વાતો, શા માટે ન ગણાય માત્ર મુખની;
આમાં તો નથી પડતી, હાનિ સહેવી વિરોધના દુઃખની.
સ્પર્શ ન મને કશાનો, એ તો મુખથી કહેવું છે સહેલુ,
જાણવું સત્ય શી રીતે, જનકવિદેહી આપનું આ કહેલું.
શીતોષ્ણાદિક અનુભવ, સુખદુઃખ (જો) વૃત્તિ જૂદું નહિ માને,
(તો) વહ્નિમાં નહિ ને કાં, હસ્ત ધર્યો ચાર્વંગીહૃદયસ્થાને ?
સંશય તો પૂછઇ ગયો, પણ શુકને થયું સ્પષ્ટ,
જનકપ્રતિના વિનયમાં, અરે ! થયો હું ભ્રષ્ટ.
સંકોચાઇ મન ગયું, ઉભા નીચું જોઇ,
પ્રશાંત ત્યાં સઉ થઇ રહ્યું, બોલ્યું ચાલ્યું ન કોઇ.

( છંદ. )

એવામાં તો મિથિલપતિએ, કંઇક સંજ્ઞા કરીને,
પ્રેમ નારી, બહિર જઇ તે, આવી પાછી ફરીને,
માથે લાવી ઉંચકી સઘડી, એક અગ્નિભરેલી,
જ્વાળા જેની પ્રબળ ધીખતી, મૂકી ત્યાં વે'લી વે'લી.

( છપ્પો. )

મગાવી જનકે તેહ, શીઘ્ર પોતાની પાસે
રહ્યા જોઇ તે પ્રતિ, શુકમુનિ એક શ્વાસે,
પ્રજ્વલતી હતી તેહ, સર્વને તપ્ત કરંતી,
ઉષ્ણ કરતી ક્ષણમાંહ્ય, હવા જે ત્યાં પ્રસરંતી.

जनक—ખાતરી કરી લેજો પૂરી, પ્રથમ તમે આ અગ્નિની.
જેથી શંકા ના રહે, પછી તમને હે શુક મુનિ !

( સોરઠા. )

આ છે અગ્નિ દેવ, વેદો જેને ગાય છે,
બ્રાહ્મણ કરીને સેવ, ધ્યાને જેને ધ્યાય છે.
વાચામાં રહે જેહ, થઇને પ્રેરક વાણીના,
અગ્નિદેવ આ તેહ, સ્વભાવથી જે ઉષ્ણ છે.
અગ્નિ ! છો આદિત્ય સરખા એક પ્રકારથી,
જણાવજો જે સત્ય, તે આ શુક મુનિને ઉરે.

સઘળાં તો સ્તંભિત થઇ ગયા, શુકમુનિ તો જડવત્ થઇ રહ્યા.
ઉરમાં ઉપજાવી સ્થિર પ્રજ્ઞા, મુખથી કરતા જનક પ્રતિજ્ઞા.
તેની સાથે અગ્નિમાંહે, કર મૂક્યો ઝટ જનકરાયે.

**जनक**—તત્ત્વે શમ્થે તદ્રૂપ થતો, (જો) સર્વકરણસંઘાત,
અદાહ્ય, અગ્નિમાં રહો, તો જ જનકનો હાથ.
અસંગી ઉર, સંગી બહિર્, (એ) સંભવિત હોય વાત,
અદાહ્ય, અગ્નિમાં રહો, તો જ જનકનો હાથ.
અગ્નિ તો વધતો ગયો, પણ હું કહું છું સાચ,
જનકહસ્તને લેશ પણ, ના'વી ઉની આંચ.

**जनक**—(જો) અલિપ્ત ચિત્ત જનકતણું, દશ્ય વિષયની સાથ,
અદાહ્ય, અગ્નિમાં રહો, તો જ જનકનો હાથ.
હજી પણ હસ્ત જનકે ત્યાં રાખ્યો, જ્વાળાથી વીંટાળાયો'તો આખો.
(પણ) જળથી કમળ જેમ ના ભીંજવાયે, હસ્તને અગ્નિથી ન સ્પર્શાયે.

**जनक**—એક તત્ત્વ સઘળે જુએ, (જો) તત્ત્વદર્શીની જાત,
અદાહ્ય, અગ્નિમાં રહો, તો જ જનકનો હાથ.
સમાન છે જો જનકઉર, દુઃખ અને સુખવાત,[1]
અદાહ્ય, અગ્નિમાં રહો, તો જ જનકનો હાથ.
ખસેડી અગ્નિપરથી હાથ, જનક વદ્યા બહુ પ્રેમની સાથઃ

( શિખરિણી. )

**जनक**—નહિ તો આ હાથે, કઠિન કુચથી મોહ પ્રકટે,
નહિ તો આ હાથે. લગીર ભય વહ્નિથકી ઉઠે;
નથી ભેદાપત્તિ,[2] સકલ દ્વંદ્વો કલ્પિત જ જ્યાં,
સદાયે એકત્વે વિહરણ કરે છે જનક આ.
પ્રકટ જોયું આ સઘળું પરંતુ, શુકનું મન હજી માનતું નો'તું.
તોપણ નમ્ર થઇ તત્ખેવ, આ રીતે બોલ્યા શુકદેવઃ

**शुक**—સત્ય સત્ય મહારાજ જે, આપે કર્યું કથન,
તોપણ હજી નથી માનતું, આ મુજ દુર્મતિ મન.
ઇન્દ્રજાલસરખું શું આ, તો નહિ હોય કદાચ ?
જેથી ના'વે અગ્નિની, હસ્તે જરીએ આંચ.

---

૧ સુખનો સમૂહ. ૨ ભેદની પ્રાપ્તિ.

( ગીતિ. )

શુક—જ્ઞાનતણી આ વાતો, શા માટે ન ગણાય માત્ર મુખની;
આમાં તો નથી પડતી, હાનિ સહેવી વિરોધના દુઃખની.
સ્પર્શ ન મને કશાનો, એ તો મુખથી કહેવું છે સહેલુ,
જાણવું સત્ય શી રીતે, જનકવિદેહી આપનું આ કહેલું.
શીતોષ્ણાદિક અનુભવ, સુખદુઃખ (જો) વૃત્તિ જૂદું નહિ માને,
(તો) વહ્નિમાં નહિ ને કાં, હસ્ત ધર્યો ચાર્વાંગીહૃદયસ્થાને ?
સંશય તો પૂછઇ ગયો, પણ શુકને થયું સ્પષ્ટ,
જનકપ્રતિના વિનયમાં, અરે ! થયો હું ભ્રષ્ટ.
સંકોચાઇ મન ગયું, ઉભા નીચું જોઇ,
પ્રશાંત ત્યાં સઉ થઇ રહ્યું, બોલ્યું ચાલ્યું ન કોઇ.

( છંદ. )

એવામાં તો મિથિલપતિએ, કંઇક સંજ્ઞા કરીને,
પ્રેમ નારી, બહિર જઇ તે, આવી પાછી ફરીને,
માથે લાવી ઉંચકી સઘડી, એક અગ્નિભરેલી,
જ્વાળા જેની પ્રબળ ધીખતી, મૂકી ત્યાં વે'લી વે'લી.

( છપ્પો. )

મગાવી જનકે તેહ, શીઘ્ર પોતાની પાસે
રહ્યા જોઇ તે પ્રતિ, શુકમુનિ એક શ્વાસે,
પ્રજ્વલતી હતી તેહ, સર્વને તપ્ત કરંતી,
ઉષ્ણ કરતી ક્ષણમાંહ્ય, હવા જે ત્યાં પ્રસરંતી.

જનક—ખાતરી કરી લેજો પૂરી, પ્રથમ તમે આ અગ્નિની.
જેથી શંકા ના રહે, પછી તમને હે શુક મુનિ !

( સોરઠા. )

આ છે અગ્નિ દેવ, વેદો જેને ગાય છે,
બ્રાહ્મણ કરીને સેવ, ધ્યાને જેને ધ્યાય છે.
વાચામાં રહે જેહ, થઇને પ્રેરક વાણીના,
અગ્નિદેવ આ તેહ, સ્વભાવથી જે ઉષ્ણ છે.
અગ્નિ ! છો આદિત્ય સરખા એક પ્રકારથી,
જણાવજો જો સત્ય, તે આ શુક મુનિને ઉરે.

સઘળાં તો સ્તંભિત થઇ ગયા, શુકમુનિ તો જડવત્ થઇ રહ્યા.
ઉરમાં ઉપજાવી સ્થિર પ્રજ્ઞા, મુખથી કરતા જનક પ્રતિજ્ઞા.
તેની સાથે અગ્નિમાંહે, કર મૂક્યો ઝટ જનકરાયે.

जनक—તત્ત્વે શમ્થે તદ્રૂપ થતો, (જો) સર્વકરણસંઘાત,
અદાહ્ય, અગ્નિમાં રહો, તો જ જનકનો હાથ.
અસંગી ઉર, સંગી બહિર્, (એ) સંભવિત હોય વાત,
અદાહ્ય, અગ્નિમાં રહો, તો જ જનકનો હાથ.
અગ્નિ તો વધતો ગયો, પણ હું કહું છું સાચ,
જનકહસ્તને લેશ પણ, ના'વી ઉની આંચ.

जनक—(જો) અલિપ્ત ચિત્ત જનકતણું, દશ્ય વિષયની સાથ,
અદાહ્ય, અગ્નિમાં રહો, તો જ જનકનો હાથ.
હજી પણ હસ્ત જનકે ત્યાં રાખ્યો, જ્વાળાથી વીંટાળાયો'તો આખો.
(પણ) જળથી કમળ જેમ ના ભીંજવાયે, હસ્તને અગ્નિથી ન સ્પર્શાયે.

जनक—એક તત્ત્વ સઘળે જુએ, (જો) તત્ત્વદર્શીની જાત,
અદાહ્ય, અગ્નિમાં રહો, તો જ જનકનો હાથ.
સમાન છે જો જનકઉર, દુઃખ અને સુખવ્રાત,[1]
અદાહ્ય, અગ્નિમાં રહો, તો જ જનકનો હાથ.
ખસેડી અગ્નિપરથી હાથ, જનક વદ્યા બહુ પ્રેમની સાથઃ

( શિખરિણી. )

जनक—નહિ તો આ હાથે, કઠિન કુચથી મોહ પ્રકટે,
નહિ તો આ હાથે. લગીર ભય વહ્નિથકી ઉઠે;
નથી ભેદાપત્તિ,[2] સકલ દ્વંદ્વો કલ્પિત જ જ્યાં,
સદાયે એકત્વે વિહરણ કરે છે જનક આ.
પ્રકટ જોયું આ સઘળું પરંતુ, શુકનું મન હજી માનતું નો'તું.
તોપણ નમ્ર થઇ તત્ખેવ, આ રીતે બોલ્યા શુકદેવઃ

शुक—સત્ય સત્ય મહારાજ જે, આપે કર્યું કથન,
તોપણ હજી નથી માનતું, આ મુજ દુર્મતિ મન.
ઇન્દ્રજાલસરખું શું આ, તો નહિ હોય કદાચ ?
જેથી ના'વે અગ્નિની, હસ્તે જરીએ આંચ.

---

૧ સુખનો સમૂહ. ૨ ભેદની પ્રાપ્તિ.

આજ્ઞા આપો જો મને, કૃપાલુ જનકપ્રશસ્ત !
આપ નામ લઇ તો ધરૂં, અગ્નિપર મુજ હસ્ત.
મનમાં જનક વિચારે એમ, હજી પણ આને મુજમાં વે'મ.
રચી નથી મેં તો ઇન્દ્રજાલ, (પણ) એના ઉર અજ્ઞાનની જાલ.
મંદસ્મિત કરી મિથિલાપતિ, હસ્ત મૂકવા દે અનુમતિ.

शुक—" સંસારે રાજે છતાં, (જો) સાધુ મિથિલાનાથ,
અદાહ્ય અગ્નિમાં રહો, તો આ શુકનો હાથ.
નિર્વિકાર નિજ તત્ત્વથી, જનકની જો દૃઢ બાથ,
અદાહ્ય અગ્નિમાં રહો, તો આ શુકનો હાથ.
જનક વિદેહી હોય જો, જ્ઞાનસ્વરૂપ સાક્ષાત્,
અદાહ્ય અગ્નિમાં રહો, તો આ શુકનો હાથ. "
શુકના કરને અગ્નિ ન સ્પર્શ્યો, શુકનો આત્મા અતિશય હર્ષ્યો,
શુકે તે જ ક્ષણ કરી સાષ્ટાંગ, જનકપગે ધર્યું નિજ ઉત્તમાંગ.

પદ. ( તારું ગોકુલ જોવાને આવ રે, એ લય )

शुक—જયજય સ્વસ્વરૂપાભિન્ન ! જયજય જનક સ્વામિ !
હું કૃતઘ્ની ને મતિહીન, મેં મૂકતા મુજ વામી.
ભ્રમમાં ભૂલ્યો હું, હાથે કરી, ગુમાવી મારી પતીજ,
ઉપરનાં છોડાંથી ભમાયો, જોઇ ન શકયો હું બીજરે; જય૦
અક્ષમ્ય મેં અપરાધ કર્યો પ્રભુ, આપનો આજ વિશેષ,
તેની નિવૃત્યર્થ કરો કાંઇ, શિક્ષાનો નિર્દેશ રે; જય૦
મુજ પ્રતિ આજે આપે છે, કીધા ઉપકાર અમાપ,
એક અધિક કરો મને માની, રંક શિષ્યરૂપ આપરે; જય૦
હે સદ્‌ગુરુ પરમાત્મન્ ! મુજને આજ દીયો ઉપદેશ,
સ્વરૂપ લહાતાં જેથી છૂટે, શુકનો મિથ્યા વેષરે; જય૦
સાષ્ટાંગે પડતા પુનઃ, શુકનો ગ્રહીને હાથ,
જનકે પ્રેમવડે લીધા, શુકને હૃદયાસાથ.

जनक—હે પ્રિય શુક ! ઉરથી જરી, થશો ન મિથ્યા દીન,
ભ્રમથી તમે ન માનશો, તમને જ્ઞાનવિહીન.
ઉચ્ચ હૃદય દીઠું નથી, મેં તમસરખું કયાંહિ,
બોલ્યા છો સઘળું તમે, સંકેતે પ્રેરાઇ.

તમે નથી કોઇ રીતે, જરી પણ શિક્ષાપાત્ર,
ઉલટો પ્રભુએ તો ઘટે, કરવો (તમપર) અનુગ્રહમાત્ર.
આમ વદી જવ જનક વિરામ્યા, પુનઃ વદ્યા શુક રહીને સમાઃ
शुक—કરુણાધન હે સદ્દગુરુ સ્વામિ ! થયો કૃતાર્થ હું કરુણા પામી.
પૂર્ણ કરો પ્રભુ જ્ઞાનની ઇપ્સા, નથી ઉપદેશવિના કાંઇ લિપ્સા.
જનક વદ્યા તન સસ્મિત વાણી, (શુકની) આંતર વૃત્તિ લેવા જાણી.

( છંદ. )

जनक—તમથી અધિક હું તે, એવું શું શુક ! જાણું,
કથિ શકું ઉપદેશે, જે તમે ન જાણ્યું.
નરતનુ ધરી સાચું, જાણવા યોગ્ય જે છે,
પ્રકટ જનક તેને, શુકમાં તો જુએ છે.
દૃઢ પુરુષપ્રયત્ને, છે કર્યું સિદ્ધ સર્વ,
સતત વર્સી રહ્યા છો. કોટિમાં જે અપૂર્વ;
નવીન અધિક કાંઇ, છે ન વક્તવ્ય હાવે,
જનક શુકસમાને, શું બિજું તે બતાવે.
જનકતણાં શુણી વચનો આવાં, શુકનાં નેત્રે અશ્રુ આવ્યાં.
તદપિ પ્રેમ ભકિત ઉપજાવી, વદ્યા દીન વાણી શુક આવીઃ

પદ ( માળા જપું છું તમ નામની, એ લય. )

शुक—ઝાઝું હવે તું તરસાવ ના, ઓ જનકવિદેહી !
ફોકટીયાં લોચનીયાં હસાવ ના, ઓ જનકવિદેહી !
કીધી કસોટી ઝાઝી,
હાવે તો થઇ રહે રાજી,
તારી માયામાં તું ફસાવ ના; ઓ જનક૦
હાવે તો પાયે લાગું,
મનથી હું એક જ માગું,
તારાં ચરણોથી તું ચસાવ ના; ઓ જનક૦
બીજું તો શું કહું હાવે,
જોઇને કરુણાભાવે,
તારા આ શુકને તું ફસાવ ના; ઓ જનક૦
આર્દ્ર સ્તુતિ આ શ્રવણ કરી, થયા જનક સુપ્રસન્ન;
અંતરમાંહિ વદી ઉઠયા. ધન્ય, ધન્ય, શુક ! ધન્ય.

( ગીતિ. )

जनक—શોચ કરો શુક ! શાને ? અંતરથી અપ્રસન્નતા ત્યાગો,
તમારી સત્કૃતિ તમને, અપાવશે જે તમે સહજ માગો.
શ્રમિત થયા છો આજે, તો વિશ્રાંતિ હવે જરા લેજો;
તમથી અધિક જનકને,-કશું નથી, ઇચ્છા કાલ તમે કહેજો.
પ્રસન્ન ને નિર્ભ્રાન્ત જ, રહેજો હાવે મુજ પ્રિય ! ઉરમાંહિ,
કાલ એકલા આવો, પ્રાતઃકાલે જ્યાં હું હોઉં ત્યાંહિ.
શુક તત્ક્ષણ સાષ્ટાંગ કરીને, ગયા હર્ષ ઉરમાંહિ ધરીને;
જનકઉરેથી શુકપર ત્રુઠયા, જનકઉરે આ વિચાર ઉઠયા:

પદ. ( રામ સુમર, રામ સુમર, એ લય. )

जनक—ધન્ય શિષ્ય, ધન્ય શિષ્ય, ધન્ય શિષ્ય આવો;
શુકસમાન અન્ય કોઇ ન થયો, છે ન થાવો;— ધન્ય૦
ભલેને અનેક રીતે ટીપો કે તાવો,
તોએ પણ આદિઅંત, જેના સમસ્વભાવો;— ધન્ય૦
જ્ઞાનમહારાશિ નથી સહજમાં કમાવો,
તનમનધનજીવનતણા, સહેવા પડે ધાવો— ધન્ય૦
સાચી નિષ્ઠાનાં લક્ષણોનો જ્યાં અભાવો,
ગુરુજ્ઞાનકેરો તેમાં થાય નહિ દઢાવો;— ધન્ય૦
શુકને હૃદય સભર ભર્યા દિવ્ય ભક્તિભાવો,
(તેને) જ્ઞાન દેવું, જનકને મન, એ પણ એક લ્હાવો;—ધન્ય૦

( દોહરો. )

આ બાજુ શુક તો ગયા, નિવૃત્તિને સ્થાન,
અંતર્ તો કરતું હતું, હર્ષતરંગે સ્નાન.
થયો અનુગ્રહ જનકનો, એ જાણીને શુક,
બહિરંતર ભૂલી ગયા, સર્વ પ્રકારે દુઃખ.
શુકની દષ્ટિએ તરે, ગુરુકરુણાનું ચેન,
જેને જોતાં હર્ષથી, વદ્યા આ વિધિ વેણઃ

પદ. ( પ્રભુ ચરણોમાં, રમવું મુજને, એ લય. )

शुक—ગુરુકરુણાની કીંમત કોણ જ જાણે ?
જે તે નાણે, સુખ માણે;—
શિષ્યઉપર જવ વર્ષતી, ગુરુકરુણાની ધાર,
તેનાં આંતર ક્ષેત્ર તો, થતાં લીલાં કુંજાર,

નવપલ્લવિત તે થઇ રહે, શુષ્કતા દહે, શોભા ગ્રહે, જીવન લહે,
નવરસ વહે, તેના તનમનપ્રાણે;— ગુરુ૦

અમૃતથી અદકી અતિ, સદ્‌ગુરુકરુણાધાર,
બહિરંતર મુજમાં વહી, રહી લહું આજ અપાર,

આ અહો ! કેવી વહી જાય છે, ઉરમાંહ્ય તે, દેખાય છે, મન ન્હાય છે,
ને તણાય છે,—શુક, ગુરુકરુણાતાણે;— ગુરુ૦

( દોહરો. )

શુક આ રીતે હર્ષથી, વીતાવીને રાત,
જનકરાયપ્રતિ જાય છે, થાતાં રમ્ય પ્રભાત.
કોઇ નથી બતલાવતું, જે ક્યાં છે મહારાજ,
મહાલયે તો ખેલ કંઇ, જુએ નવીન જ આજ.
ધ્વનિથી જે હતું ગાજતું, કાલે અંતઃપુર.
આજે તે દીસે નીરવ, શાંતિથી ભરપૂર.
શુક શોધતા શોધતા, એક એકાંત પ્રદેશ—
વિષે ગયા ત્યાં દૂરથી, દેખાયા મિથિલેશ.

( હરિગીત. )

વૈભવ હતો નહિ ત્યાં કશો, હતું સ્થાન તે ઉદ્યાનમાં,
કોઇ પ્હાડના એક શિખરસરખું દીસતું હતું તે સ્થાનમાં.
તે શિખરમાં ગહ્વર હતી એક અધિક ઉચ્ચ પ્રમાણમાં,
ત્યાં દૃષ્ટિ જાતાં શુક મુનિએ, લહ્યા જનક ધ્યાનમાં.
ગંભીર સ્વરૂપ જનકતણું, સ્તંભ્યા મુનિ જોતાં જ આ,
ક્યાં કાલના એ જનક ને ક્યાં જનક છે આ આજના !
ક્યાં લલિત લોચન કાલનાં શૃંગારકેરા રસભર્યા,
ક્યાં આજનાં આ પ્રખર તત્ત્વખુમારીવાળાં મદભર્યાં !
જાણે વિરાજ્યા શુભ્ર શંભુ, હિમગિરિ શોભાવતા,
દૃઢ વાળ્યું આસન, અચલ વપુ. આરૂઢ સ્થિતિ દર્શાવતા.
હતું અંગ ભસ્મવિલિપ્ત, યોગૈશ્વર્યથી વિભ્રાજતા,
આવા જનકવિદેહિસમીપે, શુકમુનિ કંપ્યા જતાં.

( દોહરા. )

પણ અંતરમાં પ્રકટતું, બલ કંઇ થયું પ્રતીત,
જેથી જનકનિકટ ગયા, યદ્યપિ ઉર ભયભીત.
નિર્નિમેષ નયનો હતાં, આરૂઢ તત્ત્વરસાળ,
કહ્યું ન કે કશુંએ કર્યું, ભૂપાળે તત્કાળ.

નિકટ પડેલું નિજઉપર, ઓઢી લીધું ગજચર્મ,[1]
અને એ રીતે કહી દીધો, શુકને સઘળો મર્મ.
લક્ષણાથી સમજાવીયું, ઉપદેશનું રહસ્ય,
તત્ત્વાનુસંધાનનો, ક્રમ દાખવ્યો પ્રશસ્ય.
બહિર્ વહેતાં કરણનો. ત્વજાવીને વ્યાપાર,
નિરોધ ઉર કરતાં, થતો, સ્વરૂપસાક્ષાત્કાર.
ચર્મ ઓઢીને સૂચવ્યું, કરવા કરણનિરોધ,
સમજ્યા શુક તત્ક્ષણ જ આ, માર્મિક દિવ્ય પ્રબોધ.
ચાલી નીકળ્યા તે જ ક્ષણ, ગુરુને કરી સાષ્ટાંગ,
શુકે લહ્યો કર્તવ્યક્રમ, ઉરમાં સાંગોપાંગ.
શુકની સ્વરૂપે લક્ષણા લાગી, તત્ત્વનિષ્ઠ થઇ રહ્યા શુકત્યાગી.
ભૂપતિ જનકવિદેહી ધન્ય, ધન્ય ધન્ય શુકભક્તિ અનન્ય,
શુકસમ ભકિત અમઉર રાજે, એ વર દો નરહરિ પ્રભુ આજે.
ઉપેન્દ્ર આપની કરુણા થાતાં, આપની વાસ્તવ ભક્તિ સધાતાં,
તત્ત્વામૃતને પીતાં પીતાં, વિશ્વવિષે ફરીશું મદમાતા.

---

## પોતાને પ્રાપ્ત નાના કર્તવ્યને કરનાર અલ્પ સામર્થ્યવાન્ મનુષ્યનો જન્મ પણ સાર્થક છે.

પદ ૩૨૪ ( કોઇ એક સમે, એ લય. )

એક મંદ પ્રકાશિત તારલિયે કહ્યું, તેજ છે મારૂં ઝાંખું ઘણું,
અને આકાશ દીસે અનંત છતાં પણ નાનું તોયે હું તેજસ્વી અણુ.
મારી નાની મર્યાદામાં હું ચમકી, તેને તેજસ્વી કરીશ બને તેટલી,
મારી ફરજ બજાવીશ પૂર્ણ રીતે, મને શક્તિ પ્રભુએ દીધી જેટલી.
એક સુન્દર ખીલેલા પુષ્પે કહ્યું, મુજ માંહિ સુવાસ છે અલ્પ અતિ,
અને સૃષ્ટિપ્રદેશ મહાન્ છતાં પણ, નાનું છતાં શું હું પુષ્પ નથી ?'
ભલે સમગ્ર સૃષ્ટિ સુવાસિત કરવાનો, વ્યર્થ પ્રયત્ન ન હું આદરૂં,
(પણ) મુજ આસપાસ મારા નાના પ્રદેશને મારા સુવાસવડે હું ભરૂં.
છું હું નાનું છતાં પણ ધારેલું મારું, આટલું કાર્ય કરી જો શકું,
તો તો કાંઇ પ્રભુ ન અધિક ઇચ્છશે, બીજું કાર્ય કરાવવું મારા થકું.

---

૧ હાથીનું ચામડું.

જગના માનવી ! શીદ શોક કરે વ્યર્થ તારા આ અલ્પ સામર્થ્યતણો.
જેટલું તુંથી થાય તું કર તેટલું તોએ જગતને લાભ કરીશ ઘણો.
તને અલ્પશક્ત ધારી બેસી રહે તું, એવી પ્રભુની ઇચ્છા નથી,
તુજમાં બળ જેટલું છે તેટલું, પણ સારી રીતે વાપરજે મથી.
જો તું એટલું કરીશ તોએ પણ જાણજે, કર્તવ્ય તેં તારું પૂર્ણ કર્યું.
અને નિશ્ચય માનજે તારા પ્રતિ, પ્રભુ જોશે કરી મુખ સ્મિતભર્યું.

---

## संसारनी मध्ये रहेवा छतां पण यथार्थ साधक आत्मदर्शन-रूप लक्ष्यने सिद्ध करी शके छे.

**પદ ૩૨૫.** ( જખમનાં દરદો જખમી જાણે રે, એ લય. )

વિરલ કોઇ લક્ષ્યને વીંધી જાણે રે, સઘળા ના જાણે,
ભલેને ધનુપર તીરને તાણે રે, ( પણ ) વીંધી ના જાણે.
અગમ્યસરખા વ્યૂહ રચેને, ભલે યુદ્ધને ટાણે,
કર શર ગ્રહેતાં નિષ્ફળતાને, તેવાઓ પણ નાણે રે,
જાણકાર જાણે.
વીસ આંખનો તો પણ લક્ષ્ય ન, વીંધ્યું રાવણરાણે,
નેત્રહીન પણ પૃથુરાજે તો, તાક્યું તીર એધાણે રે;
સઉ કોઈ તે જાણે.
હજારવચ્ચે પ્રેમી નિજ પ્રેમીની દષ્ટિ તાણે,
ઉપાધિ, અંતર, ન ગણી એ તો, મોજ પરસ્પર માણે રે;
એ એક જ જાણે.
ઉપાધિ હોય અનેક તોય પણ, ઉર જો સાધક આણે,
' લક્ષ્ય વીંધવું ' તો વીંધે રહી, તેને તે ઠેકાણે રે,
અનુભવી જન જાણે.
મનનો એક જ બલિષ્ઠ નિશ્ચય, અર્થસિદ્ધિને આણે,
હજાર પ્રતિકૂલતાને પણ તે, દૂર ફજેટી તાણે રે;
કોણ ન તે જાણે.
હજાર લક્ષ્યે રમતું મન, વીંધે નહિ કદી કશાને,
વીંધે, એક લક્ષ્ય, એક નિશ્ચય, જો હોય મનવચપ્રાણે રે;
પ્રયત્નશીલ જાણે.

પરિસ્થિતિ પ્રતિકૂલ હોય પણ, જો રહેશો એક ધ્યાને,
સાધક ! ગુરુકૃપાથી લક્ષ્યને, વીંધશો એક જ બાણે રે;
મુજ મન એ જાણે.

---

## विषयचिंतन त्यजवा चित्तने बोध.

પદ ૩૨૬. ( ધર દઢ દશ્યે વિરાગ રે, એ લય. )

ચિત્ત ! તું ચિંતન છોડ રે, આ વિવિધ ભાતિનું,
જીવપશુને ચિંતન એક જ, બંધનકારક હોડ રે; આ૦
ક્લેશપ્રદ ફલ પ્રકટે નહિ જો, ઉછરે ન ચિંતનછોડ રે; આ૦
અતત્ત્વચિંતનપ્રતિ સદોદિત, તુજ મુખને મચકોડ રે; આ૦
નિશ્ચલ સ્વરૂપ ન ઝળકે જ્યાં ચિંતનની દોડાદોડ રે; આ૦
નિર્બલ કરવામાં નથી બીજી, ચિંતનસરખી જોડ રે; આ૦
ચિંતનથી છૂટીશ ન કરતાં, અન્ય ઉપાય કરોડ રે; આ૦
મારું માની તું છોડી દે, બીજી માથાફોડ રે; આ૦
ગુરુની કળ પામી તું તુજને, આત્મજ્યોતિથી જોડ રે; આ૦
ઉપેન્દ્રચિજ્જ્યોતિમાં અંતે, નિર્ભયતાથી પહોડ રે; આ૦

---

## निश्चिंतताची भावना.

પદ ૩૨૭. ( જોતો કાં નથી તું નિજ રૂપ, એ લય. )

સંતત, હું છું પરમ નિશ્ચિંત,
વિઘ્નવિનાશક, સકલ સુરક્ષક, અખંડ રહે મુજ પાસ,
પ્રભુના દશદિશ રક્ષણમાં મને, ક્યાંથી ચિંતાભાસ; સંતત૦
જે અજ્ઞાને ચિંતા ઉપજે, તેનો કરું હું નિરોધ,
દૃશ્યપ્રપંચનું મિથ્યાપણું લહું, ગ્રહી સદ્‌ગુરુનો બોધ; સંતત૦
અહો ! પ્રભુતાની મધ્યે હું, મુજને લહું અખંડ,
નિષ્કંટક આ પ્રભુરાજ્યે કરી-શકે ન ચિંતા બંડ; સંતત૦
પ્રભુના પ્રભુતાભર્યા હસ્તને, જોઈ મુજ રક્ષકરૂપ,
ચિંતા પણ ચિંતાતુર બનીને, જઈ બેઠી થઈ ચુપ; સંતત૦
સ્વરૂપસ્મરણે અખંડ મારું, ગર્જ્યું રહેતું ઉર,
નિશ્ચિંતતા મુજ સંમુખ કરી રહી નૃત્ય વગાડી નૂપુર; સંતત૦

સર્વૈશ્વર્યસમન્વિત છે મુજ, અંતર આત્મપ્રદેશ,
ઉપેન્દ્ર કરુણાથી નિશ્ચિંત રહું, કરી ત્યાં સતત પ્રવેશ; સંતત૦

---

## वास्तव धर्मनी जाग्रति करवा प्रबोध.

પદ ૩૨૮ ( અંતરરે અહાહા, એ લય. )

આ સંસારે જ્યાં ત્યાં, કરો ધર્મની જાગ્રતિ વીર !
નિજ જીવન જે અસ્થિર, તેમાં ધર્મ જ છે એક સ્થિરરે; આ૦
દેશ નથી બલે પુષ્ટ થતો કાં જે દુર્બલ ધર્મશરીર,
પુષ્ટ રહેતો હતો પૂર્વે પીને, જનનિનું ધર્મક્ષીર રે; આ૦
અંતર્બાહ્યથી શત્રુઓ જકડી લે છે નાંખી જંજીર,
કાં જે નથી આપણા ભાથામાં, એકે અક્ષય ધર્મતીરરે; આ૦
રસમય ક્યાંથી હોયે વ્યવહારો જ્યાં, પ્રજા ધર્મથી નિર્વીર્ય,
રસમય હોયે ક્યાંથી મનોભૂમી જ્યાં, પામે ન ધર્મનું નીરરે; આ૦
ગૃહજીવન ને સમાજજીવનમાં પણ ભાસે છે તિમિર,
કાં જે વાસ્તવ ધર્મપ્રકાશનું, તેજ નથી ત્યાં લગીરરે; આ૦
માતના, તાતના, બાલક આદિના, ધર્મો જે ગંભીર,
સમજાવી ધર્મપરાયણ કરજો, જીવન અંતર્બહિરરે; આ૦
પાયારૂપે એ છે પ્રથમ તે પર માનવજીવન મંદિર,
ધર્મોન્નતિ એ તો છે જગમાં, ઉન્નતિમાત્રનું શિરરે; આ૦
આધિવ્યાધિનાં જંતુઓ જગનાં, હણશે ધર્મસમીર,
શીઘ્ર કરો જગજનહિત થઇને, ધર્મધુરધરધીરરે; આ૦

---

## इष्टवियोगिनी वृत्तिना उद्गार.

પદ ૩૨૯ ( કહું મન કેટલું, એ લય. )

મળ્યાવિણ શું કરૂં, મારા હૃદયરસિકશૃંગાર.
તનમનાટ આ તરુણીતનનો,
મળે તો બતાવું હું તે વાર; મળ્યા૦
મળે કમલલોચન તો બતાવું,
હું પણ મુજ ભ્રકૂટિનો ચમકાર; મળ્યા૦

મળે પછી મંદસ્મિતથી હું એ,
જોઉં કેવા ન બને લાચાર; મળ્યા૦
વાણીથી કરૂં પાણી પાણી,
પરંતુ ક્યાં છે તે શુણનાર; મળ્યા૦
નિદ્રિત હોયે તો હું જગાડું,
કરી મુજ ઝાંઝરનો ઝમકાર; મળ્યા૦
જુવાનીનું આ જોમ શી રીતે,
ઝીલું વિણ પ્રિયતમ પ્રાણાધાર; મળ્યા૦
પ્રેમપરાગથી બે'કેલો આ,
પે'રાવું કોને હૈયાહાર; મળ્યા૦
કરશો હવે જો વિલંબ સ્વામિ!
જશે પછી જીવનરસનો બહાર;[1] મળ્યા૦

---

## वीसमी सदीना विपरीत चमत्कारो.

૫૬ ૩૩૦ ( આવો, આવો હું લેવરાવું લ્હાવો, એ લય. )

આ શા વીસમી સદીના ચમત્કારો ! આ શા ચમત્કારો !
તમે જાણો છો કે કાંઇ યારો ? શા શા ચમત્કારો.
ચારિત્ર્ય ઉચ્ચ થયું નથી જેનું પોતાનું,
માથે લીધું તેણે સુધારવા બીજાનું,
થયો અંધ, અંધને દોરનારો; આ શા૦
જેને માથે ઘરની સ્ત્રી છાણાં થાપે છે,
તે સ્ત્રીસમાજ સુધારવા ભાષણ આપે છે,
(થયો) પંગુ બીજાને ગિરિ ચઢાવનારો; આ શા૦
જેણે નથી પોતાની જાતને સુધારી,
તેવાએ સુધારવા ધૃષ્ટતા[2] ધારી,—
પારકાનાં છોકરાંનો જન્મારો; આ શા૦
કે'છે કંઇક યુક્તિઓ દ્રવ્ય પામવાની,
જેણે નથી પૈનીએ કીધી કમાણી,
જેના (તો) ચાલે ઉધારે વ્યવહારો; આ શા૦

---

૧ આનંદ, ૨ ખોટી હિંમત.

જેને નથી જાતનું એ ભાન પૂરેપૂરૂં;
તે પારકાને તારવા થઇને બેઠા ગુરુ,
ઝાઝ કાણું, હું ઠે તારનારો; આ શા૦
જેણે નથી ભક્તિ, યોગ કે જ્ઞાન સાધ્યું,
જેનું ચિત્ત ઉચ્ચ વિચારેએ[1] નથી વાધ્યું,
બોધ દે તે કરી પારકો ઉતારો; આ શા૦
કર્યા વિણ પહેલાં પોતાનો સુધારો,
અન્યને સુધારવાના કરશો વિચારો,
જાણો, વ્યર્થ શ્રમ તેમનો, તમારો; આ શા૦

---

## स्वदोषना कथनपूर्वक साधकनी आर्द्रहृदये श्री इष्टप्रति प्रार्थना.

**પદ ૩૩૧ ( શુણી શિશુની પ્રભુ આજે વાણી રે, એ લય. )**

શુણી આર્દ્ર હૃદયની આ વાણી રે, લેજો હૃદયે દયાર્દ્ર ! તે જાણી રે,
વિનયવિવેકરહિત પરંતુ, સાચા ભાવની એ એંધાણી રે;—
આપે તો નેત્રો દીધાં, પણ તે નેત્રથી આપ,
દેખાતા નથી તો પછી, તેથી ભલો અંધાપ;
નેત્રે રૂપવિષયમોજ માણી રે, જેણે વ્યર્થ કરી છે કમાણી રે;—
સુન્દર દીધા કર્ણપુટ, આપે તો ધરી પ્રીત,
શુણ્યા ન પ્રભુ ! ગુણ આપના, શુણી નિંદા અવિહિત;
કોઠી પાપની પૂરી ભરાણી રે, કરી જીંદગી આ ધુળધાણી રે;—
હસ્તાદિ અવયવ દીધા, કરુણા કરી અપાર,
પણ તેનાથી તો કીધા, મેં વિપરીત આચાર;
ખડ્ગ મારે ગળે જોઇ જાણી રે, મૂક્યું મૌક્તિકહાર પ્રમાણી રે;—
મનની શક્તિનું દીધું, આપે તો બહુ દાન,
પણ મેં ગૌને દોહીને, દુધ પાઇ પાળ્યું શ્વાન;
મેં તો જોઇ લીધું મારું પાણી રે, મુક્તાફળ નથી પણ હું તો ધાણી રે;—
બહારથી આડંબર બહુ, કીધા મેં ગુરુરાય !
આપને પણ મેં ધારીયા, મૂકવા ગજવામાંહ્ય,
(પણ) મુજ જાળે મુજ કાયા ફસાણી રે, મુજ પાશે મુજ વૃત્તિ ગુંચાણી રે;—

---

૧ વિચારોમાં પણ.

મારાં કર્મોથી હવે, છૂટવા હું ન સમર્થ,
ઉંધા મારા યત્ન તો, સર્વ થયા છે વ્યર્થ,
નાથ ! સહાય થાઓ જોડી પાણિરે,—કહું નાકલીંટી આ તાણી રે;—

## પોતાના સ્વભાવસંસ્કારાનુકૂલ વિષયની પ્રાપ્તિપ્રસંગે સાવધાન રહેવા મનુષ્યોને સૂચન.

પદ ૩૩૨ ( મને પ્યારી લાગે હાં; એ લય. )

થઇ શાણી પેલી હાં, બગલી કંઇ ધ્યાન ધરંતી.
શ્વેતવસન ધાર્યાં તનુઉપર, નિર્નિમેષ દગ રાખી,
હાલ્યા ચાલ્યાવિણ બેસી રહી, ત્યાં એ બગલી પાકી; થઇ૦
જળના જીવોએ જાણ્યું કોઇ, સાધ્વી કીનારે આવી.
દર્શન કરવા વિચાર કીધો, ઉર ભક્તિ ઉપજાવી; થઇ૦
પ્રથમ નીકળ્યાં મોટાં દેડકાં, આવી ઉભાં કિનારે,
કુદતાં બગલીપાસ ગયાં પણ, બગલી ચળી ન લગારે; થઇ૦
જળમાં જઇ બીજાને કીધું, કાચબા શુણી એ વાણી,
આવ્યા ભાવથી દર્શન કરવા, તટપર છોડી પાણી; થઇ૦
તે સમયે પણ બગલી લેશ ન, ડગી ન કે જરી હાલી,
ગયાં કાચબા આવ્યા મગરો, પણ જલમાંથી ચાલી; થઇ૦
સઘળાંએ જાણ્યું જે આ તો, સમર્થ છે કોઈ શકિત,
આજ લંગી આપણે કીનારે, દીઠી ન આવી વ્યક્તિ; થઇ૦
પણ હજી જલપર તો આવી નથી, માછલી પેલી નાની,
ત્યાં તો ઝટ લઈ દોડી તેને, ગ્રહેવા બગલી ધ્યાનિ; થઇ૦
આ કુદરતનું અનુકરણ કરે, કંઈ કંઈ માનવ વૃત્તિ ! !
બ્હારથી શાંતપણું પણ અંદર, સેવે જૂદી પ્રવૃત્તિ; થઇ૦
અનેક વિષયોમાં કંઇ કંઇ જન, લેશ નથી લોભાતા.
પણ પોતાના અનુકૂળવિષયે, પાણી પાણી થાતા; થઇ૦
ત્યજે બિજું, નિજ સ્વભાવઅનુરૂપ, પણ જ્યાં કાંઇ આવે,
તે ક્ષણ સાવધતા ત્યજી સઘળી, તેમાં ભળતા ભાવે; થઇ૦
તે પ્રસંગમાંહિ આપણ જો, સંતત સાવધ રહીએ,
તો જ ખરેખર મનુષ્ય, નહિ તો આપણ બગલી ગણાઇએ; થઇ૦

## निष्काम भक्तिपूर्वक श्री इष्टने हृदये दर्शन देवा सविनय प्रार्थना.

પદ ૩૩૩. ( મોરી બૈયાં ન પકર, એ લય. )

મારા શ્યામ તમે આવો જરી આમ આમ,
મારા ઉરમાં વસીને તમે લો વિશ્રામ; મારા૦
ડરશો નહિ, બલિપેઠે મારે,
કરવા ન કાંઈ તમને ગુલામ;—
એ પણ ભય નહિ રાખો જે આપીશ,
અર્જુનની પેઠે અશ્વની લગામ;—
નહિ હું લખું, ગભરાશો ને વહાલા,
[1]મે'તાની પેઠે હુંડી તમારે નામ;—
તુલસીસમ કહી શ્રમ નહિ આપું,
'ધનુષ્ બાણ કર લો હે રામ!'—
કોઈ શ્રમકાજે, હું ન બોલાવું,
નાથ! નવ ઇચ્છું ભક્તિ હું સકામ;—
ઉપેન્દ્ર પ્રભુ હૃદયે નિરખી રહું,
મારે એટલું જ છે તમારૂં કામ;—

---

## अन्यने न दर्शन देतां पोताने ज दर्शन देवानी साधकनी मार्मिक भावना.

પદ ૩૩૪ ( લય પૂર્વોક્ત. )

મારા શ્યામ તમે આવો જરી આમ આમ,
જ્યાં ત્યાં જગમાં ગવાડવા તમારૂં નામ;—
મારે ખાતર નહિ, પણ તમ ખાતર,
કહું છું કે આવો તમે મારે ધામ;—
રે'શો વૈકુંઠે અને, મારે ત્યાં ના'વો તો,
કે'શે જગ, ગમે પ્રભુને દમામ;—

---

૧ નરસિંહ મહેતા.

હું નિર્ધનગૃહ, રહેશો નહિ તો જગ–,
કહેશે, પ્રભુ તો વસે જ્યાં દામ;—
રહેશો કેવલ મીરાંજેવીના હૃદયે તો,
કે'શે જગ, પ્રભુ તો સ્ત્રીના ગુલામ;—
અંબરીષજેવા ગયા નરપતિઓ,
હવેના રાજાને ન તમારૂં કામ;—
ધનપતિ પણ તમને નહિ સંઘરે;
રોજ એને ત્યાં તો ચઢે આઠ રામ;[1]—
આજના વિદ્વાનો નથી નવરા.
પળ પણ લેવાને તમારૂં નામ;[2]—
આજ કાલ એમને એકલાને માથે પડ્યું,
જગ આ સુધારવાનું કામ તમામ (!)—
આવા વખતમાં શું કરવું તમારે,
તેનો તો વિચાર કરજો મુદ્દામ;[3]—
આ બધું વિચારીને, કહું ફરી ફરી હું તો,
નિરાંતે આપણે ત્યાં રાખો મુકામ;—

## मंत्रसिद्धिनो एक प्रकार.

પદ ૩૩૫ ( એક સરસ વાત સમજાવું રે, એ લય. )

ગુરુમંત્રની ધૂન લગાવોરે, બંધુ મારા.
એ ધ્વનિથી અણુ અણુ છાઓરે; બંધુ મારા.
વૈખરીથી પ્રથમ ઉચ્ચારો,
મનથી પણ મંત્ર વિચારો,
પળ પળ પછી વેગ વધારો રે; બંધુ મારા.
ઉઠે વિચાર જ્યાં જ્યાંથી,
ઉચ્ચરો મંત્ર ત્યાં ત્યાંથી,
મસ્તકના અણુ અણુમાંથીરે; બંધુ મારા.
ત્યાંથી આગળ પ્રસારો,
એ મંત્રધ્વનિ વિસ્તારો,
તનુના અણુએ ઉચ્ચારો રે; બંધુ મારા.

૧ વ્યાજ. ૨ તમારૂં સ્મરણ કરવા. ૩ ખાસ કરીને.

જેમ ભ્રમર અખંડ ગુંજારે.
(તેમ) અણુએ અણુ મંત્ર ઉચ્ચારે,
લહો, મંત્રે વાધ્યા ત્યારેરે; બંધુ મારા.
પછાં શરીર, મન, આત્માના,
પ્રતિ અણુમાં છાનામાના,
ઉઠાડો ધ્વનિ મંત્રોના રે; બંધુ મારા.
આ વિધિ ઉર વહેતો જ્યારે,
મંત્રધ્વનિ સતત પ્રકારે,
તમે મૌન ગ્રહેજો ત્યારે રે; બંધુ મારા.
જો હસ્તવિષે પછી જોશો,
એ મંત્ર બોલતો લહેશો,
તમે ભલે મૌન ધરી રહેશો રે; બંધુ મારા.
અવયવ એમ જૂદા જૂદા,
જવ જણાય મંત્ર જ ભણુતા,
તવ મંત્રની થશે સફળતા રે; બંધુ મારા.
અણુ અણુને વદવા દેજો.
જાતે ન તમે ઉચ્ચરજો,
પણુ સાંભળ સાંભળ કરજો રે; બંધુ મારા.
ઉપેન્દ્રગુરુ સ્મરી પ્રીતે,
વહી એક જ સમયે નિત્યે,
લહો મંત્રસિદ્ધિ આ રીતે રે; બંધુ મારા.

---

## अवधूत साधुजनोंनी आंतर स्थिति.

પદ ૩૩૧ ( એસે પાપી નર હોવેંગે, કલિયુગમેં, એ લય. )

એસે સાધુજન હોતે હે, ભૂતલમેં.
ના કછુ અપના નાહિ પરાયા, આત્મતત્ત્વસેં મ્હોતે,
સુખ દુઃખ હાનિ લાભ દ્વંદ્વસેં,
નાહિ હસત અરુ નાહિ વો રોતે; ભૂતલમેં૦
માયાસેં મમતા નિકાલ કર, પ્રભુમેં મમતા પ્રોતે,
રહેવે સંસૃતિમેં યા સ્વરૂપમેં,
નહિ પાતે ઓર નહિ કછુ ખોતે; ભૂતલમેં૦

મન મર જાનેતેં અંતરમેં નયા નહિ કછુ ખોતે,
નિરાલંબ ઓર નિરાવરણ નિજ,-
સ્વરૂપમેં મિથ્યા અહંકું ભીંજોતે; ભૂતલમેં૦
એસે સાધુ કરત એક ક્રી; ઔરકા મલકું ધોતે,
આપ આપમેં રહે મસ્તાના,
જાગત ભીતર ઓર બાહિર સોતે; ભૂતલમેં૦
લેવેં હાથસેં તોભી મનસેં કછુ ચીજ નહિ છોતે,
ઉપેન્દ્ર સાધુ એસે પ્રકટ હે,
મગર સુભાગી વિરલ કોહુ જોતે; ભૂતલમેં૦

---

## तत्त्वविचारने सेववा साधकोने उपदेश.

પદ ૩૩૭ ( આ સ્વપ્નાસમ સંસાર, એ લય. )

મતિ તત્ત્વે કરી એકતાર, વહો નિત્ય તત્ત્વવિચારે,
'છું એક તત્ત્વાકાર': લહો એમ વારે વારે.
દુઃખ શોક જે જગત્ કહે છે, તત્ત્વપ્રદેશે તે ન રહે છે,
વાત એ ખોટી, ઉપજે શી રીતે લોટી,
તેનો ન જો ઘડનારરે; મતિ૦
જનનમરણ જે તાપો તનના, યૌવન વાર્ધક્યાદિ ભ્રમણા,
તત્ત્વવિચારે, કોણ મરે અને કોણ મારે,
જ્યાં સદા દ્વૈતસંહારરે; મતિ૦
તત્ત્વસભર જ્યાં રહ્યું એક રહોઇ, મન એવી જ્યાં વસ્તુ ન કોઇ,
આધિઉપાધિ, સંકલ્પવિકલ્પાદિ,
ત્યાં કેવી રીતે થાનારરે; મતિ૦
દશ્યમાત્રનો બાધ કરીને, એક તત્ત્વમાં રહેજો ઠરીને,
વિવિધ પ્રકારે, આચાર અને વિચારે,
થઇ રહો અનુભવનારરે; મતિ૦
'હું સચ્ચિન્મય સુખસ્વરૂપ છું,' 'સ્વયં પરમ આનંદરૂપ છું,'
ઉપેન્દ્રધ્યાને, વહી સદૈવ તત્ત્વજ્ઞાને,
લહો અખંડ જયજયકારરે; મતિ૦

---

## विजयगान.

પદ ૩૩૮ ( જય જય જય મંગલકર જય ઉમાપતિ, એ લય. )

વિજય વિજય વિજય અમે નિત્ય પામીએ,
સર્વત્ર ને સર્વતઃ વિજયે જામીએ;—
બંધન અજ્ઞાનનાં જે સર્વને નડે,
ષડ્વિકારશત્રુ સર્વસાથ જે લડે,
હારી જતા કંઈક જનો નિત્ય મનવડે,
( તે ) સઘળા, સબળા, નબળા, અરિને કરી,
જયને વરી, ભયને હરીને વિરામીએ; વિજય૦
હર હર હર કરતું જવ સૈન્ય ગાજતું,
શરપર શર જઈને જવ હૃદય વીંધતું;
થર થર થર શત્રુદલ કંપી ઉઠતું,
ત્રાસે, નાસે, પાસે, ના રહે લવ, બનતા શવ,
ઉરથી જવ, અસિ ઉગામીએ; વિજય૦
'જીવ' નામધારિ શત્રુકેરો ભૂપતિ,
યુદ્ધે ચઢી આવ્યો છેવટે એ દુર્મતિ,
સ્વરૂપસ્મરણબાણે વીંધી કરી સદ્ગતિ;
આવો, લ્હાવો, આવ્યો, જ્યારે કરી,
વિજયકરિ, કરુણા ખરી, નૃહરિ સ્વામિએ. વિજય૦

---

## जपयज्ञदेवनी उपासना.

પદ ૩૩૯ ( આવે આજે રશ્મિ, એ લય. )

જય જય જપયજ્ઞદેવ ! ઉપાસીએ આજે,
આજે, આજે, ઉપાસીએ આજે.
ગાજે, આજે ગાજે, સુરમ્ય ધ્વનિ ગાજે,
ગાજે, ગાજે, પ્રશાંત અવાજે.
વૈખરી, મધ્યમા આદિ મુખથી બોલનારા,
આપ જ છો ચતુર્મુખી બ્રહ્મા અમારા.
જેને સ્મર્યે લહીએ સકલ મર્મ વેદના જે; આજે૦

કુટિલાંગિ શક્તિવષે છો વસ્યા તમે તો,—
સમુદ્રની મધ્યે, જેથી સહજે અમે તો,—
જાણીએ જે શેષશાયી વિષ્ણુ વિરાજે; આજે૦
કામ જે આ વિશ્વમાત્રને અખંડ બાળે
તેહ કામને તો આપસ્મરણ ઝટ પ્રજાળે,
(માટે) આપ રુદ્ર, શાંતિગંગા વે'વડાતા જે; આજે૦
બ્રહ્મરંધ્રમાંહિ આપ, રહ્યા પ્રણવરૂપે,
જેથી આપને અમે, મહેશ્વરસ્વરૂપે,
માનીને, ઉપાસીએ સર્વાર્થસિદ્ધિ કાજે; આજે૦

---

## साधनसमारंभना संयमसमयनुं दृश्य.

પદ ૩૪૦ ( વાલમજી વહેલા વળજોરે, એ લય. )

નેત્રને અલૌકિકસરખું રે, આ શું જણાતું;
કાંઈ આર્ષ કાલ સૂચવતું રે, આ તો લહાતું.
કોઈ આસનને દઢ વાળી, કોઈ મનના વેગો ખાળી;
કોઈ લેતા હરિશું તાળીરે; આ શું૦
કોઈ ત્રાટકનું સુખ ચાખે, કોઈ નેત્રોને સ્થિર રાખે;-
કરી શાંભવી મુદ્રા આંખે રે; આ શું૦
કોઈ પ્રાણનો નિરોધ કરતા, કોઈ વૃત્તિ ભીતર ધરતા,
કોઈ મંત્ર ઉરે ઉચ્ચરતા રે; આ શું૦
કોઈ તત્ત્વે લક્ષણા સ્થાપે, કોઈ સંકલ્પોને કાપે,
કોઈ સચ્ચિતસ્વરૂપે વ્યાપે રે; આ શું૦
કોઈ વિધવિધ ચક્રે ફરતા, આધારે[1] કોઇ ગુરુ વરતા,
કોઈ સહસ્રદલમાં ઠરતા રે; આ શું૦
કોઈ તો મંત્રાનુષ્ઠાને, કોઈ વાધ્યા દીસે ધ્યાને,
કોઈ સ્થિત છે અમૃતપાને રે; આ શું૦
કોઈ જ્ઞાને ને કોઈ યોગે, કોઈ ભક્તિતણા પ્રયોગે,
પણ રહેતા ગુરુસંયોગે રે; આ શું૦
આચારો આ ઋષિઓના. સેવે અંતર જેઓનાં,
છે ધન્ય જીવન તેઓનાં રે; આ શું૦

---

૧ આધારચક્ર જ્યાં સદ્ગુરુની ધારણા થાય છે.

## सारग्राही दृष्टि सर्वमांथी सार ज ग्रहण करे छे

પદ ૩૪૧ ( સખી સ્વપ્રમદી મનમોહન મે, એ લય. )

તનમનના પરિશ્રમને હરવા, એક દિવસ ગયો હું સહજ ફરવા,
નવકુસુમિત જ્યાં બહુ વૃક્ષ હવાં, ઉપજાવે જે આનંદ દગે.
બહુ પુષ્પ હતાં ત્યાં સુવાસભર્યાં, જેના પર મારાં નેત્ર ઠર્યાં,
જેણે મારાં ચિત્તવૃત્તિ હર્યાં, કુદરતી લીલા જોઇ જગે;—
કોઈ ધુણધુણ ગંજારવ કરતી, વિધવિધ પુષ્પોઉપર ફરતી,
મધુ ગ્રહેતી એક મધમાખી હતી, સઉમાંથી જેહ મધુને ચુગે;—
મેં તેને પૂછ્યું: મધમાખી ! તું ફરે પુષ્પજાતિ આખી,
કોઈ પુષ્પ રહ્યું હશે વિષ રાખી, તો પ્રાણ ગુમાવીશ તું બલકે;—
ત્યાં તો બોલી એ મધમાખી, મધુસરખી મીઠી વાણીથકી,
હું માત્ર મધુરસ લઉં છું નકી, જો કે ફરૂં સકલ કુસુમવર્ગે;—
કેવળ મધુ ગ્રહેવા હું ફરતી, મધુ જ્યાં ત્યાંથી એકઠું કરતી,
બીજાપ્રતિ લક્ષ ન હું ધરતી, મારે શું, છો વિષ હોય ઢગે[1];—
મને પ્રસંગ જે જે આવી મળે, સારા વા ખોટા હોય ભલે,
તેમાંથી હિત હું ગ્રહીશ જ એ; નિશ્ચય મેં ધાર્યો રગેરગે;—

---

## अंतरमां अखंड प्रसन्नता सेववा सुबोध.

પદ ૩૪૨ ( પઢોરે પોપટ રાજા રામ નામ, એ લય. )

પ્રસન્નતા નવ છોડીએ, સ્થિતિ આવે ગમે તે,
સમય વિચારી સાધીએ, પ્રાપ્તકર્તવ્ય હેતે;—
ચાહ્ય સુકો ટુકડો મળે, ચાહ્ય પડે ઉપવાસ,
પણ તેથી નવ ત્યાગીએ મુખનું મધુરૂં હાસ્ય;—
આનંદે જમો ચાહ્ય તો માગી લાવીને સીધું,
આનંદે ઝુંપડીમાં રહો, વાળી હાથે વાસીદું;—
ભોજનવિણ ચલાવજો, વસ્ત્રવિણ ચલવજો,
ચાહ્ય તેવા પણ કારણે, ઉર નવ ખેદે ભેળવજો;—
કોટિ સંપત્તિ મળે, ચાહ્ય જાતાં વાટે,
પણ તે સંઘરશો ન જો, આપે આનંદસાટે;[2]—

---

૧ ઢગલાબંધ. ૨ આનંદને બદલે.

આનંદકેરો વાસ છે,-ન પદાર્થાદિમાંહીં;
આપણા આનંદથી દીસે, સર્વ આનંદદાયી;—
આનંદને તમે જાણજો, નિત્ય સ્વયંપ્રકાશ,
પદાર્થઆદિમાં પડે, તેનો માત્ર આભાસ;—
'શિર સલામત હોય તો, પઘડી ખોતેરી' આવે,
આનંદ જો છે ઉરવિષે, ધાર્યું સુખ ખેંચી લાવે;—
આનંદ પુનઃ નહિ મળે, મળશે સંપદ્ અનંત,
માટે સર્વ પ્રયત્નથી, રક્ષી રહેજો આનંદ;—

---

## દુઃખાપત્તિમાં મનુષ્ય પોતે જ પ્રધાનપણે હેતુરૂપ હોય છે.

પદ ૩૪૩ ( કોઈ એક સમે, એ લય. )

મને પ્રાપ્ત થતાં દુઃખમાં પ્રભુએ,
કંઈક આપ્યું ને કંઈક મેં માગી લીધું;
મને પ્રાપ્ત થતા સુખમાં પ્રભુએ,
કંઈ ત્યજાવ્યું ને કંઈક મેં ત્યાગી દીધું.
કોઈએ જાણીને મર્મ કહ્યા મુજને,
અને કંઈક મેં માથે ખેંચી લીધા;
કોઈએ સહજ સ્વભાવથી શબ્દો કહ્યા,
તેને મેં જાણ્યું મુજને પ્રહાર કીધા.
કંઈક દૈવે મને કષ્ટ આપ્યું ને,
કંઈક વૃથા દૈવકોપરૂપે મેં ગણ્યું;
કંઈક ગ્રહની પીડા નડી ને કંઈક ગ્રહના—
ભયનું મિથ્યા કોકડું મેં વણ્યું.
કંઈક લોકાપવાદે મને ભય આપ્યો,
ને કંઈક તો મનથી મેં માની લીધો;
કંઈક શાસ્ત્રોએ વિધિનિષેધ કીધો,
અને કંઈક મેં મિથ્યા સ્વીકારી દીધો.
કંઈક વંશપરંપરાકેરા સંસ્કારો,
મારાવિષે હશે આવી ઠર્યા;
અને કંઈક તો વંશના ધારીને મિથ્યા,
તે ત્યજવા મેં ન યત્ન કર્યા.

કંઈક સંગતિબળથી હશે મળ્યું મુજને,
ખોટાપણું અને સારાપણું;
તેમાં સંગતિદોષ વિચારી ન યત્ન—
કર્યો ત્યજવા મેં નઠારાપણું.
જ્યારે વાસ્તવ દૃષ્ટિથી જોયું જાણ્યું,
તવ એ નિશ્ચય મેં સત્ય લહ્યો;
મિથ્યા કારણો પ્રકટાવીને પણ માનવી,
પોતાને નિર્દોષ માની રહ્યો.
જન જે સુખદુઃખાદિ ભોગવતો,
તેમાં અન્ય તો માત્ર નિમિત્ત જ છે;
સર્વથી મુખ્ય કારણરૂપ તે પોતે ને,
તેમાં માનેલાં મંતવ્ય જ છે.
ખોટાં બહાનાં કાઢીને ન વ્યર્થ તમે,
તમને ઠગવાનો પ્રયત્ન કરો;
દુઃખપ્રાપ્તિમાં આપણો દોષ પ્રધાન છે,
સિદ્ધાંત એ ન કદી વિસરો.

---

## प्रतिकूलता जोइ तेनाथी पाछा न हठतां प्रगतिमान् रहेवाने भवप्रवासीने प्रोत्साह.

પદ ૩૪૪.

હોડીવાળા હોડી હંકાર, જરી આગે-આગે.
ધાર્યું સ્થળ મળતું નથી ? ઇચ્છ્યો ન જુએ દેખાવ ?
શા માટે ગભરાય છે, હોડી તારી ચલાવ; જરી આગે-આગે.
વમળ અને બહુ તાણ શું, ભાસે છે જળમાંય ?
પણ તું પ્રબળ બળ વાપરી, વેગથી કાં નવ જાય; જરી૦
દિશા ભલે ન સૂઝતી, ભલે ન ભાસે તીર,
પણ નિર્ભયતાથી જા ચાલ્યો, કાપતો કાપતો નીર; જરી૦
નથી તને દેખાતું શું, અનુકૂળ જળનું વેણ ?
મોજાં સામાં આવતાં ? પણ જા શુણી મુજ વેણ; જરી૦
માર હલેસાં જોરથી, જોઈ રહ્યો શું ભાઇ !
તારી સાથની હોડીઓ આગળ, ગઇ કયાંહિની કયાંહિ; જરી૦

દેખાતી પ્રતિકૂલતા, સઘળી મિથ્યા જાણ,
એ સઘળીને વટાવી દઇશ તું, જો ચલવીશ તુજ વહાણ; જરી૦
તોફાનથી તરી પાર જાવા, મળ્યું છે તુજને વહાણ,
નહિ તો પ્રભુએ દીધો હોતે, તને એક પાષાણ; જરી૦
પથ્થરને પણ તારે એવું, છે આ તારૂં ઝાઝ,
તો પછી તુજને તારે નહિ એ, સંશય ધરતો કાં જ; જરી૦
અમુક પ્રદેશસુધી નડે છે, માર્ગે વિકટ તોફાન,
તેને વટાવી જાતાં આવે,–છે શાંતિનું સ્થાન; જરી૦
માટે કમર બાંધીને, ખૂબ હલેસાં માર,
જોતજોતામાં જઇશ તું, નિશ્ચય ધાર્યે પાર; જરી૦

---

## कृतघ्नतादोषने पोतानामां जोनार जीवनी आर्द्रभावे अभ्यर्थना.

પદ ૩૪૫ ( શ્યામવર્ણો કાગ કયાંથી, એ લય. )

નથી–નથી મેં કર્યું કશું તમકાજે મારા વહાલા રે હાં,
શું જોઇને હું બતાવું તમને, મુજ કૃતઘ્નનું મુખ,
તદપિ યાચું કૃપાલુ ! કૃપાને.
આંસુ પોશ ભરી સારી જાણ્યાં, પોશ ભરી પણ કદીએ રે હાં,
ભુખ વેઠી મેં ધન નથી મૂકયું, આપચરણુસંમુખ; તદપિ૦
કાળાં ધોળાં ઘણાં કર્યાં મેં મારી જીભે બોલીરે,
પણ મેં તવ ગુણ ગાઇને કોઇને, કર્યા ન તવઅભિમુખ; તદપિ૦
દેવાસરખું ઘણું પ્રભુ આપે તો મુજને આપ્યું રે હાં,
પણ હું અભાગીના કર્મે તો, રહી ભુખની ભુખ; તદપિ૦
આપે તો કરુણાભાવે સુખમધ્યે મુજને સ્થાપ્યો રે હાં,
પણ મેં હાથે કરીને માથે, વહોરી લીધું દુઃખ; તદપિ૦
આપે દીધેલાં સાધન વાપર્યાં ન મેં સન્માર્ગે રે હાં,
લજ્જા પામું કહેતાં પણ મેં, લજવી માતની કુખ; તદપિ૦
પણ એક જાણું છું જે નિજનાને ન તમે પરહરતા રે હાં,
ભલે આખું જગ વિમુખ થાય પણ, આપ થતા ન વિમુખ; એથી૦
એ આશાએ દાસ દોહ્યલા દહાડા બેઠો કહાડે રે હાં,
કૃષ્ણરાત્રિ રૂપ હું પ્રતિ પ્રેરો અનુગ્રહ ભાનુમયૂખ; એથી૦

---

## इष्टसाथे अभेदभावने अनुभवता साधकना आवेशोद्गार.

પદ ૩૪૬ ( જો ! જો ! સખિ ! આ રહ્યો પેલો, એ લય. )

જોયું ન મેં કદી આવું, આ જન્મમાં, જોયું ન આવું.
આજે જે અનુભવે આવ્યું; આ૦
ઉંચે પણ એ જ પ્રભુ, નીચે પણ એ જ પ્રભુ,
અષ્ટ દિશે પ્રભુનું થઇ જાવું; આ૦
સર્વત્ર ઇષ્ટ અને તેની મધ્યે હું,
બેઠે બેઠો મલકાઉં; આ૦
કરુણાજલછોળ મને મારે છે વાલિડો,
ચારે બાજુથી હું ભીંજાઉં; આ૦
હું એ આવેશમાં આવી વહાલાને,
પ્રેમપીચકારીઓ લગાવું; આ૦
ભોજનનો ગ્રાસ મુખે મુકવા હું જાઉં ત્યાં,
પ્રભુ ખાઇ લે મારું ખાવું; આ૦
ચાવ્યા કરે પ્રભુ મારું ખાવાનું,
બેઠો બેઠો હું ધરાઉં; આ૦
કંઇ કંઇ કરી પ્રભુ મુજને હસાવે,
હું એ પણ એમને હસાવું; આ૦
વળી ઘડીમાં પ્રભુ રૂપ ધરે મારું,
ઘડીમાં પ્રભુ હું બની જાઉં;— આ૦
કથન કરવાના અન્ય શબ્દને અભાવે,
પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ ગાઉં;— આ૦

---

## ईश्वरेच्छाने अधीन रहेनार परिणामे सुख प्राप्त करे छे.

પદ ૩૪૭.

માટીના ઘડનાર કુંભાર ! તને પણ લાખો ધન્ય.
મહેનત કરીને માટી લાવે, જંગલમાંથી ઘેર
તે બિચારીને ગુંદીને ચઢવે ચાકને ફેર; માટીના૦

તારી પ્રીતિપાત્ર માટીનાં, પાત્ર કરે વિધવિધ,
તેને પછી તું સૂકવે, રાખી તડકે નિત્ય; માટીના૦
તારાં બાલસમાં એ પાત્રો, જે પર તુજ આધાર,
કઠણુ કાળજે તુ જ તેને, અગ્નિમાં મૂકનાર; માટીના૦
જળમાં ભળતાં, ક્ષણમાં લોચો, જેનો ઝટ થઇ જાય,
તે માટી તાપ્યા પછી, જળ તે માંહિ ભરાય; માટીના૦
પ્રભુપાસેથી આ શિખ્યો કે શિખ્યા પ્રભુ તુજ પાસ,
પ્રાણથી અદકાં બાળને, એ પણ તપવે ખાસ; માટીના૦
પણ જેને એ આપતા, પ્રખર અગ્નિની આંચ;
બીજાને વશ જે નહિ, તે વશ તેને પાંચ;* માટીના૦
સમજે ન હેતુ તાપનો તે, કરે ઉરે પરિતાપ,
પ્રભુના એ અનુગ્રહને ઉલટો, માને પ્રભુનો શાપ; માટીના૦
જે પર તારી બહુ પ્રીતિ, તેને દે બહુ તાપ,
પ્રભુનાં વિશેષ પ્રિયને, પ્રભુ દે તાપ અમાપ; માટીના૦
દુઃખી ! શીદ મુઝાય છે, જોઇને તારું દુઃખ,
હિતકર પ્રભુઇચ્છા લહી, થઇ રહે પ્રભુઅભિમુખ; માટીના૦
જે પ્રભુ તુજને આપતા, આજે અતિશય તાપ,
કાલે સુખ દેશે તેને, તે પ્રભુ આપોઆપ; માટીના૦

---

## શ્રી સદ્ગુરુના બોધને અનુસરનાર વિજયને પ્રાપ્ત થાય છે

**પદ ૩૪૮** ( પધરાવ્યા શ્રી સદ્‌ગુરુરાય, એ લય. )

સદ્‌ગુરુ તેને શું કરે, જે ન સમજાવ્યો સમજે નાદાન.
એક સુન્દરી સુન્દર કંઠથી કાંઇ કરતી સુન્દર ગાન,
પણ નિર્ભાગીએ ના શુણ્યું રે, એને ભુંગળ શુણવામાં ધ્યાન; સદ્‌૦
પેલા [1]ભૂતધ્રુકને કહ્યું સ્પષ્ટ શબ્દે, પણ ધર્યું નહિ કાન,
ઉલટા તેણે તો માનીયારે, ગુરુને બુદ્ધિના બારદાન; સદ્‌૦
એક [2]વિપર્યય નૃપને ઘણું આચાર્યે દીધું જ્ઞાન,
શુણ્યું ન, પણ કહ્યું ઉલટું રે, 'તમે જમી જાણો પકવાન'; સદ્‌૦

---

* પંચ પ્રાણ, પંચ કર્મેન્દ્રિય, પંચ જ્ઞાનેન્દ્રિય, અંતઃકરણપંચક મહાભૂત વગેરે.

૧ વાંચો શ્રી સિદ્ધાંતસિંધુ. ૨ વાંચો શ્રી સુરેશચરિત્ર.

પેલા ધૃતરાષ્ટ્રની ગઈ આંખ પણ તેની સાવધ હતી સાન,
પણ દુર્યોધને તો ગણ્યું રે, એ તો આંખ ને સાને સમાન; સદ્૦
કહ્યું સાધકને ગુરુએ ' ન માંડો આ, વ્યાપારનું કમઠાણ, "
તેને થયું, ' વ્યવહારમાં રે, સમજે શું સદ્‌ગુરુ ભગવાન્; સદ્૦
કોઈ સાધકને ગુરુએ કહ્યું, ' તમે, અમુકમાં ન દો ધ્યાન',
તેને ઉર નવ ઉતર્યું રે, અંતે વેઠયો વ્યાધિ મહાન્; સદ્૦
આજ્ઞા ગુરુની માનીને તેમ વર્ત્યા જે શ્રદ્ધાવાન્,
ઉપેન્દ્રગુરુકરુણાવડે રે, તેના વાગ્યા ડંકા નિશાન; સદ્૦

---

## आंतर ध्वनि.

પદ ૩૪૯ ( તૂટયો મારો તંબુરાનો તાર, એ લય. )

અંતરમાં ઉઠયો ધ્વનિ એક, હૃદય છવાયું રે,
બંધું એની ધૂનથી રે.
રુચિ નવ થાતી રે, હાવે અન્ય શુણવા રે,
ફીકાં લાગે ગાંધર્વકેરાં ગાન;
જેના ઉંડા ભાવો રે, શુણતાં મન તદ્રૂપ થતું રે,
લાગે શુષ્ક, શાસ્ત્રોકેરાં જ્ઞાન; હૃદય૦
મન નવ ઉઠે રે, સંકલ્પોને સેવવા રે,
લાગ્યો તેને શુણવાનો આનંદ,
સ્વભાવથી ચંચલ રે, પણ તે સ્થિર થઇ રહ્યું રે,
ચિત્ત પણ આપે બન્યું નિઃસ્પંદ; હૃદય૦
ધાવન કરતી બાહિર રે, ઇન્દ્રિયો પાછી વળી રે,
શમી ગઇ શુણતાં શુણતાં નાદ,
તર્કને ત્યજીને રે, બુદ્ધિ પણ બુડી ગઇ રે;
વ્યર્થ તેને લાગ્યા વાદવિવાદ; હૃદય૦
દરયમાં ધાતું રે, મમત્વ શિથિલ થયું રે,
અહં જ્યાં ભૂલી ગયું નિજ ભાન;
જીવત્વપ્રદેશે રે, કયાંથી પછી તે સ્ફુરે રે,
શમ્યું એ તો ધ્વનિમૂલમાં ત્યજી તાન; હૃદય૦

સહજ સ્વભાવે રે, વિક્ષેપો વિલાઇ ગયા રે,
થઇ રહ્યું સઘળું ધ્વનિમાં લીન;
અનુભવ આવો રે, જેને ઉર ઉઠતો રે,
ઉપેન્દ્રગુરુકરુણાનું એ ચિહ્ન; હૃદય૦

---

## ગુરુશિષ્યસંવાદ.

પદ ૩૫૦ ( મનની ન શુદ્ધિ જો કરે, એ લય. )

ગુરુ ! જલઉપર ચાલી શકું, ' અહો ! કરી શકે તું એમ શું ? '
ગુરુ ! પશુપક્ષીસાથ હું, કરી શકું છું ભલિભાત હું,–
તેની ભાષામાં વાત હું, ' અહો ! એહ પણ તેં સાધ્યું શું ? '
ઘન દ્રવ્યની આરપાર હું, સહજે સુખેથી પસાર થાઉં,
આકાશમાંહિ વિહાર લઉં, ' એ પણ શું તુજથી થઇ શક્યું ! '
સંકલ્પબળથી હું ગુરુ ! આ લોહનું પાણી કરૂં,
આ વાયુમાં જડતા ધરૂં, ' રે ! રે ! તને તે શું કહું; '—
આ તત્ત્વો છે ભિન્નભિન્ન જે, મુજ શક્તિને જ આધીન તે;
મુજ પાસ પ્રકૃતિ દીન છે, સઉ અબળ છે મારા થકું;—
સંકલ્પમાત્રથી હું સઉ, ઉત્પાત પ્રબળ શમાવી દઉં,
સ્વાધીન પ્રાણિપદાર્થ લહું, ન અસાધ્ય છે મારે કશું;—
ગુરુઃ–બુદ્ધિતણા બાળક અલ્યા ! ના કર વૃથા એ છમકલાં,
કાં વ્યર્થ વીણે વેવલાં, એ તુચ્છવત્ હું સકલ લહું;—
મિથ્યા બડાઇ માર ના, પ્રાપ્તવ્ય એને ધાર ના,
નથી શિખરના ઉદ્‌ગાર આ, હજી બાલપણ તુજ ના ગયું;—
તું સિદ્ધિઓ પામે ઘણી, તેને અમૂલ્યસમી ગણી,
પણ રમત એ બાલકતણી, છે, જાણજે ઉર એ પકું;
આ ચમત્કૃતિ તો ભૂલ છે, સામર્થ્યમાત્રનું મૂલ જે,—
તે પદસમીપ સઉ ધૂલ છે, ત્યાં ભાનમાત્ર વિસારવું;—
સામર્થ્ય સઘળું પામવું, પણ મન ન તેમાં જોડવું,
સામર્થ્ય ગુપ્ત જ રાખવું, સામર્થ્ય શ્રેષ્ઠ જ એ કહ્યું;—
સામર્થ્યપ્રભવસ્થાન જે, ત્યાં જઇ નિરાંતે સ્થિત થજે,
ત્યાંથી ન નીચે ઉતરજે, કહું તો સમર્થ તને જ હું;—

---

## વિઘ્નઉપાધિ કોને પ્રાપ્ત થાય છે.

પદ ૩૫૨ ( તારી કુબ્જાસેં મન રાજી—એ લય. )

" અરે ઓ વિઘ્ન ઉપાધિવૃંદ !, કહો તમે કયાં ચલાવ્યાં આજ.
કહો તમે કયાંથી આવ્યાં, તમને કોણે મોકલાવ્યાં આજ. "
બોલ્યાં સઉઃ ' અમે મનુષ્યમનથી,–સર્જાયાં,–ઉછર્યાં ચિંતનથી, '
' અમે ન કોઇને ઘેર જતાં કદી, વણબોલાવ્યાં આજ;—
' બેસે લમણે હાથ દઇ જે, નિરાશ નિરુત્સાહ થઇને,
' તેવાં ઢીલાં જને અમો સઉને ઉપજાવ્યાં આજ;—
' જવલંત શ્રદ્ધા, આશા જેને, ફરકે ન ત્યાં અમ પગ, પણ તેને,—
' નમસ્કાર નવ ગજના કરી, અમે ભાગી આવ્યાં આજ;—
' જેણે અમારી આશા રાખી, ભયથી રહ્યા જે અમને ઝાંખી,
' જઇએ ત્યાં, કાં જે તેણે, અમને તેડાવ્યાં આજ;—

---

## જીવનદીપ.

પદ ૩૫૨ ( મારે મન એ ન અધિક, એ લય. )

તમ જીવન છે એક દીપ,
કાં તો તેથી ગૃહ ઉજાળો, કાં તો તેનાથી ગૃહ બાળો,
એ એવું ઉભય કરવાવાળો; તમ૦
કાં તેમાંથી તેજસ્ કહાડો, કાં તો તેથી કાજળ પાડો,
સારૂં કે ખોટું દેખાડો; તમ૦
સૌન્દર્ય જણાશે એનાથી, દેખાશે કુરૂપતા તેનાથી,
જુઓ રેશમ, કાં તો જુઓ કાથી; તમ૦
એનાથી જવાશે સન્માર્ગે, એનાથી જવાશે ઉન્માર્ગે,
એ દોરી જશે નરકે, સ્વર્ગે; તમ૦
એ દીપથી કાં તો પ્રભુ ભાળો, કાં તો કોઈ શયતાન નિહાળો,
( એ ) બતલાવે, જેવું જોવાવાળો; તમ૦
એ દીપકથી જોવું શું શું, એ દીપકથી કરવું શું શું;
એ કામ હું તમને સોંપું છું. તમ૦

---

સહજ સ્વભાવે રે, વિક્ષેપો વિલાઇ ગયા રે,
થઇ રહ્યું સઘળું ધ્વનિમાં લીન;
અનુભવ આવો રે. જેને ઉર ઉઠતો રે,
ઉપેન્દ્રગુરુકરુણાનું એ ચિહ્ન; હુક્ય૦

---

## गुरुशिष्यसंवाद.

**પદ ૩૫૦ ( મનની ન શુદ્ધિ જો કરે, એ લય. )**

ગુરુ ! જલઉપર ચાલી શકું, ' અહો ! કરી શકે તું એમ શું ? '
ગુરુ ! પશુપક્ષીસાથ હું, કરી શકું છું ભલિભાત હું,-
તેની ભાષામાં વાત હું, ' અહો ! એહ પણ તેં સાધ્યું શું ? '
ઘન દ્રવ્યની આરપાર હું, સહજે સુખેથી પસાર થાઉં,
આકાશમાંહિ વિહાર લઉં. ' એ પણ શું તુજથી થઇ શક્યું ! '
સંકલ્પબળથી હું ગુરુ ! આ લોહનું પાણી કરૂં,
આ વાયુમાં જડતા ધરૂં, ' રે ! રે ! તને તે શું કહું; '—
આ તત્ત્વો છે ભિન્નભિન્ન જે, મુજ શક્તિને જ આધીન તે;
મુજ પાસ પ્રકૃતિ દીન છે, સઉ અબળ છે મારા થકું;—
સંકલ્પમાત્રથી હું સઉ, ઉત્પાત પ્રબળ શમાવી દઉં,
સ્વાધીન પ્રાણિપદાર્થ લહું, ન અસાધ્ય છે મારે કશું;—
ગુરુઃ-બુદ્ધિતણા બાળક અલ્યા ! ના કર વૃથા એ છમકલાં,
કાં વ્યર્થ વીણે વેવલાં, એ તુચ્છવત્ હું સકલ લહું;—
મિથ્યા બડાઇ માર ના, પ્રાપ્તવ્ય એને ધાર ના,
નથી શિખરના ઉદ્ગાર આ, હજી બાલપણ તુજ ના ગયું;—
તું સિદ્ધિઓ પામે ઘણી, તેને અમૂલ્યસમી ગણી,
પણ રમત એ બાલકતણી, છે, જાણજે ઉર એ પકું;
આ ચમત્કૃતિ તો ભૂલ છે, સામર્થ્યમાત્રનું મૂલ જે,—
તે પદસમીપ સઉ ફૂલ છે, ત્યાં ભાનમાત્ર વિસારવું;—
સામર્થ્ય સઘળું પામવું, પણ મન ન તેમાં જોડવું,
સામર્થ્ય ગુપ્ત જ રાખવું, સામર્થ્ય શ્રેષ્ઠ જ એ કહ્યું;—
સામર્થ્યપ્રભવસ્થાન જે, ત્યાં જઇ નિરાંતે સ્થિત થજે,
ત્યાંથી ન નીચે ઉતરજે, કહું તો સમર્થ તને જ હું;—

---

## વિઘ્નઉપાધિ કોને પ્રાપ્ત થાય છે.

પદ ૩૫૨ ( તારી કુબ્જાસેં મન રાચ્યું—એ લય. )

" અરે ઓ વિઘ્ન ઉપાધિવૃંદ !, કહો તમે કયાં ચલાવ્યાં આજ.
કહો તમે કયાંથી આવ્યાં, તમને કોણે મોકલાવ્યાં આજ. "
બોલ્યાં સઉઃ ' અમે મનુષ્યમનથી,–સર્જાયાં,–ઉછર્યાં ચિંતનથી, '
' અમે ન કોઇને ઘેર જતાં કદી, વણબોલાવ્યાં આજ;—
' બેસે લમણે હાથ દઇ જે, નિરાશ નિરુત્સાહ થઇને,
' તેવાં ઢીલાં જને અમો સઉને ઉપજાવ્યાં આજ;—
' જ્વલંત શ્રદ્ધા, આશા જેને, ફરકે ન ત્યાં અમ પગ, પણ તેને,—
' નમસ્કાર નવ ગજના કરી, અમે ભાગી આવ્યાં આજ;—
' જેણે અમારી આશા રાખી, ભયથી રહ્યા જે અમને ઝાંખી,
' જઇએ ત્યાં, કાં જે તેણે, અમને તેડાવ્યાં આજ;—

---

## જીવનદીપ.

પદ ૩૫૨ ( મારે મન એ ન અધિક, એ લય. )

તમ જીવન છે એક દીપ,
કાં તો તેથી ગૃહ ઉજાળો, કાં તો તેનાથી ગૃહ બાળો,
એ એવું ઉભય કરવાવાળો; તમ૦
કાં તેમાંથી તેજસ્ કહાડો, કાં તો તેથી કાજળ પાડો,
સારૂં કે ખોટું દેખાડો; તમ૦
સૌન્દર્ય જણાશે એનાથી, દેખાશે કુરૂપતા તેનાથી,
જુઓ રેશમ, કાં તો જુઓ કાથી; તમ૦
એનાથી જવાશે સન્માર્ગે, એનાથી જવાશે ઉન્માર્ગે,
એ દોરી જશે નરકે, સ્વર્ગે; તમ૦
એ દીપથી કાં તો પ્રભુ ભાળો, કાં તો કોઈ શયતાન નિહાળો,
( એ ) બતલાવે, જેવું જોવાવાળો; તમ૦
એ દીપકથી જોવું શું શું, એ દીપકથી કરવું શું શું;
એ કામ હું તમને સોંપું છું. તમ૦

---

## રસિક વૃત્તિને વિશ્વવિલાસીની ઓળખાણ.

પદ ૩૫૩.

રૂમક ઝુમક પાય ઠેકવનારી,
હવે જરી સ્થિર થઇ રહે ઓ વૃત્તિનારી !
બહિર બહિર બહિર વહેનારી,
ઘર તારે, બેઠો છે તારો વિહારી.
તને ભ્રમવાનો લાગ્યો ચટકો,
(પણ) નયનોનો આ લટકો મટકો,—
કંઇક કરતી ઉરે ઉતર ધારી ધારી,
ત્યાં છે કોઇ લટકાળો પૂરો શૃંગારી;—
તારા મનનું માગ્યું ત્યાં મળશે,
તારો આ ફેરો ત્યાં ફળશે,
આંખ કેવળ છે મદભરી તારી,
એની તો આંખમાં છે કંઇ કંઇ ખુમારી;—
તું હઇશ ગમે તેવી કામી,
એ પણ છે સ્વામીનો સ્વામી.
જરી જા તો એક વાર ખાતર મારી,
જોઉં પછી પાછી તું કેવી ફરનારી;—
એ તો લેશે તને જકડી પાશે,
તું પણ તુંપણું ભૂલવા ચહાશે,
એની પ્રીતરીત છે સઉથી ન્યારી,
તું એ પણ જાણીશ મળ્યો વિલાસી ભારી;

---

## અંતિમ શુભેચ્છા.

પદ ૩૫૪.

સ્થૂલ સૂક્ષ્મ સકલ પ્રદેશમાંહિ, શાંતિ હો ! શાંતિ હો !
સર્વત્ર સર્વે હો સુખી ને સર્વની ઉત્ક્રાંતિ હો,
સર્વત્ર પ્રસરી નિરામયતા, શાંતિ હો ! શાંતિ હો !
જીવપદવિષેથી ઇશપદમાં, સર્વની સંક્રાંતિ હો,
ભય શોક તાપ સમૂલ ટળીને. શાંતિ હો ! શાંતિ હો !

અપરોક્ષ સ્વરૂપાનુભવ કરી જન વાસ્તવિક વેદાંતી હો,
નિજ તત્ત્વથી આ દશ્ય રસતાં, શાંતિ હો ! શાંતિ હો !
શ્રીઇષ્ટઅનુગ્રહથી સહુની નિજ પદે વિશ્રાંતિ હો,
આનંદ હો, ઐશ્વર્ય હો, સુખ શાંતિ હો ! શાંતિ હો !

## બ્રહ્મજ્યોતિદર્શન.

**પદ ૩૫૫** ( સત્ય ધર્મ ધારે, એ લય. )

બ્રહ્મજ્યોતિ ભાળું, સર્વમાંહિ વ્યાપી,
સ્થળ સ્થળ, ઝળહળ,
જેહના પ્રકાશે કરી આ પ્રકાશે; બ્રહ્મ૦
જે અનંત ને અપાર, જેનો સર્વને આધાર,
જેની સત્તા સ્ફૂર્તિવડે, સર્વ આ વિકાસે; બ્રહ્મ૦
જેમાંથી આ સર્વ થયું, વર્તમાને જેમાં રહ્યું,
અંતમાં નિઃશેષ જેમાં આ સમાશે; બ્રહ્મ૦
લય થતાં આ પૃથક્ અહમ્, સર્વ સ્થળે બ્રહ્મ બ્રહ્મ,
ભાળતાં, પ્રકાશતું, ભળાય સ્વપ્રકાશે;[1] બ્રહ્મ૦

## સત્કાર.

**પદ ૩૫૬** ( કોઈ કાઢો જળ બહાર, એ લય. )

બંધુ ! આવો આ વાર, દઈએ સ્નેહે સત્કાર,
સ્નેહે સત્કાર, હર્ષ હૈયે અપાર; બંધુ૦
મંદ મંદ જીવનમાં નવ-જીવન લાવો,
જડ સરખામાંહિ કાંઇ ચેતન ઉપજાવો,
ઉરે દિવ્ય દીપક પ્રકટાવો,
હરી અંધકાર, આ હરી અંધકાર; બંધુ૦
સુકાં ઠુંઠાને નવપલ્લવ બનાવો,
ઉખર ભૂમિમાંહિ પણ રસને રેલાવો,
વાસ્તવ નૃસિંહ શિશુ કહાવો,
તો થાઓ તૈયાર, તો તો થાઓ તૈયાર; બંધુ૦

---

૧ બ્રહ્મદર્શન થતાં આ જે કાંઇ પ્રકાશે છે તે મારા પોતાના જ પ્રભાવવડે પ્રકાશ પામતું અનુભવાય છે.

શિથિલ વૃત્તિમાંહિ ઉત્સાહ ઉભરાવો,
શ્રમિત થયા હોય તેના શ્રમને ઉતરાવો,
આપવડે કાર્ય આવાં થાઓ;—
એ ઇચ્છાનો સાર, અમ ઇચ્છાનો સાર; બંધુ૦

---

## जीवने उपदेश.

**પદ ૩૫૭ ( ગઝલ. )**

હજારો જાતનાં ફાંફાં, અરે જીવ શીદ મારે છે ?
કરી લે એક એવું જેથી થાય જે તું ધારે છે.
હજારોની કરી પળસી, છતાંએ નિત્ય હારે છે,
કરી લે એકની તું જેથી, થાયે જે તું ધારે છે.
હજારોની ગુલામીમાં તું તુજને શીદ મારે છે ?
કરી લે એકની તું જેથી, થાયે જે તું ધારે છે,
હજારોની ગરજ તેં રાખી, તેને ત્હારી કયારે છે ?
કરી લે એકની તું જેથી, થાયે જે તું ધારે છે,
હજારોને ઉપાસ્યાથી, નહિ કો કોને તારે છે,
ઉપાસી એક પ્રભુને લે કરીશ પછી જે તું ધારે છે.
ધરી જો એક નિષ્ઠા, એક આશ્રય, એક વારે છે,
એક ઉપેન્દ્ર પ્રભુમાં, તો પછી સર્વાર્થ સારે છે.

---

## केवल कर्तव्यप्रति लक्ष राखवा बोध.

**પદ ૩૫૮ ( પ્રભુ મુજ કૃતિમાં બહુ ખામી, એ લય. )**

જગતની ટીકા પ્રતિ ના જો, તારું તુજ કર્તવ્ય ચિત્ત પ્રો.
જગતતણી ટીકાનો જરીએ, મનથી ધરીશ ન ભો.
સન્નિષ્ઠાથી સત્કર્તવ્યે, વળ્યો જજે તું તો;—
ફલ પ્રકટે ત્યાં સુધી તારું કર્તવ્ય કરીશ તું જો,
ફરી ટીકા તારી કરવાની, ભૂલી જશે જગ ખો;—
તુજ સન્મતિ કરવા ઇચ્છે, જે ના કરવા કહે કો,
દૃઢ આગ્રહથી કર તે, છોડી, બીજાં કામો સો;—

બીજાની ટીકાથી ડરવું બની જરી ના રે,
સત્કર્તવ્ય અડગપણે વહેવામાં ડરે છે શો ?—
કંઈ તો પુરું નથી જાણતા, આ તે સાપ કે ઘો,
છતાં ટીકા કરવા મચતા તો તેને કરવા દો;—
બીજાને ટીકા કરવી હોય તો તે કરતા છો,
પણ હું ઇચ્છું તું કર્તવ્યે સદા સર્વદા હો;—

---

## પોતાના અંતરમાં રહેલા બળપ્રતિ લક્ષ કરાવનાર વચનો.

**પદ ૩૫૯ ( નથી નથી મેં કર્યું કશું, એ લય. )**

શીદને ઢીલા થવું પડે જો અંતરમાં બળ ભરીયું રે હાં,
શોધી ખોળી કરી હસ્તગત, તેનો કરી ઉપયોગ,
સઉના સ્વામિ થઇ કાં ન રહીએ.
તેને આપણ અધમ કહીએ, ઘરમાંહિ ધન હોય રે હાં,
છતાં દુઃખી રહે અને કરે નહિ, તેનો કદી ઉપભોગ; સઉના૦
તેને પણ આપણ કેવળ મૂઢમતિ માનીએ છઇએ રે હાં,
ઉત્તમ ઔષધ પ્રાપ્ત છતાં નવ ખાઇને ટાળે રોગ; સઉના૦
તેને તો વળી મૂર્ખશિરોમણિ આપણ જ્યાં ત્યાં કહેતા રે હાં,
અનંત વૈભવ પ્રાપ્ત છતાં જે લે નહિ તેના ભોગ; સઉના૦
પણ આપણને ડાહ્યા ગણીએ, દુઃખ દુઃખ દુઃખ ગાવામાં રે,
જો કે આપણો દુઃખહર વસ્તુથી છે નિત્ય સંયોગ; સઉના૦
પ્રયત્ન કરવાનો બીજાને પ્રબોધ આપણ કરતા રે હાં,
તે પ્રબોધને ગ્રહી આપણે, કરવો ઘટે ઉદ્યોગ; સઉના૦
નિજ આત્મામાં શમીને ત્યાંથી અપૂર્વ બળને ગ્રહેવું રે હાં,
સદ્ય થશે સર્વાર્થસિદ્ધિ આચરતાં એહ પ્રયોગ; સઉના૦

---

## સ્નેહમાં સર્વ કાંઇ છે.

**પદ ૩૬૦ ( વાલમા આવો સ્નેહેથી ભીંજીએ, એ લય. )**

સ્નેહમાં કહો શાની ઉણપ છે,
એ તો પૂર્ણ અનુપ, એ છે પ્રભુનું સ્વરૂપ; કહો૦

સ્નેહવડે વિદ્યા ભણાય છે,
સ્નેહે ગુરૂ વશ થાય;
માતપિતા આદિ સંબંધિઓ,
એક સ્નેહતણા તંતુથી જોડાય,—સંધાય; કહો૦
સ્નેહથી સંસાર સુધરે,
જીવન દિવ્ય બની જાય;
દાંપત્ય ધર્મ તવ ખીલતાં,
રુડી રીતે ગૃહસ્થાશ્રમમાંહ્ય—વહાય; કહો૦
સ્નેહવડે દેવો વશ થાય છે,
સ્નેહે વૈરી વશ થાય;
સ્નેહવડે ચિંતન જેનું થતું,
તે પદાર્થ નિકટ આકર્ષાય,—પમાય; કહો૦
ભક્તિ પણ સ્નેહથી સધાય છે,
મંત્રયોગાનુષ્ઠાન,
સર્વસ્વ સ્નેહથી ત્યજાય છે,
સ્નેહે થાતું તત્ત્વાનુસંધાન,—ધ્યાન; કહો૦
નિત્ય મુક્ત તેહ પ્રભુ સ્નેહથી,
ઉપાસકથી બંધાય,
સઘળું સધાવનાર સ્નેહને,
સાધો સાધકબંધુસમુદાય,—સદાય; કહો૦

---

## કર્તવ્યશીલ મનુષ્યનું પોતાના સંગીને સૂચન.

પદ ૩૬૧ ( ભર દરીયે હોય છોડવો તો, એ લય. )

ઠેઠ સુધી રહેવું ન હોય તો સંગી મારા કો થશો મા,
અધવચે આવી ઢીલા બની, ઢીલા કરવા અન્યને—
હોય તો ભળવાનું મિથ્યા, ડોળ એ દેખાડશો મા; ઠેઠ૦
સંગી થઇને જો પછી, બબડાટ કરવો હોય તો—
તો અમારી સાથ ભળમાંહિ નામ ગણાવશો મા;— ઠેઠ૦
વાત મોંની માત્ર કરવી હોય જો મીઠી મીઠી,
તૃપ્ત છું એનાથી, વાતોનાં વડાં ખવડાવશો મા;— ઠેઠ૦

શિરસાટે કામ કરવા કેરી ઇચ્છા હોય ના,
મોરનું પીછું લઇ રણમાં ઝઝુમવા આવશો મા;— કે૦
જો મમત્વ ન ઉપજે જો, કંઇ પ્રીતિ પ્રકટે નહિ,
તોય મિથ્યા મહિં ભળીને ' મેંખીડીચ ' કે'વડાવશો મા;— કે૦
થાશે અમારા સંગી જે કર્તવ્યના રસિયા હશે,
સ્પષ્ટ કહું છું અન્યને જે, આવશો મા આવશો મા;— કે૦

---

## तत्त्वानुभव कोण करी शके छे.

પદ ૩૬૨. ( ભાળું પ્રેમે ભરેલું, એ લય. )

તેણે તત્ત્વ નિહાળ્યું,
સ્વરૂપે જેણે દૃશ્ય સમગ્ર ઓગાળ્યું; તેણે૦
હણી ભેદ નાના, જીવપણાના, એકત્વમાં મન ઢાળ્યું,
અંતરથી જેણે દ્વૈતના ભાનને ટાળ્યું,
જાણ્યું ન જેણે સ્વરૂપ નિરાળું; તેણે૦
વિવેક વિરાગને ઉરથી સજીને, વાસનાનું બીજ બાળ્યું,
સંકલ્પકેરા સ્ફુરણને ઉઠતું ખાળ્યું,
મિથ્યા અહંને જેણે પ્રજાળ્યું; તેણે૦
ત્વમ્ ઇદમ્ ટાળ્યું, જીવત્વ પ્રજાળ્યું; જ્યાં માયાનું આવરણ કાળું,—
તે સ્થાને એક ચૈતન્ય વિલસેલું ભાળ્યું,
સર્વાંશ તેમાં ચિત્ત પખાળ્યું; તેણે૦
નરહરિ ગુરુકળે, મન નિજ યત્નબળે, વિષયે જતું પાછું વાળ્યું,
ચિદ્રવિ રશ્મિથી બાહ્યાંતર જેણે ઉજાળ્યું,
ઉપેન્દ્ર પદે રહીને શ્રદ્ધાળુ; તેણે૦

---

## अस्थिरतानो अनुभव करनार अभिमानीनी स्थितिनो परिचय.

પદ ૩૬૩ (ઘરની શોભા છે ઘરવાળી, એ લય. )

આ શું અન્યાંશ્રયી મન થાતું ? ઉરમાં સ્પષ્ટ ન એ સમજાતું,
આજ લગી જેના આશ્રયમાં, ફરતું થઇ મદમાતું,
તે આશ્રયને કંઇક શિથિલ ગણી, બીજે તો ધાતું ? ઉરમાં૦

એક સમર્થ પ્રભુ જાણીને, મૂકયું ચરણે માથું,
વિવિધ કામનાવશ થઇ એ બીજે તો નથી ફસાતું ? ઉરમાં૦
નિજ ઉપાસ્યનું સ્મરણ શિથિલ કરી, અન્યની મૂર્તિ ધ્યાતું,
શું કંઈ વિધિ વિધ સિદ્ધિકાજે અન્ય વિષે લોભાતું ? ઉરમાં૦
પ્રગતિ મારી અટકી લાગે, આગળ નથી જવાતું,
એહ વિચારે અન્યાશ્રયમાં શું આ મન મોહાતું ? ઉરમાં૦
સર્વશિરોમણિકેરૂં શરણ (મેં) લીધું મન એમ જ ગાતું,
બીજી વાતની પેઠે એ પણ મનની મિથ્યા વાતું ? ઉરમાં૦
આ સાધું કે તે આરાધું, એમ ઉરે થઈ જાતું,
દેવ આપશે, દેવી આપશે, શું ? જે મન આ ચહાતું ? ઉરમાં૦
હે મન ! વિનવું તુજને કંઇ પણ, સમજણવાળું થા તું,
ઉપેન્દ્ર નરહરિ પદમાં નિશ્ચલ, થઇ રહેજે અખિયાતું; ઉરમાં૦

---

## वास्तव सत्यना अनुभवकाले साधकना उद्गार.

પદ ૩૬૪. ( હવે મને હરિનામનો નેહ લાગ્યો, એ લય. )

હવે મને સત્યનો પંથ હાથ લાગ્યો,
મારા અંતરમાં કોઈક જાગ્યો રે; હવે૦
સત્ય જાણીને મેં અસત્યના પંથમાંહિ, આજસુધી પ્રયાણ કીધું,
નેત્રથી દેખતો જે, બુદ્ધિમાં લેખતો જે, તેને જ સત્ય માની લીધું રે; હવે૦
આજસુધી હું તો જગતમાં સર્વને, જડ અને જીવરૂપે જોતો,
સત્યના પંથે પળતાં જણાયું મને જે એકે, અણુ નથી ચૈતન્યવિણ હોતો રે;-
આજસુધી મેં તો દૃઢપણે માન્યું જે, મનુષ્ય છે મર્યાદિત વ્યક્તિ,
સત્યના શિખરે ચઢી જોતાં જણાઈ સઉમાં, પ્રભુની અમર્યાદ શક્તિ રે;-
અદૃષ્ટ હેતુથી બંધાયો જીવ એવું, માન્યું હતું મેં આજસુધી,
સત્યના અનુભવે જોતાં જાણ્યું જે જીવને, જીવવિણ બંધનકર્તા કો નથી રે;-
દુઃખ ભય શોક મૃત્યુ આદિ વિકારોથી, જાણ્યું મેં જગત્ ભરેલું,
સત્યની દૃષ્ટિવડે જોતાં જાણ્યું જે એમાં, સત્ચિત્આનન્દ છે વ્યાપેલું રે;-
બહિર્ પ્રદેશના અનુભવમાં છે, જ્ઞાન રહ્યું એમ જાણ્યું,
વાસ્તવ જ્ઞાન તો અંતર્ગુહામાં રહ્યું, સત્યવડે એવું મેં પ્રમાણ્યું રે;-
આજસુધી મેં જાણ્યું, મનુષ્ય સ્વયત્નથી, સત્યનો માર્ગ શોધી શકતો,
વસ્તુતઃ ગુરુસહાયવિણ માર્ગમાં, ઘડીએ ને પલકે તે અટકતો રે;-

ઉપેન્દ્રસદ્દગુરુઅનુગ્રહ થાતાં, વાસ્તવ સત્ય તે લહાયું,
અનુભવવા યોગ્ય અનુભવે આવ્યું અને, જાણવાનું સઉ જણાયું રે;–

## केटलांक अंटोळकाटलां.

પદ ૩૬૫. ( આયા કરો ઇધરભી—એ લય. )

આવો થોડાં ગણાવું હું અંટોળ કાટલાં,
કામ કરવું જેમને ન આખા જન્મમાં,
છતાંય હોય વાતમાંહિ પૂરા ભાટલા;[1]
જાણો એ નામાંકિત છે અંટોળ કાટલાં.
અન્યને ઉપદેશવામાં જે શુરા પૂરા,
આચારમાં મૂકવામાં જે છે થંડાં માટલાં; જાણો૦
દૈવત ન હોય તોય અગ્ર આવીને,–
ચહે મૂકાવવા તે સઉથી પહેલા પાટલા; જાણો૦
જે ચકોર અન્ય કેરૂં છિદ્ર જોવામાં,
અને જુએ ન વસ્ત્ર નિજ વહેંત ફાટલાં; જાણો૦
પૈ ન ખરચે અન્ય કાજે, તોય પાથરે,
પારકાને ત્યાં નીરાંતે જેહ ખાટલા; જાણો૦
ઇચ્છશો તો વળી ગણાવીશ બીજાં ફરી,
હાલ તો હું માત્ર ગણાવું છું આટલાં; જાણો૦

## विचारभेदथी विग्रह न प्रकटाववा हितवचन.

પદ ૩૬૬. ( શામાં તુજ હિત છે રહ્યું, એ લય. )

ઉંચાં મન સંસારમાં, એક બીજાનાં થાય,
વ્યવહારે પરમાર્થમાં, દુઃખ દુઃખ દુઃખ લહાય.
વિચારનો ભેદ પડતો તોય સાવધ નિત્ય રહીએ,
હોયે મતભેદ છતાં મનોભેદ ન બન્ધુ ! થાવા દઇએ.
વિચારભેદ વધારતાં, મન સંકુચિત થાય,
સંકુચિત મનથી કદી, નિજ પરહિત ન લહાય,
ન હિત જે જણાવતો તે માર્ગમાંહિ શીદ વહીએ,
હોયે મતભેદ છતાં મનોભેદ ન બન્ધુ ! થાવા દઇએ.

---

[1] ભાટ.

મન ઉદ્વેગવિષે રહે, મનનો સાત્વિક ભાવ,—
ટળતો, ઉરમાં વાધતો, અખંડ ઉગ્ર સ્વભાવ;
જણાયે દોષ અન્યે, જોવા ચહીએ કે ન ચહીએ.
હોયે મતભેદ છતાં મનોભેદ ન બન્ધુ ! થાવા દઇએ.
એક બીજાનાં છિદ્ર ને, એક બીજાના દોષ,
વિચારભેદ થતાં જુએ, વધારી મનનો રોષ,
વિચારના ભેદઅર્થે, સ્નેહઉપર છીણી ન દઇએ,
હોયે મતભેદ છતાં મનોભેદ ન બન્ધુ ! થાવા દઇએ.
સહજ સહજ વાતોવિષે, પાડી વિચારભેદ,
ઉરના વિશુદ્ધ ભાવનો, કરશો ના વિચ્છેદ;
વિચારભેદ જણાય કંઈ, તોપણ બંધુ ગણાય,
ક્ષુદ્ર કાર્યને કાજ શું, બન્ધુભાવ હણાય ?
કરી મનને વિશાળ, ધરી ઉપેક્ષાબુદ્ધિ, સહીએ,
હોયે મતભેદ છતાં મનોભેદ ન બન્ધુ ! થાવા દઇએ.
નીચી ભૂમિમાં રહ્યો, જણાય જ્યાં ત્યાં ભેદ,
શિખરે સ્થિતિ કરતાં, નથી, કશા ભેદ કે છેદ,
નૃહરિકરુણાવડે તે સ્થિતિવિષે શીઘ્ર આરૂઢ થઇએ,
હોયે મતભેદ છતાં મનોભેદ ન બન્ધુ ! થાવા દઇએ.

---

## ઉદયની પ્રતીક્ષા

પદ ૩૬૭. ( આવે આજે આવે, એ લય. )

આવે હવે આવે, ઉદયનો સમય આવે,
આવે આવે એ સમય શીઘ્ર આવે.
લાવે ઘણું લાવે, સામર્થ્ય સંગે લાવે,
લાવે, લાવે, એ આપવાને લાવે.
ઝાંખી ઝાંખી ક્ષિતિજમાંહિ આભાસવા માંડી,
ક્ષિતિજતણા મૂલમાંહિ દૃષ્ટિ જેણે માંડી,
તેમને જણાય રમ્ય એ પ્રકાશ હાવે; આવે૦
તિમિર જ્યાં જણાતું ત્યાં પ્રકાશ હવે થાશે,
અસત્ ભ્રમ વિલાઇ સત્ય હશે તે જણાશે;
ભાનું ઉગશે જે ભાવિગગનને દીપાવે; આવે૦

ઉન્નતિના યુગનો પુનઃ આરંભ થાશે,
પ્રગતિતણો પંથ પુનઃ ખુલ્લો મૂકાશે,
ચિંતિત બહુ કાળકેરા અર્થો સધાવે; આવે
રશ્મિ ક્રમે ક્રમે ઉંચાં ઉંચાં ચઢે છે,
દૃષ્ટિ નાંખી જુઓ કાંઇ નજરે ચઢે છે ?
જોઇ સ્મરો નૃહાંર પ્રભુ ઉપકૃત ભાવે; આવે

---

## પ્રગાઢ શાંતિના અનુભવ કરનારના અનુભવોદ્ગાર.

પદ ૩૬૮. ( રમતી હરિમાં વૃત્તિ સહાય, એ લય. )

વૃત્તિ આ સહસા એક દિન ઉડી ઉડી ચાલી,
બાહ્ય શાન્તિથી કોઈ શાન્તિ નિરાળી,
અધિક ઉંડે જતાં અનુભવે નિહાળી; વૃત્તિ
ઉંડાણે જાતાં લહ્યું, પડ પહેલું ઘનરૂપ,
ઝાકળજળસરખું લહ્યું, ત્યાં શાન્તિનું સ્વરૂપ;
ક્ષણે ક્ષણે બુદ્ બુદ્સરખી, થાતી અળપાતી,
એવી શાન્તિ જોઈ અસ્થિરતાવાળી; વૃત્તિ
સંતોષિત વૃત્તિ ન થઇ. ત્યાંથી સૂક્ષ્મપ્રદેશ,
વિષે ગઇ ઝાઝી ઉંડી, જોવા શાન્તિ વિશેષ.
પ્રદેશ જણાયો ત્યાં તો, દ્રવતાભરેલો,
તેમાં શાન્તિ કંઇ ગાઢી થતી ન્યાળી; વૃત્તિ૰
હજી પણ અધિક ઉંડે વહી, આવ્યો અન્ય પ્રદેશ,
પ્રકાશ જ્યાંહિ સભર ભર્યો તેમાં કર્યો પ્રવેશ,
વિક્ષેપનું બલ તેમાં દુર્બલ દીઠું,
ને ગંભીર ભાળી શાન્તિ રસાળી; વૃત્તિ૰
ક્રમે ક્રમે શમતા ગયા, ત્યાં સંકલ્પ વિકલ્પ,
તેમ તેમ શાન્તિ પ્રબલપણે, વધતી ભાળી અનલ્પ,
નિર્મલ જલમાંથી જાણે સ્ફટિક પ્રકાશે,
તદ્વત્ ત્યાં ચૈતન્યસ્ફૂર્તિ નિહાળી; વૃત્તિ૰
અનાયાસ ત્યાંથી સહજ, વૃત્તિ ઉંડે વહી,
પ્રગાઢ શાન્તિમાં ભળી, એક રૂપ થઈ ગઈ,
પૂર્ણ ચૈતન્યમય એહ પ્રદેશે,
શાન્તિ શાન્તિ શાન્તિ શાન્તિ ભાળી; વૃત્તિ૰

---

## અંતિમ ઉપદેશ

પદ ૩૬૯. ( ભરદરીયે હોય છોડવો તો, એ લય. )

હિતજનક અંતિમ આ ઉપદેશ બન્ધુ ! વિસારશો મા,
મનરિપુને જીતવામાં, યત્નશીલ સદા રહો,
કઠિન કાર્ય જણાય વહાલા ! તોય હિંમત હારશો મા; હિત૦
વિષયકેરી લાલસા ક્ષણ ક્ષણ વળગતી આવશે,
મોહવશ થઇ લોલુપ હૃદયે, બન્ધુ ! તેહ સ્વીકારશો મા; હિત૦
વાત જે વીતી ગઇ ને થવાનું તે થઇ ગયું,
વ્યતીત તે પ્રતિકૂલ સ્મરીને, આંસુ શાણા ! સારશો મા; હિત૦
કોઇએ કર્યું હોય અઘટિત કે કહ્યું કડવું કદી,
ઉરતણા ઉંડાણમાં પણ એ બલા સંભારશો મા; હિત૦
વ્યર્થ વાતોના તડાકામાં સમય નવ ગાળશો,
નિષ્પ્રયોજન કાર્યમાંહિ માથું મિથ્યા મારશો મા; હિત૦
ઇષ્ટથી અર્પિત સાધન સાધજો બહુ ભાવથી,
દુર્બલ અધિકારી રૂપે નિજને વીરા ! આકારશો મા; હિત૦
છે સમર્થ શિરે ગુરુ જય તમારો નિશ્ચય થશે,
કેવલ તમારા ઇષ્ટમાંથી ઇષ્ટબુદ્ધિ ઉતારશો મા; હિત૦

---

## શ્રી ગુરુસ્તવન.

પદ ૩૭૦. ( પ્રિયતમ પ્રભુ કરીએ વંદના, એ લય. )

જય નરહરિ ! નિખિલાધીશ્વરા !
અમે કરીએ પ્રણતિ પરંપરા; જય૦
આજ પ્રસારો કરુણાદષ્ટિ, અમૃતભરી ચેતોહરા; જય૦
પરમ શાન્તિ તૃપ્તિ દેનારી, જે છે અતીવ સુન્દરા; જય૦
જે યોગિનાં ચિત્તવૃત્તિને, છુપાવનારી કંદરા; જય૦
ભક્તજનોના નિવાસકેરી, જે છે દિવ્ય વસુંધરા; જય૦
મહામસ્તીમાં વિહાર કરતા, જેમાં ઋષિમુનિનિર્જરા; જય૦
જ્ઞાનીને પણ મુગ્ધ કરે છે, એવી પરમ મનોહરા; જય૦
નિજ પ્રતિ ઇચ્છે શ્રેયસ્સાધક, તે દષ્ટિ શ્રેયસ્કરા; જય૦
આજ મનેચ્છા સફલ કરો એ, કૃપા કરી સદ્ગુરુવરા; જય૦

---

## साधन साधवा साधकोने उपदेश.

પદ ૩૭૧. ( સંકેલી વૃત્તિને વીરા બ્હારથીરે, લય. )

વહાલા બન્ધુ ! આવીને સમારંભમાંરે, કાંઇ સાધો સાધનીયાં,
સાધો સાધનીયાં, શુદ્ધ કરીને તનમનીયાં, વળી સુદૃઢ આસનીયાં,
કરીએ પ્રભુનાં દર્શનીયાં;—
નિજ સત્સાધનને ઉપકારક, જે જે ક્રિયા ગણાય,
અધિક અધિક સાવધતા તેમાં, રાખી બન્ધુ ! સદાયરે; કાંઇ૦
સાધન સાધો, પણ પ્રતિબંધક, હેતુ જો ન ટળાય,
સાધેલું બળ અફળ થશે પરિ–ણામે કશું ન પમાયરે; કાંઇ૦
આમ ગયા ને તેમ ગયા વળી માર્યા તડાકા ખુબ,
તો તો જાણો સાધનભોજનઉપર વળશે ઉબરે; કાંઇ૦
તેમ જ મનની ચેષ્ટાઓ પણ, જુઓ વિહિત અવિહિત,
વિહિત ક્રિયા કેવલ ગ્રહશો તો થાશે ધ્યેય પ્રતીતરે; કાંઇ૦
સાધનશીલ બન્યાવિણ બન્ધુ ! કશું કદી ન સધાય,
સાધનવ્યસની થઇએ તો તો, ચઢીએ ખુમારીમાંહ્યરે; કાંઇ૦
યથાર્થ સાધન સાધવાં, આપણું જાણો એ વ્રત,
વ્રત ચુકયે નવ મળે ઇષ્ટફળ, થાય ન અનિષ્ટ નિવૃત્તરે; કાંઇ૦
સાધનમાં પ્રીતિ એ જાણો, પ્રભુ કરુણાનું ચિહ્ન,
સાધી સાધક ! ગ્રહી ગુરુકરુણા, ડંકો વગાડો તડિંગ ધિન્નરે; કાંઇ૦

---

## संयमित वृत्ति थतां थतो अनुभव.

પદ ૩૭૨. ( શો સુખકર વિરાગરવિ વિલસી રહ્યો, એ લય. )

શી આ નિશ્ચેષ્ટ સંયમિત વૃત્તિ થઇ !
વૃત્તિ થઇ; દુઃખનિવૃત્તિ થઇ; શી૦
વૃક્ષ ધાતુ પાષાણ જે, દેખાતાં જડરૂપ,
તે પણ વાસ્તવ છે નહિ, ઉર નિશ્ચેષ્ટસ્વરૂપ,
વિવિધ વિકાર ધાતુ આદિમાં ઉઠતા,
આ તો નિર્વિકાર ને નિર્લેપ થઇ,
નિર્લેપ થઇ, મહા સ્થિર થઇ રહી; શી૦

કોટિ પ્રયત્ને કદી નહિ, ઝાંખી જેની થાય,
સંયમિત વૃત્તિ થતાં, તે વિસ્પષ્ટ લહાય,
' આ કે તે ' ની અનેક શંકા શમતી રે,
આ ઇન્દ્રિય પણ થઇ શાન્ત, જરી નથી દમતી રે,
છુટો કરતાં આંકડો, ડબ્બો છુટો થાય,
મન પણ તેમ છુટું થતાં, બહિર્ શી રીતે ધાય,
બુદ્બુદ્ તરંગ સર્વ જ્યાં ના ત્યાં શમી ગયા,
નિરતરંગ અતીવ ગભિર એ થઈ રહી,
એ થઈ રહી, પરમ શાન્તિને લહી; શી૰
ઉંડામાં પણ ઉંડું જે, સર્વમૂલ નિજરૂપ,
હવે વિશદરૂપે લહ્યું, યદ્યપિ પૂર્ણ અરૂપ,
પરમપદે એ સહજ ન્યાળતાં ન્યાળતાં,
તન્મયતા તે શું મારી સિદ્ધ થઈ ગઈ,
સિદ્ધ થઇ ગઈ, રહ્યો ભિન્ન હું નહિ; શી૰

---

## स्वीकारेला कर्तव्यनो विरोधी विषय न ग्रहण करवा जीवपतंगने सूचना.

પદ ૩૭૩. ( પ્રિય વાંસલડી, એ લય. )

પ્રિય પતંગિયા ! તુજ પ્રતિકૂલ વિષયેથી સાવધ રે'જે,
તું અનુકૂલ વિષયે ભલે ભ્રમજે, તું નિર્મલ માર્ગે ભલે રમજે,
પણ પ્રતિકૂલમાં કદી તું ન જજે; પ્રિય૰
તું ભલે સ્વાદ ઉત્તમ લેજે, તું ભલે ભવ્ય મહાલય રહેજે,
તું ભલે સુગંધ મધુર ગ્રહેજે; પ્રિય૰
ભલે સુન્દર વસ્ત્રવિષે ફરજે, ભલે સુન્દર જલમાંહી તરજે,
ભલે સુન્દર નાદવિષે ઠરજે; પ્રિય૰
તું ભલે પુષ્પવનમાં જાજે, તું ભલે સ્વાદુફલને ખાજે,
પણ દીપકપ્રતિ તું ન જઇશ રજે; પ્રિય૰
એ ભલે બહુ મોહક ભાસે, પણ જો તું જઇશ તેની પાસે,
તો નાશ જરૂર તરો થાશે; પ્રિય૰

એ દીપ છો તુજને બોલાવે, છો ચાલ્લુ તેટલો લોભાવે,
પણ સપડા નહિ તેને દાવે; પ્રિય૦
જો મોહ ધરી તું ત્યાં ધાશે, ક્ષણ એકમાં ભસ્મીભૂત થાશે,
નિશ્ચય તું જાણ મરી જાશે; પ્રિય૦
નથી પાંખ દીધી ત્યાં જાવાને, પણ ઉલટું તેથી દૂર થાવાને,
સ્વારીકાજે ઘોડું, ન ઉંચકવાને; પ્રિય૦
જો સાવધતા આટલી રહેશે, તો તારો નાશ કદી ન થશે,
ઉલટું સુખ અધિક અધિક ગ્રહેશે; પ્રિય૦
જીવ ! જે ( તેં ) કર્તવ્ય ગ્રહણ કીધું, તેમાં શું વાંકું શું સીધું,
તે વિચારી સીધું સ્વિકાર જ તું; પ્રિય૦
છો અન્યને વિષય સુખદ ભાસે, ભલે જગત્ સદા તે પ્રતિ નાસે,
પણ તું ન જઇશ તેની પાસે; પ્રિય૦
તુજ કાજે હોય વિહિત જે જે, નિર્ણય નિઃશંક થઇ ગ્રહે તે,
નરહરિકરુણા તું લહીશ સહજે; પ્રિય૦

---

## તત્ત્વદૃષ્ટિમાહાત્મ્ય.

**પદ ૩૭૪.** ( ચિદાકાશવિણ અન્ય કાંઇ નથી, એ લય. )

યથાર્થ તત્ત્વદષ્ટિવિના થતી નથી જીવને શાન્તિ,
નથી વિલાતી અનેક ઉપાધિજનક જીવત્વની ભ્રાન્તિ; થતી૦
મૃગજળનો સાગર પીતાં પણ, તૃપ્તિ ના થાતી,
શાન્તિપ્રાપ્તિમાં વિધવિધ સિદ્ધિ, તદ્વત્ વૃથા લહાતી; થતી૦
ઉર અજ્ઞાનની જવાળા અન્ય સાધનથી કદી ન શમે,
ક્ષુધા શમે શું સ્વપ્ન વિષે, કદી ષડ્રસ ભોજન જમે; થતી૦
ઉન્માદાવસ્થામાં ધન જોનાર ન ધનિક થતો,
તત્ત્વાવસ્થાવિણ બીજીમાં, રહે તે શાન્તિ ન વરતો; થતી૦
તત્ત્વભાવના એક જ કેવલ કલેશમાત્ર ટાળે,
ચિત્રતણો અગ્નિ ન કદાપિ તણખલું સરખું બાળે; થતી૦
આરૂઢ તત્ત્વભાવ પ્રતિકૂલ કોઇ પણ સ્થિતિ પરહરતો,
(જેમ) રસસિદ્ધોનો રસ એક કેવલ, લોહને સ્વર્ણ જ કરતો; થતી૦
તત્ત્વતણી કોઇ પ્રખર ખુમારી, જેણે ના જાણી,
ભલે સર્વ સાધ્યું પણ તેનું, જીવતર બધું ધૂળધાણી; થતી૦

પ્રાપ્તવ્યની પરકાષ્ઠા જાણો, એક તત્ત્વસ્થિતિ,
ઉપેન્દ્ર તત્ત્વે રમતાં તુચ્છ ગણે ત્રિલોકસંપત્તિ; થતી૦

---

## चित्तने ईश्वराभिन्न करवा प्रबोध.

પદ ૩૭૫. ( ગરબી. )

આ ચિત્તને શમાવશો પ્રભુમાંહિ ક્યારેજી,
આ કિલષ્ટ વિષયમાંથી શોધી રે હાં;
આ મનનો તનમનાટ મહાભયકારીજી,
તેને દેશો સ્વરૂપે ક્યારે ગોંધી રે હાં; આ૦
વીરા ! વિચારો આ આયુ એ ચાલ્યુંજી,
તન બળ પણ ક્ષીણ થાશે રે હાં;
ધાર્યું જે આજે જો તે ન સધાયુંજી,
શાથી ધારો જે કાલે સધાશે રે હાં; આ૦
એની મેળે ચિત્ત ચિન્મય થાશેજી,
એવી મિથ્યા દુરાશા ન ધારો રે હાં,
યત્ન સમર્થ કર્યા વિણ કદીએ જી,
નહિ આવે ઉગરવા વારો રે હાં; આ૦
ગુરુ, ગુરુકરુણા ને ગુરુકળ પામ્યા જી,
એ તો સબલાશ્રય છે મોટો રે હાં;
સાધન, જીવન, શક્તિ પામ્યા જી,
હવે શી વાતનો છે ટોટો રે હાં; આ૦
નવીન સાધન અર્થે ફાંફાં ન મારોજી,
આ પ્રાપ્ત સાધનને સેવો રે હાં;
અમોઘ સાધન એ તો નિશ્ચય જાણોજી,
જેને સાધી જીવો થયા દેવો રે હાં; આ૦
વિલંબ તેટલી હાનિ જાણો જી,
હવે તો સાવધતા આણો રે હાં,
**નરહરિ** પ્રભુમાંહિ સાધક શાણોજી,
ધન્ય આ જન્મે જે શમાણો રે હાં; આ૦

---

## स्वरुपभावना.

પદ ૩૭૬. ( અમને લાગી સ્વરૂપ શું તાળી, એ લય. )

હું છું પૂર્ણ અખંડ અનાદિ, હું છું સ્વરૂપે પ્રિયાસ્તિભાતિ.
નિર્વિકાર નિર્લેપ હું તેને, ક્યાંથી નડતા વ્યાધિ,
નિશ્ચલ નિત્ય નિરાલંબી હું, તેને ક્યાંથી આધિ; હું છું૦
તત્ત્વદૃષ્ટિ મુજ જુએ ન જેને, જગ આ કહે ઉપાધિ,
ક્યાંથી બહિર્મુખતા સંભવ જ્યાં, સંતત સહજ સમાધિ; હું છું૦
પૃથક્ કશાથી ન હું તો ક્યાં, ઉઠે ભાવ અસ્મદાદિ,
વાદી પ્રતિવાદી નહિ હું તો, ક્યાં કોની ફરિયાદી; હું છું૦
ક્રિયા નથી કે ક્રિયાવાન્ નથી તો ત્યાં કોણ પ્રમાદી,
ચિત્ત નથી જ્યાં ત્યાં ચિંતન ક્યાં, કે ક્યાં ચિત્તપ્રસાદી; હું છું૦
સાધન, સાધક, સાધ્ય ન હું પછી, શું શકવાનું સાધી,
આરાધન, આરાધ્ય ન તો પછી, શું રહું હું આરાધી; હું છું૦
દર્શન, દૃષ્ટા, દૃશ્યવિષે, મારી ગણતી ન ગણાતી,
અખંડૈકરસ ચિદ્દ્ઘન હું એ, વાત સરળ ને સાદી; હું છું૦

---

## अंतिम स्तुति.

પદ ૩૭૭. ( જય સુખધામ, એ લય. )

જય જગદીશ ! નામી શીશ, સ્તવીએ આજ દો આશીષ્.
ઉર અહોનિશ, સર્વાધીશ ! સ્મરણ આપનું રહો હે ઈશ !
પ્રભુ આપ સ્મરણથી સઘળું મળતું,
મનને સદા રાખો આપપ્રતિ વળતું,
અંતરનું મહાવિષ રે, હણી, ગણી શિષ્ય, વર્તાવો જય દશદિશ.

---

## आरंभक स्तुति.

પદ ૩૭૮. (શિખરિણી.)

અનન્તૈશ્વર્યાબ્ધિ ! અનવધિ કરીએ પ્રણતિઓ,
કરાવોને સાચી, અનુગ્રહપ્રદાતા સુકૃતિઓ;
પ્રકૃત્યાધિષ્ઠાતા ! બલ દઈ જીતાવી પ્રકૃતિઓ,
કરાવોને સ્વામિન્ ! સ્વરૂપતણી સાચી પ્રતીતિઓ.

પદ ( જય મહામાયા મહેશ, એ લય. )

જય જય અજ[1] અવિનાશ ! **નરહરે** ! જય૦
પ્રકટ અપ્રકટ તથા અંતરીક્ષે[2], આપતણો જ નિવાસ,
તેમાંથી પ્રત્યક્ષ થઈ દો, દર્શન ધરી ઉલ્લાસ; **નરહરે** !૦
જે દર્શન પછી નડે ન ભવમાં, જન્મમૃત્યુના પાશ,
જેથી ઉર ઉઠે કોઈ અદ્ભુત, અનુભવઆત્મપ્રકાશ; **નરહરે** !૦
જે દર્શનથી સહજ સધાયે, સર્વ પ્રકારે વિકાસ,
તત્ક્ષણ છૂટે અનર્થકારક, આ જીવત્વાધ્યાસ; **નરહરે** !૦
જે દર્શનથી ઉરમાં ના રહે આનન્દવિણ અવકાશ,
તે નિજ દર્શન આજ કરાવો, ગણી દાસાનુદાસ; **નરહરે** !૦

---

## उत्सवना सुदिननुं कर्तव्यनिदर्शन.

પદ ૩૭૯. ( આજ શ્યામ મોહે લીનો, એ લય. )

જયગુરુ ! પ્રિય બંધુ ! આજ, ઉત્સવે પધારીએ,
ઉત્સવે પધારીએ, શા કાજ તે વિચારીએ; જય૦
કરી પ્રભાતે ઇષ્ટપૂજન, નિંદ્ય વિચારે જોડીએ મન,
તે તો ધૂળઉપર લીંપણ,–જાણી મતિ સુધારીએ; જય૦
ગ્રહી કરે મોટો ટાટ, પૂજનકેરો કર્યો ઠાઠ,
(જો) પ્રભુનામ ન મુખપાઠ, ( તો તે ) નાટક વિચારીએ; જય૦
ભોજન આદિ ક્રિયાકાળે, તેમ વળી ગાળે ગાળે,
કહો શું સત્ફલ તે આલે, જો તડાકા મારીએ; જય૦
નિવૃત્તિ મળ્યે જો ચહીએ, (કે) 'લાવો જરા આડા થઇએ,'
'અથવા ગામમાંહિ જઇએ, (તો) હસ્તિસ્નાન ધારીએ; જય૦
શુણવું છોડીને વ્યાખ્યાન, કંઇક વાતમાં ગુલતાન,
થઇ, ન ગ્રહે મર્મજ્ઞાન, તેને શું ઉચ્ચારીએ; જય૦
ભજન શુણીએ ધરી ડીમાક, કડીઓ કરીએ છોને 'માર્ક,'
શીખ ન ગ્રહીએ જો જરાક, તો તો બધું હારીએ; જય૦
ધારીએ જો સાવધતા, ભક્તિ તથા પ્રસન્નતા,
ઉત્સવસાર્થક્ય થતાં, સર્વ અર્થ સારીએ; જય૦

---

૧ અજન્મા. ૨ આકાશમાં.

## ઉપદેશ.

પદ ૩૮૦. ( સંસાર સમજીએ શાણા, એ લય. )

મનથી ન નાચો, બન્ધુ ! મનને નચાવો.
વિપદે ન ત્રાસો, વિપત્તિને ત્રસાવો; બન્ધુ૦
દુઃખથી ન લેશ કદીએ હારો, તથાપિ બન્ધુ ! દુઃખને હરાવો,
ભયથી ન ભાગો, સામા ભયને ભગાવો; બન્ધુ૦
ડરો ન અરિથી, ઉલટા, વીરત્વ ધારીને ષડરિપુને ડરાવો,
જરો ન મૃત્યુ આદિથી, મૃત્યુ જરાવો; બન્ધુ૦
લાલસાપુંઠે ભૂત પેરે ભ્રમો ન, લાલસાને ભ્રમાવો;
ક્લેશે કંપો ન ક્લેશાદિને કંપાવો; બન્ધુ૦
શમદમ આદિ રળો દૈવીસંપત્તિ, બીજાઓને રળાવો,
શુદ્ધ ઉંચા કર્તવ્યો કરો ને કરાવો; બન્ધુ૦
યમનિયમાદિ રુડાં સાધન સાધો, બીજાઓને સધાવો;
દબો ન પ્રતિકૂલતાથી, તેને દબાવો; બન્ધુ૦
હઠો ન પ્રમાદે પાછા પ્રયત્નથી વીરા ! ઉલટા પ્રમાદ હઠાવો,
વિલાઓ ન દીનતાથી, દીનતા વિલાવો; બન્ધુ૦
શ્રદ્ધા ભક્તિથી અંતરથી ન ચળો, અશ્રદ્ધાદિને ચળાવો,
નૃહરિપ્રભુમાં અંતે ભળો ને ભળાવો; બન્ધુ૦

---

## યાચના.

પદ ૩૮૧. ( ગઝલ. )

તમે છો દુઃખ હરનારા, પરંતુ કષ્ટ દેનારા,
તમે નીભાવ કરનારા, પરંતુ છો સતવનારા.
તમે છો સર્વ દેનારા, પરંતુ (તેનું) પ્રથમ લેનારા,
પહેલાં અધીન કરનારા, પછી તેના જ થાનારા.
તમે ઉદ્ધારનારા છો, પહેલાં પણ પછાડો છો,
તમે જીવાડનારા છો, પરંતુ પ્રથમ ઝાડો છો.
(તમને) રીઝવવા ઇચ્છનારાને, તમે રંજાડનારા છો,
ભજે તમને પ્રથમ તેને તમે તો ભગવનારા છો.
બિચારા માગવા આવે, પ્રથમ તેને તજાવો છો,
નીચામાં પાડનારાને પ્રથમ ઉચે ચઢાવો છો.

જન્મના સાથીઓને પણ પરસ્પર કદી વઢાવો છો,
ધરે જે ભાવ તેને પ્રથમ અશ્રદ્ધા કરાવો છો.
સ્મરે જે બહુ બહુ તમને, દીસો તેને તમે ભૂલતા,
કૃતિ આવી કરી જાણે, તમે દીસો ઉરે ફુલતા.
તમારી ભક્તિ આથી કો વિરલ પ્રભુ! અંતલગી કરતા,
પરંતુ તેમને નિશ્ચય તમે સર્વાંશથી વરતા.
તમારી કૃપા ચહાતારે, વિફળ થવું ના કશાથી એ,
મળે જે તે બધું હિતકર, ગણી રહે જે મૂઝાથી તે;—
તમારી ભક્તિ ના ચુકે, સકલની આપી આહૂતિ
જરૂર તેને તમે તો દો તમારી સર્વ સંપત્તિ.
તમારી કૃપાપ્રાપ્તિની રીતિમાં દો અચલ શ્રદ્ધા,
લહીએ જેથી તમ કરુણા, અમે તેને અનુસરતાં.

---

## ત્રિકુટીતટમાં શ્રી ઈશનો વિહાર.

પદ ૩૮૨. ( જમુનાતટ શ્યામ ખેલે હોરી, એ લય. )

ત્રિકુટીતટ નાથ વિહાર કરે;
દ્વિદલપદ્મની મધ્ય કલિમાં, મુજ ગુરુઅલિ ગુંજાર કરે;—
દક્ષિણ પત્રે ત્રિમૂર્તિ રહીને, મુજ ગુરુનો પરિચાર કરે;—
અન્ય પત્રમાં શકિત ત્રય કંઇ, મુજ ગુરુસ્તુતિઉચ્ચાર કરે;—
ત્યાં વહેતી અમૃતધારાનો, મુજ વૃત્તિ આહાર કરે;—
પાન કરી ગુરુદર્શનથી મતિ, ગુરુનો જયજયકાર કરે;—

---

## તમારો ધર્મ.

પદ ૩૮૩. ( બિન સદ્ગુરૂ જય કિનકો, એ લય. )

ઈશ ભજી નિજ જીવન સુધારો, સઉથી પ્રથમ એ ધર્મ તમારો.
શુદ્ધ—શુદ્ધતર થવા સંસ્કારો, ઉચ્ચ ઉચ્ચ કરજો આચારો;—
અંતર ઉર્જ્વલતાનો વધારો,—કરવા ચુકશો ના સુવિચારો;—
ગુરુભકિતના વિવિધ પ્રકારો, સઘળા તેહ ક્રિયામાં ઉતારો;—
આગ્રહ યત્ને અવિરલ ધારો, ગુરુકરુણાઆધાર સ્વીકારો;—
ભક્તિવિણુ દૂર, ભવનો ભારો, નથી થનારો—નથી થાનારો;—

નિરોધબલ સાધનથી વધારો, કરી મન નિઃસંકલ્પિત ઠારો;—
શાન્તિભર્યા કરજો વ્યવહારો, શાન્તિભર્યા કાઢો ઉદ્ગારો;—
સદ્ગુરુસ્મરણે વૃત્તિ પ્રસારો, ત્યજી ઉપાસના અન્ય હજારો;—
નૃહરિપ્રભુ તમ ઈપ્સિત સારો, આશીર્વાદ છે એ જ અમારો;—

---

## चलित थवाना प्रसंगे वृत्तिउपर अंकुश राखनार धन्य छे.

પદ ૩૮૪. ( વૃત્તિઓ ન લક્ષ્યે થાતી સ્થિર, એ લય. )

વૃત્તિઓ કેવી રહે વીર !
તેનું અન્વેષણુ[1] કરજો રે; વૃત્તિઓ૦
આમ નિર્લોભી રહે, શુણી કેવી થાય જ્યારે,—
લક્ષ્મી શ્રીમંતને મંદિર, ખખણે ખનનનનનનન રે; વૃત્તિઓ૦
ચારની વચ્ચે રહે, અક્રોધ એ પરંતુ,
જ્યારે દુર્જનવચનોનાં તીર, વાગે સનનનનનનન રે; વૃત્તિઓ૦
નિષ્કામી શિવમંદિરમાં રહે, પણ નારી કેરો,—
થાય નૂપુરરવ[2] ઉડતે ચીર છનનનનનનન રે; વૃત્તિઓ૦
સાજે સમે તો રહે, સ્થિર પણ શરીરે જ્યારે,
તાડો થઈ તતડે એ શરીર, તતડે તનનનનનનન રે; વૃત્તિઓ૦
નિશ્ચિંતતામાં રહે શાન્ત, પરંતુ જ્યારે,
ચિંતાની તોપો છૂટે શિર, કરતી ધનનનનનનન રે; વૃત્તિઓ૦
નિર્ભયતાના છાને, મોટા મારે ફડાકા,
ગર્જે જવ ભયનું ધન ગંભીર, ગર્જે ધનનનનનનન રે; વૃત્તિઓ૦
અનુકૂલ પ્રતિકૂલ સઉમાં અલિપ્ત રહી,
સઉમાં વૃત્તિઓ રહે સુસ્થિર, તેને ધન્ય ધન્ય ધન્ય ધન્ય રે; વૃત્તિઓ૦

---

## श्री इष्टविरहोद्गार.

પદ ૩૮૫. ( આપ સ્મરણ લાગે વહાલું, એ લય. )

સ્મરણ નથી એ ભૂલાતાં, ઓ બાપજી ! સ્મરણ નથી એ ભૂલાતાં.
અમે અંતરે રહીએ ઝુરાતા, ઓ બાપજી૦
તમથી તો પ્રભુ ! એહ ભૂલાયાં. અમથી ભૂલાયાં ન જાતાં,
સ્નેહતંતુ તોડનાર વજ્ર સલ્લાં આપે, અમથી ન તેહ સહાતાં; ઓ૦

---

૧ તપાસ કરવી. ૨ પગના ઝાંઝરનો અવાજ.

શાં શાં સંભારીએ ને શાં શાં વિસારીએ, મનથી ન તે સમજાતાં;
ભૂલવા જેવા શું સ્નેહના સંબંધો, આપે પ્રભુ ! બાંધ્યાતા ? ઓ૦
ખાવાં ખાવાને ઠેકાણે રહે કદી, કદી તો પાણીએ ન પીવાતાં.
એક નથી સમજાતું જે શાથી, જીવન હજી જીવાતાં; ઓ૦
વીસ વીસ વર્ષનાં વહાણાં વાયાં, હજીએ ન શે દેખાતા,
સમજી ન શકીએ અમે આપ સંબંધ બાંધી, રીઝતા કે પસ્તાતા; ઓ૦
ભૂલી ન જાણ્યા અમે આપને આપના, સ્વરૂપવિષે એક થાતાં,
સાચા સ્મરી પણ જાણ્યા ન જેથી આવો, અમારી પાસે ખેંચાતા; ઓ૦
આપ સંબંધનાં સુખડાં શું કહીએ, સ્વપ્નસમાણાં ગણાતાં,
ચાર દિવસનું ચાંદરણું ગયું, અંધારાં પાછાં ભળાતાં; ઓ૦
આજનાં સુખમાં વાટ ઉઠી જે, આપવિના અનુભવાતાં,
મંગલમય પ્રભુ આપવિના નથી, ઉત્સવ ઉત્તમ ઉજવાતા; ઓ૦
દીનવત્સલ હવે કંઇક દયા કરી, મુખ આ કરો મલકાતાં,
નાથ નૃસિંહ ! નિજ વદન બતાવી, આજ લગીનાં વાળો સાટાં; ઓ૦

---

## स्वरूपस्थितिनो अनुभव कोई विरल ज करे छे.

પદ ૩૮૬. ( છે મંગલ દિન આજ રે, એ લય. )

સ્વરૂપસ્થિતિની મોજ રે, કોઇ વિરલા માણે.
સુધાંશુનાં રશ્મિની મઝા ખરી, જાણે એક સરોજ રે; કોઈ૦
વીરત્વનું સુખ વીર લહે શું, લહે પુંશ્ચલીની ફોજ રે; કોઈ૦
અમૃતકેરો સ્વાદ શું જાણે, વિષ્ઠાહારી રોઝ રે; કોઈ૦
સાચો ગુરુકરુણાભોગી તે, સ્થિતિ અનુભવતો રોજ રે; કોઈ૦
અનધિકારિ એ સ્થિતિ લેવા ચહે, તેનો થાય મરો જ રે; કોઈ૦
યથાર્થ ભક્તિ સાધે પહેલાં, સ્થિતિ એ મળતી તો જ રે; કોઈ૦
મિથ્યા જ્ઞાનની વાતો એ તો, પંગુમાથે બોજ રે; કોઈ૦
એ સ્થિતિ અનુભવવા સાધક ! તું, મનમતિ તેમાં યોજ રે; કોઈ૦
નૃહરિકૃપાનો પાત્ર બની તું, ગાંગો ટળી થા ભોજ રે; કોઈ૦

---

## उपास्यमां उपासकवृत्तिनुं शमन

પદ ૩૮૭. ( મેં કૈસે ખેલું હોરી રે, એ લય. )

મેં કૈસે કહ સકું ખોલીકે, મેરા દિલકા ઢંગ,
સાંવરીયો, મોહે મન ભાયો, આયો એક પ્રસંગ,
મૂરત દેખ મેરી સુરત ભૂલી, લગા ઉનીકે સંગ-રંગ; મેં૦
દિલકી બાતાં દિલ જાને જબ દિલબરસેં હુઇ તંગ,
પૃથક્ ભાન મેરા સબ ભૂલી, મેં હો ગઈ કછુ અંગ-ભંગ; મેં૦
ફીર જાગત, જાગા નહિ જાતા, દેખા ન મનમાતંગ,
મિટ ગઈ મેં, મેરાપન છૂટા, મિલ ગઈ સાગરસંગ-ગંગ; મેં૦

---

## जयगुरु.

પદ ૩૮૮. ( પાહિ મામ્-એ લય. )

પ્રાણાત્મરૂપ ગુરુબન્ધુ તમને, जयगुरु जयगुरु.
ગુરુની કૃપાથી કાર્ય આપણું આજ સર્વ થયું પૂરું,
તે પૂર્ણતાના અંતે વદીએ जयगुरु जयगुरु.
આવો સમય ફરી ફરી ન મળતો, સેવીએ છો સુરતરુ,
આ સત્સમાગમના અવધિમાં, जयगुरु जयगुरु.
સત્સંગતિ સંપત્તિ દે તે, ના દીયે ધનનો ચરૂ,
(એ) સત્સંગતિપ્રદ બન્ધુપ્રતિ હો; जयगुरु जयगुरु.
સત્સાધનોને સાધવામાં મન સદા રાખો શૂરૂં,
એ સ્નેહભાવે કહી, કહીએ, जयगुरु जयगुरु.
અંતિમ અભિલાષા વદીએઃ मंगलं गुरुः कुरु कुरु.
મળતાં સુધી ફરી, પ્રિય બન્ધુ ! जयगुरु जयगुरु.

---

## प्रणति.

પદ ૩૮૯. ( જીવ ભજી લે સદ્ગુરુ દાતાને, એ લય. )

જય સકલસિદ્ધિપ્રદ વિશ્વપતિ !
વિશ્વપતિ ! કરીએ પ્રણતિ, જય૦

આપ **સ્મરણ** ક્ષણ ક્ષણ સાધે અમ, મંગલકર ઈપ્સિત પ્રગતિ,
દોષ પ્રમાદાદિ ટાળીને, પ્રખર પ્રકટ કરે જાગતિ; જય૦
આપ સમર્થતણા **રક્ષણ**માં, અમ હિતની હોય શાની ભીતિ,
પ્રાપ્ત જ એ તો સહજ સ્વભાવે, યોગીને જેમ ઉપરતિ; જય૦
આપ **ચરણછાયા** અમ અંતર્-બહિર્ અખંડિત રહી તરતી,
નિર્ભયતા આનન્દ દીયે જેમ, કુમુદને અર્પે ચન્દ્રદ્યુતિ; જય૦
આપ **શરણ** અમ દૈવી સંપદ્, એ જ અમારી પરમ ગતિ,
જ્યાં આવી ઠરતાં પછી રહેતી ન, પામવા સરખી કોઈ સ્થિતિ; જય૦
હર્ષાશ્રુથી સ્મરીએ સદોદિત, આપ અપરિમિત ઉપકૃતિ,
વંદન કરીએ સર્વાભાવે, નાથ **નરહરિ** ! આપ પ્રતિ; જય૦

---

## मनभ्रमरनी मदमत्तता.

**પદ ૩૯૦.** ( સ્નેહ તો કરો રે સાચો, એ લય. )

મસ્ત થયો રે, મદથી મત્ત થયો,
મારો, ફુલડાંનો ભોગી ભ્રમરો મસ્ત થયો.
ગણગણ ગુંજારવ કરતો, ભ્રમતો ફરે એ,
મીઠો મકરંદ પીને મુદિત થયો; મારો૦
જીવનહર અન્યને જે, પુષ્પ ગણાતાં,
તેમાંથી તેણે અમૃતસ્વાદ ગ્રહ્યો; મારો૦
પુષ્પના બીજા સઘળા અંશને છાંડી,
મધુરસને તો કેવલ ચુગી રહ્યો; મારો૦
મસ્તીમાં ડોલે એ તો, મસ્તીમાં બોલે,
મસ્તીમાં મ્હાલતો એ, જાય વહ્યો; મારો૦
ઉતાર્યો ન ઉતરી શકતો કોઇથી હાવે,
મદ, મધુકરના ઉરમાં ચઢી જે ગયો; મારો૦
સ્વરૂપકુસુમકેરો, ગંધ મનભ્રમરે,
અંતર લપટાઇ, લીધો જેટલો ચહ્યો; મારો૦
રસતણા પાનકેરા અંતમાં તેણે,
ભ્રમરને બદલે નિજને બ્રહ્મ લહ્યો; મારો૦

---

## क्षारपुत्तलिनुं समुद्रशोधन.

પદ ૩૯૧. ( વિરહીનો વિરહ આ ફેડી, એ લય. )

એક મીઠાની પુત્તલિ સિન્ધુતલને શોધવા ચાલી,
શોધવા ચાલી, ઉંડે અવલોકવા ચાલી;
ઉંડાણે શોધવા ચાલી.
સિન્ધુકેરી સુન્દરતા દીસે શું ધોળી કે કાળી,
શાં શાં મૌક્તિકાદિ સિન્ધુએ રાખ્યાં જ સંભાળી; ઉંડે એ શોધવા૦
શોધે માપ કેટલું સિંધુનું નયનો નીચાં ઢાળી,
સિન્ધુમાંહિ શું ચોપાસ છે તે નિરખવા હાલી; ઉંડે૦
પણ જેમ જેમ ઉંડે જતી હતી સિન્ધુ નિહાળી,
તેમ તેમ સ્વયં તે પુત્તલિકા, ગળાતી ચાલી; ઉંડે૦
ભૂલી ગઈ નિજને ક્રમે તે પૃથક્તાવાળી,
સિન્ધુવિષે એકરસરૂપે થતી નિજને ભાળી; ઉંડે૦
શું શોધશે, શોધાઇ ગઈ જ્યાં શોધવાવાળી,
ધન્ય તું પુત્તલિકા ! નિજ સ્વરૂપે દેહ તેં ગાળી; ઉંડે૦
જેની વૃત્તિપુત્તલિકા સ્વરૂપસિન્ધુવિષે મહાલી,
પરિણામે સ્વરૂપસિન્ધુવિષે તેણે નિજને ઓગાળી; ઉંડે૦

---

## हृदयने निर्मल करवा अर्थे साधन साधवा साधकोने उपदेश

પદ ૩૯૨. ( જન્મ ધરીને આવો રુડા રે, એ લય. )

આ હૃદયને નિર્મલ થાવા રે, સાધન સઘળાં,
સદ્ય સજો હો વીર ! ગુરુકળથી રે જી,
હૃદયનું શોધન કર્યાવિણ વીરો ! મેલ નિતાન્ત ન જાતો રે જી,
મેલ ગયાવિણ ઉજ્જ્વલ જ્યોતિનો, રમ્ય પ્રકાશ ના સુહાતો રે; સાધન૦
સદ્ગુરુશુશ્રૂષા, શુદ્ધ કરે છે, હૃદયના મેલ રુડી રીતે રે જી,
સર્વસ્વ અર્પીને. સર્વસ્વ ભાવવડે, પહેલી સેવા એ કરો પ્રીતે રે; સાધન૦
પછી ગુરુબોધને આગ્રહપૂર્વક, કરવા શ્રવણ વિચારો રે જી.
જેનાથી ઉજ્જ્વલ હૃદયવિષે ઉઠે, શ્રેયકારક સંસ્કારો રે, સાધન૦

બોધનું ચિન્તન હરઘડી કરતાં, ગુરુમંત્ર સતત ઉચ્ચારો રે જી,
મંત્રાનુષ્ઠાનવિણ હૃદયની રમ્યતા—કેરો રહે છે ઉધારો રે; સાધન૦
વિરામશો નવ યત્નથી બન્ધુ ! થાતાં સુધી મંત્રસિદ્ધિ રે જી,
મંત્રસિદ્ધિ થાતાં પછી આવે, કર્તવ્યમાત્રનો અવધિ રે; સાધન૦
સર્વ અંશથી સદ્‌ગુરુસંબંધ, હૃદયની મલિનતા ટાળો રે જી,
ઉપેન્દ્રપ્રભુકરુણાભાગી જન, હૃદય સ્ફટિકવત્ ન્યાળે રે; સાધન૦

---

## આ જ ક્ષણે.

**પદ ૩૯૩. ( લાવણી. )**

મહત્ કાર્ય કંઈ કરવાનું છે ? તો તે કરી લો આ જ ક્ષણે,
કઠિન જણાતું હોય પરંતુ તે આદરી લો આ જ ક્ષણે.
કાલતણો વિશ્વાસ ન કરશો, આજનું કરી લો આ જ ક્ષણે,
આજ સુધાર્યે કાલ સુધરશે, શુભ કાંઇ સ્મરી લો આ જ ક્ષણે.
સુગીત કંઈ ગાવાનું હોય તો, તે ગાઇ લેજો આ જ ક્ષણે,
મલિન વાતાવરણ એ રીતે, સુધારી દેજો આ જ ક્ષણે.
કોઇને કંઈ શુભ વચનો કહેવાં, હોય તો કહેજો આ જ ક્ષણે,
કાલ થતાં કહેવાય ન તેથી, કહી તે દેજો આ જ ક્ષણે.
પ્રેમતણો એક શબ્દ હોય પણ, તેને કહી દો આ જ ક્ષણે,
પ્રેમી કાલ ઉઠી ન મળ્યા કદી, માટે વદી લો આ જ ક્ષણે.
સ્મિત વદન દર્શાવવું હોય તો, દર્શાવી લો આ જ ક્ષણે,
એ રીતે નિજનાંને સુખી કરી, હરખાવી લો આ જ ક્ષણે.
સ્નેહી સંબંધી સર્વપ્રતિ કંઇ, પ્રીતિ બતાવો આ જ ક્ષણે,
સર્વપ્રતિ સદ્‌ભાવ તમારો, આજ જણાવો—આ જ ક્ષણે.
સુખજનક શુભ જે કંઈ હોય તે, વિચારી લેજો આ જ ક્ષણે,
મૂકજો આ જ ક્ષણે આચારે, **આ જ ક્ષણે તે આ જ ક્ષણે.**

---

## સ્વરૂપાનુભવ કરનાર સાધકના ઉદ્‌ગાર.

**પદ ૩૯૪. ( પ્રભુએ હાથ ગ્રહ્યો, હું સનાથ થયો,—એ લય. )**

પ્રભુએ કરુણા કરી, મતિ સ્વરૂપે ઠરી, શુદ્ધ પદમાં શમી રહ્યો આજ.
સુખ શું શકું ઉચ્ચરી, કહી શું શકે વૈખરી, અનુભવમાં રમી રહ્યો આજ.

ઉરમાં હવે ન ઉઠતા, વિધવિધ વિપરીત ભાવ,
સ્થૂલ સૂક્ષ્મ કરણો હવે, રમે ન ખોટા દાવ,
અંતર્મુખતા સજી, બહિર્મુખતા ત્યજી, લક્ષ્યે મન સંયમી રહ્યો આજ;—
જે અનુભવ લહેતાં શમે, વાણીના વ્યાપાર,
અવર ઇન્દ્રિયો પણ નહિ, દાખવી શકે વિકાર,
એવી સ્થિતિમાં રહી, સઉથી પાર વહી, ચિતિતત્ત્વે વિરમી રહ્યો આજ;—
ભાવાભાવ ન જ્યાં રહ્યાં, જ્યાં ન ગ્રહણ નવ ત્યાગ,
હું તું તે પણ જ્યાં નહિ, જ્યાં નવ દ્વેષ ન રાગ,
તત્ત્વમધુ જ્યાં રહ્યું, જાય પિયૂષ વહ્યું, આ મનભ્રમર ત્યાં ભ્રમી રહ્યો આજ;—
સ્વરૂપચમત્કૃતિરૂપ લહું, જગના સર્વ પ્રસંગ,
ઉપજે અંતર્ અણછતા, સ્વરૂપાનન્દતરંગ,
(એ) કરુણા પ્રભુની લહી, પ્રભુને શરણે રહી, નરહરિને નમી રહ્યો આજ;—

---

## વૃત્તિઓ વિશ્વસનીય નથી.

**પદ ૩૯૫.** ( પ્રિય પ્રભુવિણ કાંઈ ન ચેન પડે, એ લય. )

વિશ્વાસ ન ધરશો વૃત્તિતણો,
વૃત્તિતણો—નિજ મનમતિનો;—
ક્ષણમાં ઉપજે, ક્ષણમાં ટળતાં, વૃત્તિતણાં કંઇ કંઇ સ્ફુરણો;
યથાર્થ અનુભવ ઉપજ્યાવિણ નથી, સ્થિર રહેવાં અંતઃકરણો;—
અશુભનું ચિંતન કરતી હરઘડી, શુભનાં થાતાં વિસ્મરણો;—
પ્રતિકૂલ ભાવવિષે એ વહેવા, વેગ કરે બમણો ત્રમણો;—
સર્વાંશે સત્કાર્યે વહેતી, એવી આવે થોડી ક્ષણો;—
તે જ ક્ષણે સત્કાર્ય સાધી લો, વૃત્તિ કરે જવ વેગ ઘણો;—
સહજ ઉપેક્ષા કરતાં કરશે, અનેક અવિહિત આચરણો;—
વૃત્તિનો જય સહજ થવો નથી, સેવ્યાવિણ સદ્‌ગુરુચરણો;—
ઉપેન્દ્રસદ્‌ગુરુઅનુગ્રહબલથી, વૃત્તિનો દુર્વેગ હણો;—

---

## હૃદયને પ્રબોધ.

**પદ ૩૯૬.** ( મારા હૃદયના વાસી વહેલા આવો, એ લય )

વહાલા હૃદય ! ન દુર્બલ થા તું, આ જગતમાં બલિષ્ઠ તું થજે—બલિષ્ઠ.
ન કશાથી કદાપિ મુઝાતું, આ જગતમાં બલિષ્ઠ તું હજે—બલિષ્ઠ.

બલિષ્ઠ ને પુરુષાર્થી વીરની, જગને આજ જરૂર,
પ્રબલ પરાક્રમી થઈ તું કરજે, કાર્ય મહત્ ને મધુર; આ૦
વહાલા હૃદય ! અસત્ય નવ વદ તું, તું નિત્ય સત્યવાદી હજે;—સત્ય૦
પરિણામે અસત્ય નથી સદતું, તું નિત્ય સત્યવાદી હજે;—સત્ય૦
શત્રુ કે સ્નેહીસાથે કદી, અસત્ય દાવ ન ખેલ.
પ્રભુને સત્યાગ્રહીદ્વારાએ, કામ કરાવવું રહેલ; તું૦
વહાલા હૃદય ! ન નિષ્ઠુર થા તું, તું અંતરે દયાલુ હજે; દયાલુ૦
ધન્ય હૃદય જેનું દયાથી સોહાતું, તું અંતરે દયાલુ થજે; દયાલુ૦
તારું અહિત કરે તે પ્રતિ પણ, તુજ દયા નવ ત્યાગ,
ખોટું સહેવું પડે તોય પણ, સહન કરી—અનુરાગ; તું૦

---

## સર્વનું મૂળ મન.

પદ ૩૯૭. ( મન ભૂલાવે, મન લોભાવે, એ લય. )

મન સુખ લાવે, મન દુઃખ લાવે, બંધમોક્ષ મન લાવે જી,
સુખ દુઃખ ઉભયથી રહિત અવસ્થા, પણ એ મન ઉપજાવે જી.
મનુષ્યને મન શાન્તિ પમાડે, મન ચક્રે જ ચઢાવે જી.
મનુષ્યની મન ઉન્નતિ સાધે, એ એને જ પડાવે જી; મન૦
મન મનુષ્યને કરે મહેશ્વર, એ મન શ્વાન બનાવે જી.
ત્રિવિધિ તાપથી ઉગારતું મન, ત્રિતાપમાંહિ તપાવે જી; મન૦
જે મન ટાળે વિકારને તે મન, વિકાર પ્રકટાવે જી,
નચાવવા જે સમર્થ તેને, ઘડીભર પણ તે નચાવે જી; મન૦
મનને ઉચ્ચ કરે કે અધમ એ, મનુષ્યને જેમ ફાવે જી,
મનુષ્ય મનને કરે તેવું તે, ક્રમથી થાતું આવે જી; મન૦
મનુષ્યનું સઉ ધાર્યું થતું જો, મન એ આને હાવે જી,
મનને કેવળ અધીન કરે તે, સાચો સાધક કહાવે જી; મન૦

---

## ઇષ્ટને નિરંતર સન્નિધિમાં અનુભવનાર વૃત્તિની ઉક્તિ.

પદ ૩૯૮. ( પ્રિયતમ મારે હૃદયકમલ જોઉં સખીરી, એ લય. )

નિત્ય નિકટ નરહરિ પ્રભુ મારે. ન્યૂનતા પછી શી.
કહો મારે, ન્યૂનતા પછી શી ?

હંસલાને મળ્યું માનસસર પછી, ઉણપ મોતીની શી,
દૃષ્ટિમાં દિવ્ય પ્રકાશ આવ્યા પછી, જરૂર જ્યોતિની શી
પછી તેને, જરૂર જ્યોતિની શી ? નિત્ય૦
અર્થીને અર્થની સિદ્ધિ થયા પછી, લાગે તેને ખામી શી,
પ્રેમીને પ્રીતિપાત્ર મળ્યા પછી, તેને રહે કમી શી,
કહો તેના ઉરમાં રહે કમી શી ? નિત્ય૦
માગ્યા પે'લાં આપનાર મળે પછી, કાળજી કરવી શી,
અક્ષયપાત્ર મળ્યા પછી જોરથી, કોઠી ભરવી શી,
નિરર્થક કોઠી ભરવી શી ? નિત્ય૦
નાંખી રહ્યા અહો ! મુજપર પ્રિયતમ, અમૃતદૃષ્ટિ શી !
ચાતકરૂપ હું પર સ્વાતિબિંદુ–કરુણાની વૃષ્ટિ શી !
મને મળે તુષ્ટિ પુષ્ટિ શી ! નિત્ય૦

---

## હૃદયમંદિરમાં પ્રવેશી આત્માથી અભિન્નરૂપે અનુભવ કરવા જીવને ઉપદેશ.

પદ ૩૯૯. ( તનુ આ મંદિર વિશ્વનાથનું રે,—એ લય. )

પેલું શું દિવ્ય સદન દીપતું રે જો જો જો !
પલટાવી તેને તું આજ, મહિં પ્રવેશીને,
ન્યારૂં એ ધામ તું તમામ, જરી જો જો જો !
તારું સમગ્ર છે એ ભીતરે તે જો જો જો ! બહાર ભ્રમે તું શા કાજ;–
અલૌકિક વિભવો તો ત્યાં રહ્યા તું જો જો જો ! લૌકિક વિભવોએ ત્યાં જ;–
ખુલ્લો મૂકયો ત્યાં તારે અર્થ તે તું જો જો જો ! અનુભવજ્ઞાનગ્રંથરાજ;–
દિવ્ય નાદ શ્રવણ કરાવતાં તે જો જો જો ! વાગે ત્યાં અદ્ભુત ઝાંઝ;–
પ્રાપ્તવ્યમાત્રનું એ ધામ છે તું જો જો જો ! તેમાં તું સ્થિર થઇ વિરાજ;–
અદૃષ્ટ અધીન થશે તને તું જો જો જો ! ધારી લે શિરપર તાજ;–
ચઇશ અધિષ્ઠાતા સત્તામાત્રનો તું જો જો જો ! સિદ્ધ કરીશ તું સામ્રાજ્ય;–
અભેદરૂપે (એ) હૃદયમંદિરે તું જો જો જો ! સર્વાત્મા નરહરિ મહારાજ;–

---

## विषयी वृत्तिप्रति तिरस्कारयुक्त वचनो.

પદ ૪૦૦.

વિષયી વૃત્તિ ! તુજને ધિક્કાર.
ક્ષણુ ક્ષણુ અંતઃકરણુતણો તું, કરે નીચો અધિકાર;—
વિહિત ભોગ ત્યજી અવિહિત ભોગે, જવું એ તુજ વ્યાપાર;—
દુઃખ અનંત સહે પણુ જાતી, તું તે ને તે દ્વાર;—
વિકારી ભાવથી નિરખે પરધન, પરસત્તા, પરદાર;—
અરે ! ફુટયાં નહિ કાં તારાં આ, ઉભય નેત્રનાં દ્વાર;—
સાન ન આવે, કર્મસત્તાનો, સહે અપરિમિત માર;—
આજ સુધી કહે શું ફલ કાઢયું, કરતાં અસદાચાર;—
ચરણે નમવા યોગ્ય તને તે, કરતા (તુજ) તિરસ્કાર;—
(તું) ધારે, ભોગે શમે રાગ તો, વ્યર્થ એ તુજ વિચાર;—
તુજ સ્વભાવ આગ્રહથી ન ત્યાગીશ, ત્યાં લગી નથી છુટનાર;—
કોટિનો તે થતો કોડીનો, તુજને સ્વીકારનાર;—
વિશ્વે એક જ વિજયી તે જે, તુજ પરાસ્ત કરનાર;—
એક સમર્થ શ્રીસદ્‌ગુરુશિશુપ્રતિ, તારું ન કશું વળનાર;—

---

## कृपानी याचना.

પદ ૪૦૧. ( અમો અબળાને માયા વહાલી, એ લય. )

હું તો કરુણા ચહું છું એક તારી,
 જગમાં હસાવો, જગમાં રડાવો,
 તેના પર દૃષ્ટિ નથી મારી રે, મારી રે,
 મારી, દૃષ્ટિ મારી; હું તો૦
 ચિંતવું હું નહિ, ફુલમાંહિ રાખો કે,
 મારો સંસારે ઘાવ કારી રે, કારી રે,
 કારી, ઘાવ કારી; હું તો૦
 અન્યના પુષ્પહારકરતાં પ્રિય ગણું તેને,
 તું જો આવીને મૂકે આરી રે, આરી રે,
 આરી, ગળે આરી; હું તો૦

તારી કૃપામાં મારા પ્રાણ ! બધું રહ્યું,
તારી કરુણાપર જાઉં વારી રે, વારી રે,
વારી, જાઉં વારી; હું તો૦
તારી કૃપા એ હું તો જાણું છું મારી,
ઈપ્સિતમાત્રની બારી રે, બારી રે,
બારી, જાણું બારી; હું તો૦
છીનવી ભલે મારું સર્વ તું લેજે,
રાખજે પરંતુ એક જારી રે, જારી રે,
જારી, કૃપા જારી; હું તો૦

---

## મનને પ્રોત્સાહક વચનો.

**પદ ૪૦૨.** ( ધન્ય મંગલ દિન આજ રે, એ લય. )

મન ! મિથ્યા શું મુઝાય રે, શિર પ્રભુ ગાજે છે.
શ્રૃગાલનો સ્વર શુણી સિંહશિશુ—થી શું ગભરાવાય રે; શિર૦
રણતૂરથી પણ નવ ડરનારો, (તે) પિપુડી શુણી ડરી જાય રે; શિર૦
પોતાના ચીતરેલા ચિત્રથી, ભય શું પ્રકટાવાય રે; શિર૦
દુઃખ કલેશ તેં ઉપજાવ્યા તે, જોઈને શીદ અકળાય રે; શિર૦
સિંહનો વેશ ધરે તે શું પો-તાને ફાડી ખાય રે; શિર૦
તુજપર ઉપાધિવેશ ધર્યો તેં, (પછી) શીદ કંપાવે કાય રે; શિર૦
વેશ પલટીને તુજથી જે ક્ષણ, મૂળ સ્વરૂપે અવાય રે; શિર૦
તે ક્ષણ તારું પ્રતિકૂલ સઘળું, ઝાકળસમ અળપાય રે; શિર૦
નિડર રહે પ્રિય મન ! તું મારા, લહી ઈશ્વરની સ્હાય રે; શિર૦
પ્રભુકરુણા થાતાં તુજ સહજે, યોગક્ષેમ સધાય રે; શિર૦
પ્રભુ સ્મરી જગથી નિઃસ્પૃહી થા છો, થવાનું હોય તેમ થાય રે; શિર૦

---

## ચિદ્દ્યુતિની દર્શનાભિલાષા.

**પદ ૪૦૩.** ( જય શ્યામસુંદર સુખકારી રે, એ લય. )

જય ચિદ્દ્યુતિ વિશ્વવિલાસી રે, તુજથી દશદિશ વિકાસી,
તુજથી દશદિશ વિકાસી રે, અભ્યંતર તુજ પ્રભા શી !—
આજ છીએ અંતરથી સર્વે, તુજ દર્શનઅભિલાષી રે;—

દર્શન દઈ દેહીને કરજે, નિજ રૂપસમ દિવ્યાંશી રે;—
તુજ દર્શન નવજીવન જગવી, દાખવે પદ અવિનાશી રે;—
ત્વન્મય છઈએ, અનુભવ એવો, દે ઉર પ્રકટ પ્રકાશી રે;—

---

## गुरुनो जयजयकार.

**પદ ૪૦૪. ( ફુલની પાંખડી લ્યો પ્રાણ, એ લય. )**

ગુરુનો સદૈવ જયજયકાર,
મન તું અહોરાત્ર લલકાર; ગુરુનો.
જેને સ્મરતાં સહજ સધાતા, પરાર્થ ને વ્યવહાર,
જે ગુરુના અનુગ્રહથી થાતો, સ્વરૂપસાક્ષાત્કાર; ગુરુનો૦
જેના છાયાછત્રનીચે જીવ, નિર્ભય પદ ઠરનાર,
અશરણશરણ અબલના બલરૂપ, શિશુગણતારણહાર; ગુરુનો૦
સ્વયંપ્રકાશસ્વરૂપ જે જીવનું, હૃદયધ્વાન્ત હરનાર,
પ્રસન્ન થાવામાં ભક્તિવિણ, જે ન કશું જોનાર; ગુરુનો૦
સદ્‌ગુરુસમ સંસારે સુદૃઢ, નાવ નથી મળનાર,
જેના સબલાશ્રયથી જીવ આ, નિર્ભય ઉતરે પાર; ગુરુનો૦
ગુરુગુણ ગાતાં હૃદય ન હલમલ્યું, જીવતરને ધિક્કાર,
નરહરિસમ સદ્‌ગુરુ સંસારે, થયા ન કો થાનાર; ગુરુનો૦

---

## कर्तव्यमति लक्ष आपवा प्रबोध.

**પદ ૪૦૫. ગઝલ.**

જીવન આ ચાલ્યું ને ચાલે, હવે તો આંખ ખોલી જો !
નગારૂં દ્વારપર બેસી, વગાડે કાળઢોલી જો !
ગણે જેને તું સંપત્તિ, નથી એ વસ્તુ કંઈ કિમતી,
ચઢાવ્યો ઢોળ ઉપરથી, અને મંહિ એહ પોલી જો ! જીવન૦
નથી એ શેરડીસાંઠો, પરંતુ વાંસનો દાંડો,
કુટાયે શિર થઈ ગાંડો, જરી તેને તું છોલી જો; જીવન૦
કહેને સાંખ્યું શું સાચું, ચિત્ત શા ઉચ્ચમાં રાચ્યું,
ક્રિયામાં શું મૂક્યું, વાંચ્યું, તું તારા મનથી ખોલી જો; જીવન૦

સમય તો નિત્ય વહી જાતો, પછી તું રહીશ પસ્તાતો,
ન કોથી કાળ શરમાતો, કરી દે મ્હોડી પહોળી જો; જીવન૦
હૃદયના ભાવથી પ્રીતે, ધ્યાન દૃઢ ધારી એક ચિત્તે,
પ્રભુ સ્મરી લે રુડી રીતે, ક્રિયા છે એ અમોલી[1] જો; જીવન૦

---

## शुद्ध विरागनो विशेषतः सर्वत्र अभाव.

**પદ ૪૦૬. ( સાર આ સંસારમાં ન જોયો, એ લય. )**

શુદ્ધ આ વિરાગ ક્યાં ન જોયો, કો અધિકારિના અંતરે; શુદ્ધ.
પ્રખર વિરાગના અગ્નિવિના કહો, કોણે અંતરનો મેલ ધોયો; કો૦
સાધી વિરાગ તીવ્ર અભિમાનીને, આત્મતત્ત્વમાં ન કો એ પ્રોયો; કો૦
અંતર મહેલ શું દીપ્યો છે કોઇનો ? જ્યાં લગી વિરાગથી ન છોયો; કો૦
નિર્મલ જીવન તેનું જ વિશ્વે, વાસનાનો કાટ જેણે લોહ્યો; કો૦
જાગી ન જ્યોતિ વિરાગની અંતર, જાણવું જે જન્મ એળે ખોયો; કો૦
નરહરિપદ અનુભવી આ વિશ્વે, સાચો વિરાગી સુખે સ્હોયો; કો૦

---

## प्रभुप्रति अभिमुखता ए ज जीवननी सिद्धि छे.

**પદ ૪૦૭. ( જ્યાં રહે મતિના મંદ, એ લય. )**

વિણ થયે પ્રભુઅભિમુખ, તારી બધી ભુખ, કોઇ નહિ ભાગે,
ઓ જીવ ! પ્રભુપ્રતિ વળ સદ્ય સમજી અનુરાગે
અનવધિ ઇચ્છા તુજમાંહ્ય,
એક શમતાં બીજી થાય,
એવી તુજ સ્થિતિની માંહ્ય,—
એક સમર્થ સદ્‌ગુરુરાય, દીયે સઉ કાંય, મુખથી જે માગે; ઓ૦
કાં તો પુરશે તુજ આશ,
કાં આશાનો કરી નાશ,
તુજ છોડવશે ભવપાશ,
માટે સ્મરીને અવિનાશ, હૃદયઆકાશ, રંગ તું વિરાગે; ઓ૦

---

[1] અમૂલ્ય.

ધર પ્રભુનું અદ્દ્ભુત ધ્યાન,
બની દૈવી અગ્નિસમાન,
જે દહે કામનારાન,[1]
તુજ સાધી લે કલ્યાણ, તને ભગવાન્, મળ્યા સદ્દભાગ્યે; ઓ૦

---

## विश्वनियंतानी अकल लीलानुं स्वरुप समजवा अभीप्सा.

પદ ૪૦૮. ( જરા કહોજી સાંવરીયા શાં જાદુ કર્યાં; એ લય. )

કહો વિશ્વનિયંતા ! આ શાં તંત્ર રચ્યાં;
તંત્ર રચ્યાં, સઉ જેમાં પચ્યા. કહો૦
અલૌકિક આપી સંપત્તિ, બનવ્યો તો કૃપણ તેને,
દીધું ઔદાર્ય તો હાથે ન દીધી કોડી પણ તેને;
દીધી વિદ્યા ઘણી જેને, ન શ્રદ્ધા તો દીધી તેને,
રચી સામર્થ્યની મૂર્તિ, ન જીવન દીર્ઘ તો તેને; કહો૦
મૂકી વિદ્યુત્ વાણીમાં, ક્રિયામાં તો ન દીધું કંઇ,
ક્રિયા કરનારને પૂરા ન મળતા સાધનો તો કંઇ;
નથી એ કોયડો છૂટતો, જીવોકેરી મતિથી કંઇ,
કરુણા આપની વિણ બુદ્ધિ જીવની બ્હેર મારી ગઇ; કહો૦
કહે જેને સઉ ' છે છે ' પરંતુ સત્ય નથી તે તે,
ન દૃષ્ટિએ ચઢે તેને, કહે વિદ્વાન્ તો છે છે;
બધું કંઇ અટપટું દીસે, જગતમાં ભાસતું જે જે,
પ્રભુ ! દો સત્ય જ્ઞાનરહસ્ય સઉનું જીવમતિ આ લે'; કહો૦

---

## इष्टमां विश्वासने धरी निःश्वासनो त्याग करवा उपदेश.

પદ ૪૦૯. ( ફકીરમાં મોહ ધરે શું ભાઈ, એ લય. )

અરે જીવ ! મૂકે કાં નિઃશ્વાસ, ધાર વિશ્વંભરનો વિશ્વાસ.
તુજ જીવનમાં નિષ્ફલતા લહી, શા માટે મુઝાય,
નિષ્ફલતાના હેતુ શોધી, લે તો ઝટ સુધરાય; અરે૦
નિષ્ફલતાથી ડરીશ-ડગીશ, તો તે કરશે હાણ,
પણ તેને ટાળવા મથીશ તો, પરિણામે સુખ જાણ; અરે૦

---

૧ કામનારૂપી જંગલ

નિઃશ્વાસો નાંખ્યેથી જીવન, નિત્ય બગડતું જાય,
દુર્બળતા ત્યજી પ્રબળ વીરતા, ધાર્યે ધાર્યું સધાય; અરે૦
નિરુત્સાહીની સાથે પ્રભુને, નિરુત્સાહી થવું ગમતું;
પ્રભુ નિરુત્સાહી થાયે તો, કોણ દીયે મનગમતું; અરે૦
નિઃશ્વાસો નીચે લઇ જાતા, તેથી તેને ત્યાગ,
ઉત્સાહી રહી કર્તવ્યે મચ, થઇશ સદા મહાભાગ; અરે૦

---

## साधन साध्याविना जीवनो उद्धार थतो नथी.

પદ ૪૧૦. ( શાનું તું ચિંતન કરે, એ લય. )

સાધનવિણ જીવનું તરણ—નથી એ નિર્વિવાદ,
આજ કાલ કે અન્ય જન્મે તું ભલે પછી સાધ.
તું જેટલું સાધીશ સત્વર, તેટલું દુઃખોથકી,—
તું મુક્ત થઇને વિચરશે, આ વિશ્વમાં વ્હેલો નકી;
તું વિપત્તિથી છૂટવાને, ઇચ્છતો હો હાલ જો,
તો આજ સાધન સાધજે, ને જો નહિ, પછી કાલ તો.
રમતની પેરે સાધનો, સાધ્યે કશું ન સધાય,
ફલ ત્યારે મળતું યદા, કટિ કસી સાધન થાય;
ચિન્તા બીજા કોઇને હશે, તુજ જીવનના ઉદ્ધારની,—
એવું તેં ધાર્યું હશે તો જાણ બાજી હારની;
નિશ્ચય સમજજે તુજવિના તારો બીજો તારક નથી;
તો ચેતી જલદી લાભ લે, તુજ સાધનોમાંહિ મથી.
ફરી ફરી કહું છું જાણજે, સાધનવિણ ઉદ્ધાર,—
તારો થયો નથી કદી, અને કદી થાનાર.

---

## श्री इष्टना अनुग्रहित साधकोनी अनुग्रहनी अप्रतीतिना समयनी दीन अभ्यर्थना.

પદ ૪૧૧. ( અમે ઇષ્ટ શ્રી નૃસિંહ પદે વ્હાલીએ રે, એ લય. )

તમે શાને વિસારી મેલ્યા બાપજી ! રે,
અમે અપરાધી તોય પણ બાલ; તમે૦

અમે જીવ તે કદીક ક્રોધ કીજીએ રે
તમે પ્રભુ તે તો દર્શાવો વહાલ; તમે૦
અમે દુઃખી તે કંઇક બોલી બેસીએ રે,
તમે બોલ્યા સામું ન જોનાર; તમે૦
અમે કષ્ટના કાં'યા તે જરા રોઇએ રે,
તમે થઇને આંસુના લ્હોનાર; તમે૦
અમે નાકલીંટી તમપાસે તાણીએ રે,
તમે નાકતણી ટેક રાખનાર; તમે૦
અમે વાંકવાળા તોય તમ રાંકડા રે.
તમે રંકને તો રાય કરનાર; તમે૦
અમે દોષના તો કોષ છીએ વા'લમા રે,
તમે થઇને દયાના ભંડાર; તમે૦
અમે વિસરણા તે આપને વિસારીએ રે,
પણ સ્મરવું મૂકીને આ વાર; તમે૦
હવે બોલ્યું ચાલ્યું તે માફ કીજીએ રે,
તમે દાખવજો પૂર્વ જેવો પ્રેમ; તમે૦
એક અસહ્ય અકૃપા ન દાખવો રે,
બીજું કરજો તમારે ફાવે તેમ; તમે૦

---

## तत्त्वदृष्टि ए ज यथार्थ दृष्टि छे.

**પદ ૪૧૨. ( ચિદાકાશવિણ અન્ય કાંઇ નથી, એ લય. )**

યથાર્થ તત્ત્વદૃષ્ટિ થયા વિણ, અંધપણું જાણો;
અજ્ઞદૃષ્ટિથી ત્યાં લગી જીવ આ, જુએ રત્નને પ્હાણો;
દૃષ્ટિવિણ અંધપણું જાણો
જ્યાં પાયાનું ઠેકાણું ન ત્યાં, અજ્ઞ મહેલ જોતો,
એ મહેલનું સુખ કલ્પી, વણદીઠયે, અંતે પછી રોતો; દૃષ્ટિ૦
અજ્ઞદૃષ્ટિથી જ્યાં જ્યાં જીવ આ, દુઃખ દુઃખ દુઃખ દેખે,
તત્ત્વવિજ્ઞ થાતાં તે સઘળું, સુખમય સુખમય લેખે; દૃષ્ટિ૦
જીવને ભયદ જણાતું તત્ત્વદૃષ્ટા તેથી ન બ્હીતો,
વાસ્તવ દૃષ્ટિવાનની વિશ્વે, જોવાની જુદી રીતો; દૃષ્ટિ૦

વિજ્ઞાની જેમ જળબિંદુમાં, અદ્ભુત કંઇ જોતો,
સર્વ વ્યતિકરમાં કંઇ અવનવું, નિરખી જ્ઞાની મ્હોતો; દ૦
તત્ત્વદષ્ટિને કરનારૂં સાધન જાણો સાચું,
અન્ય ભલે બહુ કર્યું શોભીતું, પણ તે પાત્ર જ કાચું; દ૦
યથાર્થ તત્ત્વદષ્ટિ થયા વિણ, વિરમો ન સાધનથી,
નરહરિ ચિંતી તત્ત્વદષ્ટિને, પામો આ જ જીવનથી; દ૦

---

## પોતાના પ્રયત્નમાં સહાય થવા બાલભાવે શ્રી ઇષ્ટને અભ્યર્થન

**પદ ૪૧૩.** ( અમારી લાજ તમારે હાથ હે નાથ નિભાવજો જી, એ લય

મારી ઠેલણગાડી તાત ! તમે જરી ઠેલજો જી.
મને નિરાધાર કરી છૂટો જરી નવ મેલજો જી.
શક્તિનો મને અંશ ન મળીઓ, પણ તમ શક્તિથી છું બળીયો
મુજ વાંસે રહી ઇશ ! મને જરી ધકેલજો જી; મારી
બાલક આપતણો છું સ્વામિ, કરુણાદષ્ટિ કરો મુજ રહામી,
સ્નેહવડે મુજ સાથ, નાથ ! જરી ખેલજો જી; મારી
પ્રયત્નમાં જરી જરી વાધું છું, ચિત્ત હું તો તમથી સાંધું છું,
ગુંચ પડે મહિં કંઇ, તો પ્રભુ ! ઉકેલજો જી; મારી
ચાલક પાલક આપ જ મારા, નોંધારાના છો આધારા,
બાજી બગડે (તો) ત્યાંથી, ઝટ સંકેલજો જી; મારી
મુજ ઉન્નતિના નિર્ધારિત સ્થળ, પ્હોંચી શકું હું સત્વર દુર્બળ,
એવા ક્રમથી ગુરુવર ! ગાડી હકેલજો જી; મારી

---

## સર્વત્ર ચિતિજ્યોતિની વ્યાપકતા.

**પદ ૪૧૪.** ( પડતી હવે મુજને ખબર, એ લય. )

જોયું સકલ વિશ્વે ફરી, તારા વિના કાંઇ નથી,
તું સર્વમાં વ્યાપી રહ્યો, વ્યતિરિક્ત તુથી કંઈ નથી;
તુંથી પ્રકાશે સર્વ આ, સત્તા જુદી તુંથી નથી,
બ્રહ્માંડ આ સઘળાવિષે, જો તું નથી તો કંઈ નથી.
અલૌકિક જ્યોતિ શી ! તારી,

વ્યાપી સઉમાં તોય, સર્વથી ન્યારી,
અહા ! તુજ આ શી બલિહારી; અલૌકિક૦
મથે છે નિત્ય આ જીવો, રહસ્યો જાણવા કંઈ કંઈ,
પરંતુ વ્યર્થ છે તે સર્વ જો કરુણા નથી તારી;
સ્મરણચિંતન સદા તારું, સદોદિત ધ્યાન પણ તારું,—
કરાવીને મને દેખાડ મુજ ઈપ્સિતની બારી; અલૌકિક૦

---

## तत्त्वानुभवी पुरुषनुं स्वरूप.

પદ ૪૧૫. ( મારા નાથના આશ્રયમાંહ્ય, એ લય. )

જેનાં હૃદય ઝીલે બ્રહ્મમાંહ્ય,
તેને વિશ્વે ન દુર્ગમ કાંય.
જેને તત્ત્વઅનુભવ થાય,
તેને ક્યાંથી નડે કંઇ અપાય.
મહામુક્તસમ વિચરે, રહી નિર્ભય નિર્ભ્રાન્ત,
ઉગ્ર દવાનલમધ્યમાં, પણ રહે પરમ પ્રશાન્ત;
તેનો વાસનાકોષ દહાય,
સંકલ્પો ન સહજ પણ જ્યાંય; જેનાં૦
હોય ન કોડી એક પણ, તેહ મહા સમૃદ્ધ,
નિજ સ્વરૂપૈશ્વર્યે સદા, કાં જે તે સંબદ્ધ,
ન સ્પૃહાથી તેને સ્પર્શાય,
ના વિકારથી તે લલચાય; જેનાં૦
કદી મોજથી તે સેવતો, વિવિધ જગદ્વ્યવહાર,
તદપિ અંતરથી સદા, ઉદાસીન રહેનાર,
સ્પષ્ટ નિર્લેપતા સમજાય,
(જેનું) એવું હૃદય તે જીવ્યો ગણાય; જેનાં૦

---

## पुनरागम्यताम्.

પદ ૪૧૬. ગરબી.

આવજો, આવજો, આવજો રે, ફરી સદ્ભાગી બન્ધુઓ ! આવજો.
પુણ્યપ્રદ આવાં સત્કાર્ય સાધવા, સમય ફરી ફરી લાવજો રે;—

આવા પ્રયત્નો નિજ આશ્રમે સેવતાં, અભ્યંતર જ્યોતિ જગાવજો રે;–
સ્નેહભર્યાં સદ્‌ભાવ પરસ્પરમાં હ, પ્રેમવડે રાખજો–રખાવજો રે;–
શુદ્ધ હૃદયમાંથી શુદ્ધ જ્ઞાનનીર નીતર્યાં, શુદ્ધ ભાવે પીજો–પીવડાવજો રે;–
ઉભરાતા અંતરની ભાવનાઓ ભાળી, આકર્ષી ભેટજો–ભેટાવજો રે;–
દિવ્ય ક્રિયા ચિંતનાદિ સાધીને સહજમાં, જીવનને દૈવી બનાવજો રે;–
સદ્‌ગુરુપ્રસાદવડે હિત સાધવાને, પ્રાણાત્મા ! તેડશું–તેડાવજો રે;–

---

## श्रीसद्‌गुरुवाग्माहात्म्य.

**પદ ૪૧૭.** ( જય શ્યામસુંદર સુખકારી રે, એ લય. )

જય સદ્‌ગુરુવદનવિહારિણિરે, જય અમૃતવર્ષિણિ વાણિ !
જય અમૃતવર્ષિણિ વાણિરે, જેને સેવે ઋષિમુનિધ્યાનિ.
નવજીવનમય કરી દે જેની, જી-વનવલ્લિ કરમાણી રે. જય૦
જેના આસ્વાદનથી ઉદ્ધરે; મંદધી પામર પ્રાણીરે; જય૦
નવઉત્સાહતણું બલ અંતર, સહજે આપે આણીરે; જય૦
તાપમાત્ર ટાળીને ઉરના, આપે શાન્તિની લ્હાણીરે; જય૦
તુજને શ્રવણ કર્યું એ અમ જીવનની સાચી કમાણીરે; જય૦
શ્રવણથી અનુભવમાં આવી ઠર, યાચીએ એ કલ્યાણિ ! રે; જય૦

---

## परार्थ जीवित पुरुषोनुं जीवन धन्य छे.

**પદ ૪૧૮.** ( જીવનના જીવનનું જીવન, એ લય. )

ધન્ય ત્રિભુવનમાં તેનું જનન, સ્વાર્થથી ઉપરતિ પામી મન,
છે વિશ્વે જેનું પરાર્થ જીવન.
અનુપમ રસભર્યું એહ જીવન, ન લૌકિક, એ તો દૈવી સુજન.
એવા એક જીવનથી અનેક જીવન વાસ્તવ જીવન પામે,
જડ ને શુષ્કસમાં હૃદયો કંઈ, નવપલ્લવ થઇને જામે,
વિશ્વ આ નિશ્ચય પરિણામે, પરાર્થજીવિતને શિરનામે;–
આપે અમરરસથી બની રસબસ, ઇતરને સુખરસ પીવડાવે,
સ્વાર્થપરાયણ નિજ સુખસાધક ભાવ સંકુચિત ના લાવે,
તેહ ચંદનતરુસમ કહાવે, દિવ્ય પરિમલ નિજ પ્રસરાવે;–

પોતાનું ત્યજી, પરનિજ સમજી, અભેદભાવ પ્રકટ કરતાં,
ભાગ્યશાલી નર, સંસૃતિસાગર-થી તારીને પછી તરતા,
આચરણ સુસેવ્ય આચરતા, અન્યમાં પ્રભુતાને ધરતા;—
નિજથી જો કોઈ, સુખી ન શક્યું થઈ, વ્યર્થ જીવિત તેનું જાણો,
પરાર્થ જીવન, બન્યું ન ક્ષણ પણ, પુરુષ નહિ પણ તે પ્હાણો,
વાત આ દષ્ટિએ આણો, પરાર્થી થઇ મોજ માણો;—

---

## શ્રી इष्टनी अनुग्रहपूर्ण दृष्टिनी इच्छावाळा साधकनी तदर्थ श्री इष्टप्रति प्रार्थना.

**પદ ૪૧૯.** ( ફુલની પાંખડી લો પ્રાણ, એ લય. )

અમીભરી આંખડીનું પાન,
છે એ મુજ જીવનલ્હાણ. ભરી૦
અન્ય ભલે ધન વૈભવ ઇચ્છે, માગું ન તેવું દાન,
સ્નેહપાન દષ્ટિનું કરાવી, પરિતૃપ્ત કર પ્રાણ; અમી૦
તુજ અમૃતદષ્ટિ મુજ કરતી, ભયમાત્ર પરિત્રાણ,
ભુરકીભર્યાં તુજ નયન નચાવી, હરી લે મારું ભાન; અમી૦
ભલે બીજાને દે જે માગે, વિધવિધ અનુપમ જ્ઞાન,
પણ મુજ પ્રતિ તો કરજે નયનની, ભાવભરી કંઈ સાન; અમી૦
સર્વ મળ્યું મુજને હું માનીશ (જો) ધરીશ આ વિનતિ ધ્યાન,
તારા કૃપાકટાક્ષઉપર તો, મુજ જીવન કુરબાન; અમી૦

---

## શ્રી इष्टविरहालाप.

**પદ ૪૨૦.** ( ઈશ્વર ક્યાં અમો શોધું, એ લ

ઘડી ઘડી વિરહ પ્રભુનો અંતરે કંઇ અનવધિ
અનવધિ સાલે, તપે તનુ વિરહની જ્વાળે,
ઘડી
અણસમજુઆગળ રાખીએ, મુખ હસતું
આંસુ છૂપાં નયનોથી કદી કદી વહી જત
પ્રભુવિણ ભરાતો હૃદયમાં ડુમો ન કો ખ
એ હૃદયને પ્રભુવિણ અરે કો પાંખમાં

કહેતા બીજાને ઉલટી તે તો, મૂર્ખતા ન્યાળે,
અણઅનુભવી એ સ્થિતિ ન સમજી શકે કો કાળે; ઘડી૦
સ્નેહેથી બાંધ્યાં વહાલે ને ત્યજી દીધાં વહાલે,
વિધિએ લખ્યો શું વિરહ રે રે ! કઠિન આ ભાલે; ઘડી૦
સઘળુંય છે પણ પ્રભુવિના તે શૂન્ય સરવાળે;
રસિયાવિના રસિકાહૃદય, કો સંગ જઇ મહાલે; ઘડી૦
ઉંડાણુથી વૃત્તિ સઉમાં, નિરસતા ભાળે,
અંતરનું મૂળ સુકાય, ક્યાંથી વૃક્ષ પછી ફાલે; ઘડી૦
સઉ રસ ગયો, સઉ કસ ગયો, ફળ ફુલ ન કોઇ ડાળે,
છે દેખવારૂપ આ જીવન, તે પણ હવે ચાલે; ઘડી૦
એ જીવનનાથ કરે કૃપા તો, જીવન ઉજાળે,
નહિ તો નિરર્થક આ જીવનને, ભલે ઓગાળે; ઘડી૦

---

## अंतरनी अश्रद्धाथी बाह्य प्रवृत्तिमां स्वभावथी थता भेदो.

**પદ ૪૨૧.** ( લાવણી )

અશ્રદ્ધા થાતાં ગુરુપ્રતિની કૃતિ કેમ બદલાયે,
તેના સ્વરૂપકેરૂં ચિત્ર અહીં, કિંચિત્ ચિતરાયે.
શ્રદ્ધાથી લાંબા શિરસહ, સાષ્ટાંગ હોય થાતા,
અદુકડા સાષ્ટાંગ થાય પછી પગ ભાંગી જાતાં.
ઘુંટણીયે પડી નમન થાય પછી, માત્ર કેડ નમતી,
પછી માત્ર હાથ જ જોડાતાં; (એ) અશ્રદ્ધાની કૃતિ.
'હાજી' નું'હા' થાય પછીથી ડોકું ધૂણાવાતું,
'આપ' બોલવું ભૂલાઇ જઇ પછી 'તમે' જ બોલાતું.
અભ્યુત્થાનસહિત ગુરુને ઘટે માન દેવું,
(પણ) બે ત્રણ વખત ગુરુ ઉઠે તો (પછી) ગમે બેસી રહેવું.
શ્રદ્ધા વિનયથી જનને ગુરુની પાસે બેસાડે,
અશ્રદ્ધા મર્યાદ ત્યજાવી, કદીક સુવાડે.
વાણીમાંહિ વિવેક રહે નહિ, ગમે તેમ બોલે,
હાહા ઠીઠી કરી ચઢાવે, ચિત્તને ચગડોળે.
ગમે તેમ હલકું વદતાં પણ નવ સંકોચાયે,
નેત્રાદિ અવયવના ભાવો, પણ અવિહિત થાયે.

પોતાનું ત્યજી, પરનિજ સમજી, અભેદભાવ પ્રકટ કરતાં,
ભાગ્યશાલી નર, સંસૃતિસાગર-થી તારીને પછી તરતા,
આચરણ સુસેવ્ય આચરતા, અન્યમાં પ્રભુતાને ધરતા;—
નિજથી જો કોઈ, સુખી ન શક્યું થઈ, વ્યર્થ જીવિત તેનું જાણો,
પરાર્થ જીવન, બન્યું ન ક્ષણ પણ, પુરુષ નહિ પણ તે પ્હાણો,
વાત આ દષ્ટિએ આણો, પરાર્થી થઇ મોજ માણો;—

## श्री इष्टनी अनुग्रहपूर्ण दृष्टिनी इच्छावाळा साधकनी तदर्थ श्री इष्टप्रति प्रार्थना.

**પદ ૪૧૯.** ( ફુલની પાંખડી લો પ્રાણ, એ લય. )

અમીભરી આંખડીનું પાન,
છે એ મુજ જીવનલ્હાણુ. ભરી૦
અન્ય ભલે ધન વૈભવ ઇચ્છે, માગું ન તેવું દાન,
સ્નેહપાન દષ્ટિનું કરાવી, પરિતૃપ્ત કર પ્રાણ; અમી૦
તુજ અમૃતદષ્ટિ મુજ કરતી, ભયમાત્ર પરિત્રાણ,
ભુરકીભર્યાં તુજ નયન નચાવી, હરી લે મારું ભાન; અમી૦
ભલે બીજાને દે જે માગે, વિધવિધ અનુપમ જ્ઞાન,
પણ મુજ પ્રતિ તો કરજે નયનની, ભાવભરી કંઈ સાન; અમી૦
સર્વ મળ્યું મુજને હું માનીશ (જો) ધરીશ આ વિનતિ ધ્યાન,
તારા કૃપાકટાક્ષઉપર તો, મુજ જીવન કુરબાન; અમી૦

## श्री इष्टविरहालाप.

**પદ ૪૨૦.** ( ઈશ્વર ક્યાં અમો શોધું, એ લય. )

ઘડી ઘડી વિરહ પ્રભુનો અંતરે કંઇ અનવધિ સાલે,
અનવધિ સાલે, તપે તનુ વિરહની જ્વાળે,
ઘડી ઘડી અનવધિ સાલે.
અણસમજુઆગળ રાખીએ, મુખ હસતું અણચાલ્યે,
આંસુ છૂપાં નયનોથી કદી કદી વહી જતાં ગાલે; ઘડી૦
પ્રભુવિણ ભરાતો હૃદયમાં ડુમો ન કો ખાળે,
એ હૃદયને પ્રભુવિણ અરે કો પાંખમાં ઘાલે; ઘડી૦

કહેતા બીજાને ઉલટી તે તો, મૂર્ખતા ન્યાળે,
અણઅનુભવી એ સ્થિતિ ન સમજી શકે કો કાળે; ઘડી૦
સ્નેહેથી બાંધ્યાં વહાલે ને ત્યજી દીધાં વહાલે,
વિધિએ લખ્યો શું વિરહ રે રે ! કઠિન આ ભાલે; ઘડી૦
સઘળુંય છે પણ પ્રભુવિના તે શૂન્ય સરવાળે;
રસિયાવિના રસિકાહૃદય, કો સંગ જઇ મહાલે; ઘડી૦
ઉડાણથી વૃત્તિ સઉમાં, નિરસતા ભાળે,
અંતરનું મૂળ સુકાય, કયાંથી વૃક્ષ પછી ફાલે; ઘડી૦
સઉ રસ ગયો, સઉ કસ ગયો, ફળ ફુલ ન કોઇ ડાળે,
છે દેખવારૂપ આ જીવન, તે પણ હવે ચાલે; ઘડી૦
એ જીવનનાથ કરે કૃપા તો, જીવન ઉજાળે,
નહિ તો નિરર્થક આ જીવનને, ભલે ઓગાળે; ઘડી૦

---

## अंतरनी अश्रद्धाथी बाह्य प्रवृत्तिमां स्वभावथी थता भेदो.

**પદ ૪૨૧. ( લાવણી )**

અશ્રદ્ધા થાતાં ગુરુપ્રતિની કૃતિ કેમ બદલાયે,
તેના સ્વરૂપકેરૂં ચિત્ર અહીં, કિંચિત્ ચિતરાયે.
શ્રદ્ધાથી લાંબા શિરસહ, સાષ્ટાંગ હોય થાતા,
અદુકડા સાષ્ટાંગ થાય પછી પગ ભાંગી જાતાં.
ઘુંટણીયે પડી નમન થાય પછી, માત્ર કેડ નમતી,
પછી માત્ર હાથ જ જોડાતાં, (એ) અશ્રદ્ધાની કૃતિ.
'હાજી' નું'હા' થાય પછીથી ડોકું ધૂણાવાતું,
'આપ' બોલવું ભૂલાઇ જઇ પછી 'તમે' જ બોલાતું.
અભ્યુત્થાનસહિત ગુરુને ઘટે માન દેવું,
(પણ) બે ત્રણ વખત ગુરુ ઉઠે તો (પછી) ગમે બેસી રહેવું.
શ્રદ્ધા વિનયથી જનને ગુરુની પાસે બેસાડે,
અશ્રદ્ધા મર્યાદ ત્યજાવી, કદીક સુવાડે.
વાણીમાંહિ વિવેક રહે નહિ, ગમે તેમ બોલે,
હાહા ઠીઠી કરી ચઢાવે, ચિત્તને ચગડોળે.
ગમે તેમ હલકું વદતાં પણ નવ સંકોચાયે,
નેત્રાદિ અવયવના ભાવો, પણ અવિહિત થાયે.

અંતરના કચરાને કૃતિમાં કાઢી બતલાવે,
પોતાની કિંમત તે પોતે, હલકી અંકાવે.
અશ્રદ્ધાળુ મતિ ક્રમે પછી ગુરુટીકા કરતી,
તેથી આગળ વધી પછી નિંદા પણ ઉચ્ચરતી.
ગુરુને પણ કંઇ બોધ આપવા-તણો પ્રયત્ન કરે,
પ્રથમ મર્મમાં પછી સ્પષ્ટ પણ, કહેતાં તે ન ડરે.
ગુરુમાં માનુષભાવ નિરંતર અધિક દૃઢ કરતો,
ગુરુથી સમ, પછી ગુરુથી અધિક તે પોતાને ગણતો.
સખ્યભાવ ગુરુથી બાંધે પછી જરા વહે વાંકો,
આગળ વધતાં 'હું ગુરુનો ગુરુ' ધરે એમ ફાંકો.
ગુરુ પાસેથી જ્ઞાન ગ્રહેવાની બુદ્ધિ છોડી,
ગુરુ સાથે સમભાવ ધરીને, કરે જ્ઞાનગોષ્ઠિ.
" આપણુ છઇએ આવા " આપણે કરવું જોઇએ આમ,
એ આદિ વચનો કહી સાથે, ગુરુનું ગણતા નામ.
હલકી ભૂમિમાં ગુરુની સાથે, થઈ રહે ગુરુસમાન,
ગુરુ વાત જરી ઉંચી કરે ત્યાં (તે) કરે બુદ્ધિ નિજ મ્યાન.
ગુરુની સમીપ રહી કદાપિ, સચ્ચિંતન ન કરે,
પાછળ ગુરુને દોષ દીયે કે, ગુરુ કંઈ બોધ ન દે.
વિષય વાતને પલટી ગુરુ કંઈ સચ્ચિંતન કાઢે,
મૌન રહે, કાં કંઇ નિમિત્તથી કરે પલાયન તે.
અથવા ગુરુને બહુ ડાહ્યા લહી મનથી મંદ હસે,
અશ્રદ્ધાવિષ જાણો વ્યાપ્યું, તેની નસે નસે.
આ વિણ અનેક વર્તન અશ્રદ્ધાને લઈ થાતાં,
સાવધ શ્રદ્ધાળુ જન-તેવું, કરતાં ડર ખાતા.
શ્રદ્ધાની કિંમત છે જેને તેણે શ્રદ્ધાના,
લોપ થવાના કારણથી ચેતી બનવું શાણા.
શ્રદ્ધા તો સંપત્તિ ગણાયે, જે તે ખોઇ બેસે,
આધ્યાત્મિક ફલ શી રીતે તે જીવનમાં લેશે.
શ્રદ્ધાળુ રહી નિજ જીવનને, ઉચ્ચ કર્યા કરવું,
એ જ હાર્દ આ વચનનું સમજી, સુકૃત્ય આચરવું.

---

## हरिगुरुनुं अधिक स्मरण करवा मनने प्रबोध.

પદ ૪૨૨. ( અનુપમ ભેટ આપીશ બાળા, એ લય. )

હરિગુરુ એક ભજ મન મારા, સિદ્ધાર્થ થશે સઉ તારા;–હરિ૦
સુખઆશ વિધવિધ ધારીને, તું વિષયમાં વહી જાય છે,
આનંદ ગ્રહેવા તું નિરંતર, બહિર્મુખ થઈ ધાય છે;
તું શાન્તિ શાન્તિ પુકારતું, શાંત્યર્થ કહીં અથડાય છે,
હરિભજનવિણ પણ અન્ય કોઈ ઉપાયથી ન પમાય છે; સિ૦
ઘટકેરી ઝીણી ફાટમાંથી જેમ જળ ટપકી જતું,
આયુષ્ય તેમ વહે, ઘડી પછી તે થશે હતું ના હતું,
મહોડું વિકાસીશ તે વખતે પણ કામમાં ના આવતું,
કર્યું જો હશે હરિસ્મરણ તો તે તે વખત સુખ લાવતું; સિ૦
છે પ્રાણ ત્યાં લગી પ્રાણનાથ જરૂર તુજને ભેટશે,
બાજી બહિર્મુખતાતણી જો સમજી સઘ સમેટશે,
છોડી બીજું ચિન્તન-હરિસ્મરણે, તું ભાવથી લેટશે,
તો જાણ તુજ સ્વામિ તને નિશ્ચય હૃદયશું લપેટશે; સિ૦
ડરકુ બની શીદ જાય છે, શીદને વૃથા ગભરાય છે,
શિર છે સમર્થ શ્રી સદ્‌ગુરુ, તે આમ શું ભૂલી જાય છે?
તારક નથી દૂર, તારનારું, નાવડું તૈયાર છે,
તું બેસ એટલી વાર છે, પછી પાર–બેડો પાર છે; સિ૦

---

## उन्नत स्थितिए सत्वर पहोंचवा सूचन.

પદ ૪૨૩. ( રાણા અમો વતન તે પાંજે, એ લય. )

ક્યારે જશો સ્થિતિએ પેલી,
આ સ્થિતિ તો છે નિરાશ ભરેલી;
એ સ્થિતિમાં શુભ આશ રહેલી,
જ્યાં ન કશી મુશ્કેલી; ક્યારે૦
સુખવાદી જીવન નથી આંહિં,
દિવ્યદર્શનો થાયે ત્યાંહિં,
વૃતિ રહેતી માતેલી; ક્યારે૦

અહિં સંકલ્પો સ્વાર્થતણા છે,
જીવકૃતબન્ધન આંહિ ઘણાં છે,
મુક્તત્વ ત્યાં રહ્યું રેલી; ક્યારે૦
પેલી સ્થિતિમાં બોધની લહરી,
ચિત્તસમુદ્રે ઉઠતી ફરી ફરી,
જે અનુભવથી ભરેલી; ક્યારે૦
શુદ્ધ જીવન જે સહજ ગળાતું,
પ્રભુપદપ્રતિ જો મન આ પળાતું,
પ્રાપ્ત થવી પછી સહેલી; ક્યારે૦

## पुराण पुरुषने आंतर देशमां निमंत्रण.

પદ ૪૨૪. ( ઉરે મારે બેઠા રે મારા પ્રાણજીવન, એ લય.)

જુના ઓ જોગી ! રે, મારા દેશવિષે કંઇ આવજો રે જી.
નવા નવા વેષ ધારી, જોગીના જોગ જોઈ,
તમને ભૂલ્યા, તે ઉર નવ લાવજો; ઓ૦
માનવ જીવન કેરાં મૂલ્ય ભુલાયાં રે,
પાછા આવીને તે સમજાવજો; ઓ૦
પરાયાપણાથી અમે છઇએ લદાયા રે,
અમમાં અમારાપણું લાવજો; ઓ૦
શરીરનું નૂર વેચ્યું, ધન અને ધાન્ય વેચ્યું,
અમને અમારું પાછું અપાવજો; ઓ૦
વિચાર વેચાયા, મન ને હૃદય વેચાયાં રે,
સમય નકામો ન ગુમાવજો; ઓ૦
પિંડ વેચાયા અને, પ્રાણ વેચાયા રે,
ઓથ તમારી કંઇ જણાવજો; ઓ૦
તમારા જીવનદેશ જેવો અમ દેશ કરવા,
(તમે) સાધન સાધેલાં તે સધાવજો; ઓ૦
જુના ઓ જોગી ! ઉંડી ગુહામાં[1] ભરાયા રે,
ત્યાંથી આવીને રણ ગર્જાવજો; ઓ૦

૧ હૃદયરૂપી ગુહામાં.

## विशुद्ध प्रेम ए नेत्रनुं दिव्य अंजन छे.

પદ ૪૨૫. ( આંગણાં હોય રે સ્નેહીથી શોભનીયાં, એ લય. )

આંજીયે આંખે પ્રીતિનાં અંજનીયાં,
થાય રમ્ય જેથી લોચનીયાં; આંજીયે૦
સમ સર્વત્ર વિલોકીએ, એક પ્રેમ ભરપૂર,
નિરખીને તેમાંનું કંઇ, પ્રભુતાકેરું નૂર,
કરીએ હૈયાનાં રંજનિયાં; થાય૦
વિશુદ્ધ દૈવી પ્રેમ એ, પ્રભુનું સ્વરૂપ અગમ્ય,
તેમાં ભળી તદ્દરૂપ થઇ, પ્રેમ મંત્રનાં રમ્ય,-
અંતરમાં કરીએ ગુંજનીયાં; થાય૦
પ્રભુમય સૌને ભાળવું, નયનનું એ સાર્થક્ય,
અભેદભાવ લહાવતા, પ્રેમવડે એ શકય,
એ તો પ્રભુનાં પૂજનીયાં; થાય૦

---

## स्वरूपानुभव करती मतिने केवो अनुभव थाय छे.

પદ ૪૨૬. ( પિયુ પિયુ પુકારતી રે, એ લય. )

ગુરુ ગુરુ ઉચ્ચારતી રે, મતિ આ ઢળે સ્વરૂપની માંહ્ય,
સ્વરૂપમય સદા સહજ થઈ જાય, પૃથકતા પછી કદી ન જણાય.
અતત્ત્વ ચિન્તન ત્યાગીને, ઉંડી ઉતરતી જાય,
વિકારમાત્રથી રહી અળગીને, તત્ત્વતલે સ્થિર થાય,
તત્ત્વમય બની જતી રે; પછી જ્યાં અખંડ શાન્તિ કમાય;-
સ્વરૂપની દૃઢ ભાવનાથી, જીવત્વસ્ફુરણ વિલાય,
"સચ્ચિત્ શિવરૂપ હું જ છું," એ અનુભવે લહાય,
સર્વમાં ચિતિદ્યુતિ રે, વિલસી રહી એમ સ્પષ્ટ સમજાય;-
તે સ્થિતિનો આનન્દ શો, અહો ! કથ્યો ન કથાય,
ઉપેન્દ્રગુરુકરુણા થતામાં, સમગ્ર સ્થિતિ પલટાય,
મતિ મટી થઈ પતિ રે, નિરંતર મલક મલક મલકાય;-

---

## पोताना धामनुं दर्शन कराववा श्रीइष्टने अभ्यर्थना.

પદ ૪૨૭.

આપનું ધામ બતાવો, ગુરુજી ! આપનું ધામ બતાવો.
આપ વિહોણા રાખી અમને, શીદને નાથ ! સતાવો;-ગુરુજી૦
આપના ધામમાં આવવા અહીંના, કર્મનું પાનું પતાવો;-
આપના ધામના અમો પ્રવાસી, અધવચ્ચ નહિ અટકાવો;-
ભુલા પડેલા અમને સ્વામિ ! હવે અધિક ન ભુલાવો;-
આપના ધામના આપ જ જ્ઞાતા, માટે લેવા આપ આવો;-
આપના ધામમાં રંક અમોને, આશ્રયનો દો લ્હાવો;-
અમો યાત્રિને આપનું ધામ જ, સર્વથી શ્રેષ્ઠ ચઢાવો;-

---

## इष्टजाप ए सर्व दुःखोथी मुक्त करनार साधन छे.

પદ ૪૨૮. ( સાર આ સંસારમાં ન જોયો, એ લય. )

છૂટતું જીવત્વ કેમ આપે[1]? હો કોઇ જ્ઞાતા તો બોલજો,
**એક માત્ર ઇષ્ટનામજાપે.**
શુભ દર્શનની ભાવના ઉંચી, કેવી રીતે સર્વમાંહિ વ્યાપે ?— હો૦
સાધક ચિત્તનું ચાંચલ્ય છોડી, કેવી રીતે (તેને) સ્થિર
કરી સ્થાપે ?—હો૦
જન્મજન્માંતરકૃત કર્મોના, સંસ્કાર શી રીતે ઉથાપે ?— હો૦
હરઘડી ઉઠતી અવિહિત ભાવના, કેમ કરી મૂળને જ ચાંપે ?—હો૦
બાહ્યવિષયમાં વહેતા મનપર, નિગ્રહની છાપ કેમ છાપે ?— હો૦
અશ્રદ્ધામાં ઉઠતા અંકુર, કેવી રીતે મૂળમાંથી કાપે ?— હો૦
સદ્ગુરુ સાચો અનુગ્રહ કરીને, કલ્યાણ કેમ કરી આપે ?— હો૦

---

## " भलाई कर भला होगा. "

પદ ૪૨૯. ( ગઝલ. )

ભલાઇ કર, ભલાઇ કર, અરે ઓ યાર ! દુનિયામાં,
ભલાઇ વિણ કહેને સાર શો સંસાર આખામાં.

---

૧ પોતાની મેળે.

અરે આ ઝાડને આ પ્હાડ–જો ! જો ! આંખ ખોલીને,
કરે કેવી ભલાઇ એ, ન એકે શબ્દ બોલીને.
ભરી દોલત ખજાનામાં, પવન રાખે તું માથામાં,
ભલો થઇને જરા તો ભર ભલાઇ એ ખજાનામાં.
પ્રભુ નહિ પૂછશે જે કેટલી કીધી કમાઇ તેં,
પ્રભુ તો પૂછશે જે કેટલી કીધી ભલાઇ તેં.
પૂછે પ્યારો ન બાંધ્યા કેટલા કિલ્લા હવાઇ તેં,
પૂછે એ કેટલી ને કોની લીધી તેં દુવાઇ તેં.
ન જોતા એ વિભવ તા'રા, પરંતુ એ જુએ તા'રા,
સીતારામાં ભલાઇના, ચળકતા કેટલા તારા.
સઉ કોઇ ઓલિયા મુર્શદ, તને ઉપદેશ દે સોંધા,
ભલું થાવા ચહે તો તો, 'ભલાઇ કર ભલા હોગા.''

---

## अन्यने सुखी करवामां ज जीवननुं सार्थक्य छे.

પદ ૪૩૦. ( જુનું તો થયું રે દેવળ જુનું તો થયું, એ લય. )

શાનું જીવ્યું રે, જગમાં શાનું જીવ્યું,
કોઇને સુખીયાં ન કીધાં તો તો શાનું જીવ્યું.
ભલે બહુ ભણીયા, ગણીયા, ધન ધામ પામ્યા,
સુખી કર્યા વિણ તે સઉપર પાણી ફેરવ્યું; કોઇને૦
નિજનાં થઇને જો સંગી રહ્યાં કષ્ટ સ્હેતાં,
મનને મગજ તો બધું વ્યર્થ કેળવ્યું; કોઇને૦
માનવજન્મ જાણો અન્ય સુખાર્થે,
જાતે સુખને તો શ્વાને પણ ભોગવ્યું; કોઇને૦
ધન્ય તે જનને (જેણે) સુખી કરતાં બીજાને,
કષ્ટ સહ્યું તે માન્યું સુખ મેળવ્યું; કોઇને૦
સાચો દયાળુ જગમાં એક જ જાણો,
પરને દુ:ખી જોઇ જેનું હ્રદય દ્રવ્યું; કોઇને૦
ફરમ પ્રસાદ પ્રભુનો, પામતો તે તો,
નિજ ભોગ દઇને પણ પર દુ:ખ ખેરવ્યું; કોઇને૦

---

## ઈશ્વરની અકલ કલા.

પદ ૪૩૧. ( રે બંસરીયકી વનમાલી, એ લય. )

એ અટપટી કળા કંઇ તારી,
કળી ન શકે કોઇ ત્રિકાળદર્શી,
ત્યાં મતિ કોણ અમારી ? એ૦
શેલડી સરખી, માનવજીવન-
કેરી ગતિ અતિ ન્યારી,
આગળ મધુરી અમૃતરસભરી,
એ જ પછળથી ખારી; એ૦
કસ્તુરી કાળી, ( પણ ) સુગંધવાળી,
કીધી મનહરનારી,
ઉપરથી જડસમી, પણ ઉર રસભરી,
કરી કંઇ તે સન્નારી; એ૦
અગમ્યસરખી, લીલા નિરખી,
જઇએ તુજપર વારી.
જગતબાજીની, રમત અટપટી,
નાથ ! તારી બલિહારી; એ૦

---

## શ્રીસદ્‌ગુરુશરણ પ્રયત્નના માર્ગને સુગમ કરનાર છે.

પદ ૪૩૨.

પ્રયત્નના પંથે રે, નિરાશાના ખડક ઘણા,
દૂરથી દેખાયે રે, ડુંગર એ તો રળિયામણા.
ઉપરથી દેખાય સરલ પણ, એ તો વસમી વાટ,
આગળ વધતાં કદી કદી તો દે-ખાય ન ઘર કે ઘાટ,
આસપાસ ત્યાં જોતાં રે, દુઃખમાં રહે ન મણા; પ્રયત્નના૦
" હમણાં સિદ્ધ કરીશ આ યત્ન હું ", પહેલાં લાગે એમ,
પણ ડગલાં જેમ આગળ ભરીએ. સમજાયે તેમ તેમ,
કામ ન સ્હેલું એ તો રે, ચાવવાના લોહના ચણા; પ્રયત્નના૦
દેખાયે કલ્પનાનેત્રથી, સઘળી વાતો સ્હેલ,
પરંતુ વાસ્તવ યત્ન નથી એ, મનરંજનના ખેલ,
એ તો દળવાનાં રે. ભીનાં ઘઉંનાં દળણાં; પ્રયત્નના૦

મેળવવા ધારેલી સિદ્ધિ, પ્રથમ જણાય નજીક,
પણ કટિ કસીને જેમ જેમ થાયે, પ્રયત્ન અધિકાધિક,
તેમ તેમ દૂર ભાસે રે, સિદ્ધિમંદિરઆંગણાં; પ્રયત્નના૦
સદ્‌ગુરુઅનુગ્રહ ને સદ્‌ગુરુકળ, પણ જો હોયે પ્રાપ્ત,
સહજ પ્રયત્ને સિદ્ધિ મળતી, છો હોય કષ્ટવ્યાપ્ત;
માટે અનન્ય ભાવે રે, રહેવું શરણે નૃહરિતણા; પ્રયત્નના૦

---

## બ્રહ્મની ઉપાસના કરવા પ્રબોધ.

પદ ૪૩૩. ( જાઓજી રાજ તમથી હારી, એ લય. )

સાચો થા બ્રહ્મનો ઉપાસી,
ઓ સંસૃતિવાસિ ! સાચો૦
થઇશ ન તું દેહાધ્યાસી,
કે વિષયવિલાસી; સાચો૦
ભગવાં પહેરીને ભલે થઇશ ના સંન્યાસી,
સઘળું ત્યાગીને ભલે થઇશ ના વનવાસી,
પણ અંતરથી તું નિરંતર રહી ઉદાસી,
થા ભવપ્રવાસી; સાચો૦
બ્રહ્મના દર્શનની વિણવૈરાગ્ય તો આશા શી ?
વિષયવિરાગવિણ કેમ થઇશ તત્ત્વાભ્યાસી ?
અભ્યાસવિના કદિ બ્રહ્મ શકાય ન ભાસી,
જો ! ક્યાસી ક્યાસી; સાચો૦
બ્રહ્મનું દર્શન ટાળે સદ્ય જનિમૃતિફાંસી,
સહજ સ્વભાવે થાયે સિદ્ધિઓ સઉ દાસી,
ઝટ બ્રહ્મનું દર્શન કરવા થા ઉલ્લાસી,
જે છે સુખરાશિ; સાચો૦

---

## ઇષ્ટાનુગ્રહનું ભાન ન કરનાર અંતઃકરણના સોપાલંભ ઉદ્‌ગાર.

પદ ૪૩૪. ( વાહરે લટકો મેં જોયો તમારો, એ લય. )

છાના રો' બધું જાણી મૂક્યું છે,
છેટા રો' એ તો જાણી મૂક્યું છે,
જાણી મૂક્યું છે, બધું નાણી મૂક્યું છે; છાના૦

કંઇક કાળથી આવ્યો મને પણ,
દળદર હજી મારું કંઇ ન ફુંક્યું છે; છાનાં૦
ધણી થયા પણ ઘરના ઢોરનું,
પૂછ્યું ન, ખાધું કે આ તે ભુખ્યું છે; છાનાં૦
કરગરી કરગરી કહ્યા કર્યું પણ,
તમારા મનથી તો ગધેડું ભુંક્યું છે; છાનાં૦
કહેવાનું હજી બાકી રહ્યું શું,
કહી કહીને મારું માથું દુખ્યું છે; છાનાં૦
બોલી બોલીને હાંફ ચઢી છે,
બોલવું પણ હવે નેવે મુક્યું છે; છાનાં૦
મારો કે તારો હાથ તમારે,
ઢોર આ તો તમને વેચાઇ ચુક્યું છે; છાનાં૦

---

## हृदयमां जई विविध अनुभव लेवा मनने उपदेश.

પદ ૪૩૫. ( ગાન મધુરાં કંઇ ગા, એ લય. )

હૃદયસરે જઇ ન્હા, પ્રિય મનવા ! હૃદયસરે જઇ ન્હા,
એ સરવરનાં જલ અતિ મીઠાં, તેમાં રસબસ થા;–
કમલ સુકોમલ ત્યાં કંઇ ખીલ્યાં, જજે ગંધ ગ્રહેવા;–
ચિત્તાકર્ષક ગાન થતું ત્યાં, ધર તું તન્મયતા;–
દઢ આલિંગન દેજે પ્રીતે, સુન્દર સ્વરૂપ છે ત્યાં;–
વિષયભોગિ ! તુજને ત્યાં મળશે, ભોગો ભોગવવા;–
ભોગરહિત પરિણામે થઇશ જો, હૃદયે ધરીશ સ્થિરતા;–
સચ્ચિદ્દ્ઘન પ્રભુ ત્યાં છે તે શું, એકરૂપ થઇ જા;–

---

## श्रीइष्टना समीप रहेवा निमित्त स्तुति.

પદ ૪૩૬. ( મમ ઉરસરના રમનારા, એ લય. )

મારા નયનતણા એક તારા,
મારા હૃદયની અમૃત ધારા,
મુજ એક જ જીવનદોર.

રહ્યાં શુષ્ક જીવન આ મારાં,
તેમાં અવનવો રસ ભરનારા,
તમે મુજ અંતરના ચોર; મારા૦
આ વિશ્વે વિહરતી વાદળી હું,
હઉં દૂર પણ તમ પ્રતિ લળી લળી રહું,
પ્રસન્ન કરી તમને પણ થનગન નચવું મારા મોર; મારા૦
તમે ચન્દ્ર હૃદયના છો મધુરા,
છો તમે ન મળવામાં શૂરા,
ફરી ફરી પાછું તમને જોતું,
મુજ આ ચિત્તચકોર; મારા૦
આપણ નિશદિન સંગી રહેતાં,
એકમેકને ઉર કંઇ કંઇ કહેતાં,
જીવન લ્હાવ પરસ્પર અનુપમ–
અનુભવશું કંઇ ઓર; મારા૦

---

## अनन्याश्रयी साधकना उपास्यप्रति उद्गार.

પદ ૪૩૭. ( અમે સઉ એક ઝાડની ડાળ, એ લય. )

અમે પ્રભુ ! એક આપના દાસ,
આભ અવનિ બે એક થાય પણ, ત્યજીએ ન એ વિશ્વાસ;– અમે૦
અન્ય ઉપાસ્ય ભલેને અનવધિ સિદ્ધિપ્રદાતા હોયે,
આપ ભલેને અનવધિ દુઃખો, અમને આપો તોયે;– અમે૦
અન્યને ઉપાસી, ઈશ્વિરસરખો, થાય ભલે એક જંતુ,
સિદ્ધિરહિત અમે સઉ વિશ્વે, રહીએ ભલે પરંતુ;– અમે૦
અદ્ભુત બળ કે શક્તિ અલૌકિક, શકે અન્ય કો આપી,
ભલે શક્તિ કે બળહીન રાખો, અમને નિત્ય, તથાપિ; અમે૦
સંસૃતિસાગરમાંહિ તવ પદનાવવિષે અમે બેઠા,
આપને અધીન છઇએ, તારો, અથવા પાડો હેઠા;– અમે૦
અમ કલ્યાણનિકેતન જાણી, આપનો આશ્રય લીધો,
સુખ વા દુઃખ દેવાનો તમને, પરવાનો અમે દીધો; અમે૦
થયા આપના કોટિકલ્પે અન્યતણા ન થનારા,
નરહરિ સ્વામિ ! એહ ટેક અમ, આપ જ નીભાવનારા;– અમે૦

---

## नेत्र ए हृदयगतभावोनुं दर्पण छे.

પદ ૪૩૮. ( ગૃહસ્થાશ્રમની શોભા સઘળી, એ લય. )

લલિત જીવનની હૃદયલલિતતા લોચનથી સમજાય,
એ લોચનમાં લલિત ઊર્મિના, પ્રાણ પ્રકાશિત થાય (૩); લ૦
એ લોચન કંઇ હોય રસીલાં, નિર્મળ મનહર ને હરખીલાં,
પ્રસન્નતા રહેતી તે માંહ્ય, શાંત સુધારસ ઝરે સદાય; એ૦
એ લોચન નથી ક્રોધ કરતાં, સદા સ્નેહીને હુંફ દેતાં,
શોકથી નવ કદી સંકોચાય, ક્લેશ અશ્રુથી કદી ન ભીંજાય; એ૦
ઘડી ઘડી જોવા ભાવ ઉલટે, નિર્વિકાર કાંઇ પ્રેમ પ્રકટે,
અકારણે આકર્ષાવાય, જોતાં કદી નવ તૃપ્ત થવાય; એ૦
એ દૃષ્ટિનાં બન્ધન ન્યારાં, જન્મ્યા નથી કો છોડવનારા,
એક કટાક્ષ જ જો ફેંકાય, તે જનમન રસબસ થઇ જાય; એ૦
એવાં નયનોને નિરખવા, એ દૃષ્ટિપાતોને ઝીલવા,
જીવનનો એ લ્હાવ ગણાય, ધન્ય પીયૂષ એ પી ને પાય; એ૦

---

## आंतर ज्योतिनां रश्मि झीलवा निमंत्रण.

પદ ૪૩૯. ( મારી કયારીમાં મ્હેંક મ્હેંક મ્હેંકે, એ લય. )

મારા અંતરમાં જ્યોતિ એક જાગી, સુભાગી કોઇ,
રશ્મિ ઝીલો–રશ્મિ ઝીલો.
જેની દીપ્તિથી માયા દૂર ભાગી, સુહાગી કોઇ,
રશ્મિ ઝીલો–રશ્મિ ઝીલો.
રશ્મિ એ અલૌકિક, જીવનને ઉજાળતી,
અંતરનાં તિમિરને તે સહજમાં ટાળતી,
પૂર્ણપણે તેમાં અનુરાગી, મહાભાગી કોઇ,
રશ્મિ ઝીલો–રશ્મિ ઝીલો.
જે કાંઇ જેવું છે તેવું બતાવતી,
ભ્રાન્તિને ટાળી ને સ્વરૂપને જણાવતી,
અન્ય સર્વ આસક્તિ ત્યાગી, વિરાગી કોઇ,
રશ્મિ ઝીલો–રશ્મિ ઝીલો.

પૂર્ણ અભિમુખતા એ રશ્મિને ઝીલાવે,
તન્મયતા થાતાં હૃદય જ્યોતિ તે જગાવે,
સિદ્ધિ સધાવે મોંમાંગી, બડભાગી કોઇ,
રશ્મિ ઝીલો-રશ્મિ :

---

## અંતિમ અભ્યર્થના.

પદ ૪૪૦. ( જય જય જગપતિ, એ લય. )

જય કલ્યાણનિકેતન સ્વામિ ! છો સઉના અંતર્યામી;-જય૦
માનવજીવન તવ આધારે, વહી રહ્યાં છે આ સંસારે,
(તેને) કરજો ઉન્નતગામી; જય૦
જરી પણ લીધો આપનો આશ્રય, તેનો તો પરિણામે જયજય
પણ તારો જે કામી;-જય૦
દુર્બલને પ્રભુ આપનું દો બલ, આપતણું પદ પરમ અવિચળ
જેથી શકે એ પામી; જય૦
સ્વતંત્ર છો પ્રભુ અનુગ્રહ કરવા, અનુગ્રહવિણ આ જીવ નથી ત
રો દુર્દૈવને ડાંમી; જય૦
નરહરિનાથ ! અધિક નવ કહીએ, કરુણા કરજો જેથી રહીએ,
તવપદમાંહિ વિરામી; જય૦

---



|| ॐ श्री ||

# શ્રી શ્રેયસ્સાધકઅધિકારીવર્ગના સદ્‌ગુરુ શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજીના રચેલા આકર્ષક ગ્રંથો.

| | મૂલ્ય : | પોસ્ટેજ : |
| --- | --- | --- |
| श्री उपेन्द्रगिरामृत–प्रथम परिवाह. | १–८–० | ०–२–० |
| श्री दिव्यमूर्ति. | १–०–० | ०–१–० |
| श्री सुदामाख्यान. | ०–८–० | ०–१–० |
| श्री शुकजनकाख्यान. | ०–३–० | ०–१–० |
| श्री सद्‌बोधमन्दार–प्रथम गुच्छ | २–०–० | ०–३–६ |
| जीवनव्रत. | ०–२–० | ०–०–६ |
| साधनश्रेणी. | ०–१२–० | ०–१–० |
| साधकोनो सूर्योदय. | ०–२–० | ०–०–६ |
| प्राणीमात्रप्रति विशुद्ध प्रेम धरवो ए सत्सुखनो सरल उपाय छे. | ०–२–० | ०–०–६ |
| नवीन कर्तव्य. | ०–२–० | ०–०–६ |
| साधनोनी सिद्धि शाथी नथी थती ? | ०–२–० | ०–०–६ |
| मातृहृदयवेदन. | ०–८–० | ०–२–० |
| गुरुभक्तिमाहात्म्य. | ०–४–० | ०–०–६ |
| रसदर्शन. દરેકનું મૂલ્ય ૬ થી ૧૦ આના. દરેકનું પોસ્ટેજ | | ०–१–० |

संवादः

| | | |
|---|---|---|
| जवावी श्रद्धा. | ०-८-० | ०-१-० |
| वालनी फाल. | ०-४-० | ,, |
| महदाश्रय. | ०-८-० | ,, |
| अधमोद्धारण. | ०-८-० | ,, |
| मंत्रब्रह्मत्व. | ०-८-० | ,, |
| सेवनासिद्धि. | ०-६-० | ,, |
| भक्तिवल. | ०-४-० | ,, |
| जीवनपतनो. | ०-४-० | ,, |
| संध्याबल. | ०-८-० | ,, |
| चिरंजीवन. | ०-६-० | ,, |
| कीर्तनादि साहित्य. દરેકનું મૂલ્યઃ ચાર થી દશ આના. | | ,, |
| रसाञ्जलि. | ०-१२-० | ०-१-० |
| चिन्तन गीता. | ०-४-० | ०-०-६ |

---

## શ્રીમતી જયન્તીદેવીરચિત ગ્રન્થો.

| | | |
|---|---|---|
| श्री जयन्तीपद्यपीयूष. | १-०-० | ०-२-० |
| श्री उपेन्द्रभगवत्स्तोत्र. | ०-६-० | ०-२-० |
| कीर्तनमञ्जरी. | દરેક છૂટા વિભાગનું મૂલ્યઃ ૩ઃ થી ૮ આના. પોસ્ટેજ જુદું. | |

---

## શ્રી શ્રેયસ્સાધકવર્ગના સમર્થ લેખક શ્રીમાન્ છોટાલાલ જીવનલાલના રચેલા રસપૂર્ણ ગ્રંથો

| | | |
|---|---|---|
| श्री योगिनीकुमारी–प्रथम भाग. | २-८-० | ०-४-३ |
| श्री योगिनीकुमारी–द्वितीय भाग. | ३-४-० | ०-५-३ |
| श्री सुधास्रोतस्विनी–प्रथम कल्लोल. | ०-५-० | ०-०-६ |
| श्री सुधास्रोतस्विनी–द्वितीय कल्लोल. | १-८-० | ०-०-० |
| विज्ञाननी रसिक वार्ताओ. | ०-१२-० | ०-२-० |

| | | |
|---|---|---|
| मंगलप्रेरित सन्देशा अथवा दूरदर्शक-तरुनुं अद्भुत प्रकाशन. | १–०–० | ०–२–० |
| अध्यात्मबलपोषक ग्रंथमाला-प्रथम अक्ष. | १–८–० | ०–१–० |
| विद्यार्थीनो साचो मित्र. | १–०–० | ०–१–६ |
| बंधकोशनो उपाय. | ०–१–६ | ०–०–६ |
| बालकोने केवी रीते केळववां ? | ०–५–० | ०–०–६ |
| ब्रह्मचर्य. | ०–१–६ | ०–०–६ |
| रोग टाळवाना उपायो. | ०–१–६ | ०–०–६ |
| प्लेगथी बचवानो कोइ उपाय नथी शुं ? | ०–१–६ | ०–०–६ |
| ईश्वरनी भक्ति मनुष्योए शा माटे करवी ? | ०–२–० | ०–०–६ |
| श्रेयस्साधकअधिकारीवर्ग ए शुं छे ? | ०–०–६ | ०–० ६ |
| मूर्तिपूजानुं खंडन करनारा मूर्तिपूजाना रहस्यथी केटला अज्ञान छे. | ०–१–६ | ०–०–६ |
| दुग्धोपचार अथवा दुधना सेवनवडे सघळा रोगो टाळवानो उपाय. | ०–२–६ | ०–०–६ |
| धनवान थवानी अमोघ कला. | १–०–० | ०–१–० |

---

| | | |
|---|---|---|
| श्री भारतीप्रतिभा. (श्री भारतीदेवी.) | ०–८–० | ०–२–० |

---

## श्री श्रेयस्साधकअधिकारीवर्गना लेखकोना ग्रंथो.

| | | |
|---|---|---|
| श्री भारतीअर्चन-अञ्जलि. | ०–८–० | ०–२–० |
| हृदयनिवेदन. | ०–४–० | ०–०–६ |
| पुरुष अने स्त्री. | १–०–० | ०–२–० |
| श्री सद्बोधस्रवन्ती. | ०–४–० | ०–१–० |
| श्री सदुपदेशश्रेणी. | ६२ थी ७६ सुधीना दरेक भागनुं मूल्यः ८ थी १२ आना. पोस्टेज दरेकनुं ०–२–० | |

સૂચીપત્રમાં જણાવેલા પુસ્તકો મળવાનું સરનામું:

વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર.

વિશ્વવંદ્ય-ઉદ્યાન-વડોદરા.

# श्री सद्बोधमन्दार

શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજીએ શ્રેયસ્સાધકોને તથા સજ્જનોને પ્રસંગોપાત્ત જે પત્રો લખ્યા હતા તેમાંથી બોધક ભાગોનો આ ગ્રન્થમાં સંગ્રહ કરવામાં આવ્યો છે. આ ગ્રન્થમાં વેદાન્તના સિદ્ધાન્તોથી ઓતપ્રોત, આબાલવૃદ્ધને ઉપયોગી વિચારો અત્યન્ત રસવાળી શૈલિથી જણાવ્યા છે. શ્રીમદ્ ઉપેન્દ્રભગવાનનું 'રસદર્શન' વગેરે સુન્દર સાહિત્ય ગુજરાતી સાહિત્યમાં અપૂર્વ રસવાળું છે, એમ તેને જોનાર, વાંચનાર મુક્તકંઠે મુગ્ધભાવથી પ્રશંસા કરે છે. તેવો જ અદ્‌ભુત આ ગ્રન્થ છે. વાંચનારનું ચિત્ત ઉચ્ચ વસ્તુપ્રતિ સહજ સ્વભાવે આકર્ષાય છે, અને તેમાં દર્શાવેલા વિચારોને આચારસિદ્ધ કરવા વેગ પ્રકટાવે છે.

ગ્રન્થમાં શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજીની સુન્દર ત્રિરંગી છબી તથા હસ્તાક્ષર મૂકવામાં આવ્યા છે.

જીવનમાં ઉચ્ચ આનંદ, ઉત્કર્ષ તથા સુખ અનુભવવા હોય તો આ પુસ્તક તત્કાલ જ મંગાવો.

મૂલ્ય: રૂા. ૨-૦-૦ (પોસ્ટેજ જૂદું.)